આવૃત્તિ ૧ લી ]   મૂલ્ય સાડાત્રણ રૂપિયા   [ જાન્યુઆરી ૧૯૫૦

પ્રત ૧૧૨૫



પ્રકાશક :

શશિકાન્ત ઍન્ડ કું. ચશ્માવાલા

રાવપુરા, વડોદરા



મુદ્રક :
જયંતિ ઘેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટિંગ પ્રેસ
ઘેલાભાઈની વાડી, ઘીકાંટા
અમદાવાદ

# કાર્યાલય પત્રિકા

( ૧ )

આ ચૌદમુ પુસ્તક બહાર પડે છે. અને પંદરમુ તથા સોળમું જ્યેષ્ઠ માસની આખર સુધીમાં પ્રગટ થશે. તેથી ૨૦૦૬ ના આઠ માસમાં ચાર પુસ્તકો બહાર પડી ગયાં કહેવાશે. એટલે બબ્બે મહિને એકની ગણત્રીએ પ્રગટ કરવાનું ધોરણ તો સચવાઈ રહેશે જ. માત્ર હેરફેર એટલોજ કે, બબ્બે મહિને પ્રત્યેક પુસ્તક બહાર પડવાને બદલે, ચાર મહિને ૧૩મુ—૧૪મા અને બીજા ચાર મહિને ૧૫મુ—૧૬મુ એમ પ્રગટ થશે કે જેથી ૧૪મુ અને ૧૫મા પુસ્તક વચ્ચેનો સમય, કાર્યાલયને અગે બહારગામ પ્રચારાર્થે જવાનો અમને સપૂર્ણ અવકાશ રહેશે

( ૨ )

પુ. ૧૩ મા જાહેર કર્યા પ્રમાણે (જે અમારી સસ્થાએ ઉપાડવાના પાચ કાર્યોમાનુ છેલ્લું છે તેની) યોજનાના કામચલાઉ નિયમો આ પુસ્તકને અંતે જોડયા છે. તે સર્વે વાચકો પોતે પણ વાચે, મનન કરે, અને મિત્ર વર્ગમાં પણ તેનો પ્રચાર કરે, અને જે કાઇ સૂચના કરવી ઘટે તે કરે. એટલે તેને કાયમી સ્વરૂપ આપવું તે ટલે દરજ્જે શ્રેય છે, તેના ઉપર ટ્રસ્ટીમડળ વિચાર કરી શકે.

જાહેર સસ્થાઓ કે મડળો જો પ્રચાર માટે અમારી આ યોજનાના નિયમોની છાપેલ નકલો મંગાવશે તો બુકપોસ્ટ દ્વારા મોકલી આપીશું. અમારૂ એમ માનવુ છે કે જો આ યોજના અમલમાં મુકાય તો

મદદની રાહ જોતાં અનેકને. મદદ મેળવવા માટેનો માર્ગ સરળ બનશે. તેમજ સગઠન અને સહકારથી કેવું સારૂ પરિણામ મેળવી શકાય છે તેની સાબિતી દુનિયા સમક્ષ બતાવી શકાશે

( ૩ )

અધારામા જો પ્રકાશ મળે છે તોજ માર્ગ સરળ બને છે; તેમ આ જીવનમા પણ જ્ઞાનરૂપી પ્રકાશ મળે તોજ જીવન સુખમય નીવડે છે અને 'પુસ્તકો'જ જ્ઞાન મેળવવાનુ સર્વોત્તમ સાધન છે. એમ સર્વ કોઇ નિર્વિવાદપણે સ્વીકારે જ છે. તો પુસ્તકો વાંચવાનું સર્વ કોઇને કેમ બને તે માટેની અમે પુસ્તકાલયની જાળ-ગૂથણી ( Net of Libraries ) ની યોજના ઘડી કાઢી છે. ( જે અમારી સસ્થાએ ઉપાડવાના પાચ કાર્યમાનુ બીજુ કાર્ય છે ) તે માટેના નિયમો બનતા સુધી પુ. ૧૫ કે ૧૬ માં પ્રગટ થશે. તે વાંચી જવા અને બનતો લાભ ઉઠાવવા સર્વ કોઇને આમત્રણ છે.

( ૪ )

## સંશોધન કાર્ય

દરેકે દરેક ક્ષેત્રમાં સશોધનની અગત્યતા હવે માલુમ પડતી જાય છે. પછી તે ઔદ્યોગિક હોય, સામાજીક હોય, આર્થિક હોય કે સસ્કૃતિક હોય કે અન્ય હોય અમારી આ સસ્થા તો જ્ઞાનપ્રચાર માટેજ અને તેમા પણ સસ્કાર ઘડતર માટેની જ છે, એટલે તે તો જ્ઞાનના સંશોધનમાજ શક્તિ ફોરવવા પ્રયાસ કરે તે સ્વાભાવિક છે; અને સંશોધન માટેનુ કાર્ય સામાન્ય પ્રકારના પ્રકાશન કરતાં વિશેષ દ્રવ્યની અપેક્ષા રાખે છે. તેમા વળી આ સંસ્થા તો પડતર કિંમતે જ તેના પ્રકાશનનો લાભ આપે છે, જેથી સશોધન કાર્ય માટે દ્રવ્યની જોગવાઇ કરવી રહે છે. તે માટે સસ્થાએ વિશેષ પ્રમાણમાં પ્રચાર કરી સભ્ય બનાવવા સિવાય અન્ય ઉપાય નથી. વળી તેના સભ્ય માટેના પાંચ--વાર્ષિક, આજીવન, પ્રશંસક, દાતા, અને મુરબ્બી—

વર્ગમાંથી; પ્રથમના ત્રણ વર્ગને તો, જેટલું લ્યે છે તેટલું બદલામાં પાછું આપે છે; એટલે તેમાંથી કાંઇ બચત રહેતી નથી, જેથી ચોથા (દાતાના રૂ. ૧૫૦૧) અને પાંચમા (મુરબ્બીના રૂા. ૩૫૦૧) વર્ગમા જોડાવાની, જેમને જેમને અનુકૂળતા પરમાત્માએ આપી હોય, તેમને તેમને નમ્રતા પૂર્વક અમને સહાય આપવા વિનતિ કરીએ છીએ.

( ૫ )

અમારૂં પ્રકાશનખાતુ લગભગ પડતર કિંમતે જ સઘળા પુસ્તકનો લાભ આપતી હોવાથી, જયાંસુધી સર્વ પુસ્તકોના ગ્રાહકો ઊભા ન થાય ત્યાંસુધી તેટલુ નાણું સલવાઈ જાય છે ને પરિણામે અમને સ્થિર ચિત્તે કામ કરતાં અટકાવે છે. એટલે અમારી સંસ્થાના ઉદ્દેશ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર, અને જ્ઞાનપ્રચારમાં રસ લેનાર પ્રત્યેક સજ્જન અને સન્નારીને વિનંતિ કે, અમારાં પ્રકાશનો જેમ બને તેમ ગ્રાહકોમાં જ ખપી જાય તેવી સ્થિતિ ઊભી કરવામાં મદદરૂપ થાઓ. તે માટે તેઓ નીચેના કાર્યમાંથી ગમે તે કાર્ય અપનાવી શકે છે.

(૧) પોતાના સગા સંબધી, મિત્ર કે ભાઈબંધોમાંથી ગ્રાહક ઊભા કરી આપે

(૨) પોતે અમુક લવાજમ અમને મોકલી આપી તે કિંમતનાં પુસ્તકો અમુક શખ્સ કે સસ્થાના નામ ઉપર મોકલી આપવા જણાવે

(૩) પોતે તેવુ કોઈ નામ સૂચવી શકે તેમ ન હોય તો અમને જ તેવુ કોઈ નામ પસદ કરી લેવાનું જણાવી શકે છે.

(૪) અમુક રકમ મોકલી તે કિંમતના પુસ્તકો, પ્રભાવના કે લહાણી તરીકે મોકલવા અમને ફરમાન કરી શકે છે.

(૫) અમુક રકમ, કોઈ પ્રકાશનની (સર્વ નકલો કે અમુક સંખ્યા) કિંમત પેટે છાપવામા મદદરૂપે આપી શકે છે, જેથી તે પુસ્તક પડતર કિંમત કરતા પણ સસ્તા દરે સર્વ કોઈને અથવા દાતાની ઇચ્છા પ્રમાણે જરૂરિયાતવાળાને આપી શકાય.

# અનુક્રમણિકા

# પ્રકરણ ૧ લું

## બે અસવાર

"આપણે રસ્તો ભૂલ્યા લાગીએ છીએ!"

"હા, એમે હોય, નહીતર કલાકો વીત્યા છતાંય અરણ્યનો આરો ના'વે?"

"વારુ, પણ આમ ભૂખ્યા-તરસ્યા કેટલે લાંબે સુધી ચાલ્યા કરીશું?"

"તો કોઈક સહીસલામત સ્થાને મુકામ કરીએ."

'મને તો તારી અક્કલજ બ્હેર મારી ગઈ લાગે છે!"

"કાં એમ બોલે છે?"

'તો બીજું શું કહું?—જંગલ છે તે જોતો નથી? આવા ગીચ અરણ્યમાં વળી સલામતી શી ને બીનસલામતી શી?"

"તે તો હું ય જાણુ છું-પણ મેં તો કેવલ હિંસ્રપ્રાણીથી જ બચવાની વાત કરી તને!"

"પણ આપણે ક્યા ત્યારે અહિંસ્ર છીએ જે વળી હિંસ્રથી ડરીએ? માથાં નીચે તલ્વાર અને હાથનુ ઓશીકુ કરી સૂઈશુ એટલે આપણી સલામતી!"

"ખરૂ, ઘર છોડયુ, દેશ છોડયો તેને ડર શો?"

ગીચ અરણ્યમાં વિસ્તરતી અને લાંબે લાંબે દોડતી વનવાટે બે ઘોડેસ્વારો પોતપોતાના ઘોડાઓને ધીમી ગતિએ ચલાવતાં ચલાવતા અન્યોન્ય વાર્તાલાપ કરી રહ્યા છે.

(ઘોડેસવારોએ પોતાનો વાર્તાલાપ આગળ ચલાવ્યો)

"બરાબર છે, ચાલો, તો કોઈક જલાશય શોધી, પહેલા તો થાકેલા ઘોડાઓને પાણી પીવડાવીએ-પછી આપણી ત્રેવડ!"

"વારૂ, પણ આ માર્ગ ખભાત જવાનો તો નહોય જ!"

"એમ શા પરથી તુ કહી શકે છે?"

રસ્તાની આજૂબાજૂની પરિસ્થિતિ એમ મને યાદ આપે છે. એક વખત મારા પિતાની સાથે સ્તંભતીર્થના નગરશેઠને ત્યાં ગયો'તો, અને તે ઘોડા પર."

"અને હુ તો હમણા તાજેતરમાં જ કુમાળપાળની શોધ કરવા જઈ આવ્યો'તો એટલે તારા કથનમાં મને પણ તથ્ય લાગે છે!"

"તો હવે ભરૂચ જઈ કરશુ શુ?"

"આંબડ મેતાને ભોંયભેગો."

"અલ્યા છેવટે છેવટે પણ ભાઈને ભોંયભેગો કરવાની હિમત આવી ખરી!"

"એ બધાય તારા પ્રતાપ!-પણ હેં, સાચે તેં મારા ડોસાને પતાવી જ દીધા!"

"મારો ઘા ખાલી જાય જ ના!"

"તે તો મને પણ ખાત્રી છે, પણ તે એમને તરફડતા જોયા'તા?"

"અરે, ગાંડો થયો છે કે શુ? જોવા રહું ને મને જ કોઈ તરફડતો કરી જાય તો મારી તો ભૂરી વલેહ થાય-પણ ભાઇ, એમા તારે નસીબે ઘી-કેળાં નીવડે!"

"અરે તુ શુ મને એટલો બધો સ્વાર્થી ધારે છે?"

'એમાં ધારવા જેવુ શુ છે? એ તો મહત્ત્વાકાક્ષા માણસને સ્વાર્થી બનાવે છે!"

"હગે, પણ મારી મહત્ત્વાકાંક્ષામાં તારો અડધો અડધ ભાગ છે".

"જોઈએ છીએ કે તારી ને મારી મહત્ત્વાકાંક્ષાના મ્હેલ ગગનચુમ્બી બને છે કે સનૂળ ધરાશાયી બને છે!"

"ભાઈ, આશા અમર છે—માટે એ તો હવે ઝુકાવ્યેજ પાર! પણ હવે એક વાત વિચારણાની રહી તે એ કે અહી આંબડ જોડે જમાવવી પડશે—સ્તંભતીર્થમા હોત તો તો સ્થિતિ જ જુદી થાત!"

"બરાબર છે સ્તંભતીર્થ તો સૂમાસૂનું છે—મને તો આપણા તગદીરમા કૈં ઔર જ લખાયુ લાગે છે!"

"આંબડ મેતાનુ પાણી તે કોઈ દિ માપ્યુ છે?"

"પાણી તો શું—પણ ઊડતે કાને વાત આવી છે કે મેતાજી જરાજરા વિલાસી છે—ને અયશઆરામપ્રિય છે."

"એ સત્તામા આવ્યા પછી મે ભાઇ હોવા છતાંય વધારે પરિચય નહોતો રાખ્યો, કારણ એની પદવી કરતા મારી મંત્રીગીરી ઊંચી હતી. હું મારા ભારમા ને માનમાં રહ્યો'તો—અત્યારે એમ થાય છે કે જો, એવુ સંકુચિત વર્તન મે એની સાથે ન રાખ્યુ હોત તો સરવાળે આજે મને ફાયદો થાત—એના સ્વભાવથી માહિત થાત તો તે માહિતી અત્યારે આપણે ખપમાં આવત હશે, પણ હવે કૈંક કરવુ તો પડશે જ! આમ એકલા ધોયેલા મૂળા જેવા ગયે કૈં લાટના યે સૂબા થવાનુ છે?"

"અલ્યા, પણ તારો દેવોનાયક કયાં?"

"કોણ જાણે મારો વ્હાલો ક્યાંયે રખડતો હશે! ભીલની જાત—હાર ખાય એટલે પછી માલિકને મોઢું જ ન બતાવે!"

"એ હોય તો . ..." અજય પોતાનું વાકય પૂર્ણ કરે તે પહેલાં તો તેમના ઘોડાઓ પાછળથી એક વ્યક્તિ, સામે આવી હાથ જોડી બોલી, "મડાજ!"

"કોણ અલ્યા , દેવો?" ચાહડે ઘોડા પરથી નીચા વળી ધારી ધારી આગંતુક વ્યક્તિની મુખાકૃતિ જોતાં કહ્યું.

યમુનાનાં કાજળ જલમાં બે શ્વેત મત્સ્ય સમી તરવરતી આંખો "મહારાજ"ની મુખાકૃતિ પર માંડી, વ્યક્તિએ જવાબ આપ્યો, "હાં, માડાજ—અનદાતા!"

"એલા દેવા, તું હજી જીવે છે?"

"હા, બાપુની કડપાથી!"

"મને તો લાગ્યું'તું કે તારી કામઠીએ નાસભાગ કરી એટલે તું મરાયો હશે–પણ લ્યા, તને તો જીવતો દેખું!"

"બાપુની કડપાથી!"

'અમારી તો તારા પર હતી તેવી ને તેવીજ હજુ કીરપા છે પણ તમે લોકો કે હવે અમારા પર કીરપા કરો એમ છો?"

"અનદાતાની રજાની વાડ!"

"વારૂ, પણ અમારી સાથે ખંભાત આવશે?"

"પણ બાપુને ખંભાત જતા અહીંથી બે દન લાગે છે–વખત છે.

'તો, અમારે તો ખંભાત જવું છે!'

'બાપુ, રસ્તો ભૂલતા દેખું!'

'તો હવે પાસેમાં પાસે અહીંથી ક્યાં ને કીયે ગામ નીકળશું?'

'પાછે તો આવછે છકલતીડથ, નીકોડા, ઝાડેછડ, પછી માહુદડ ને પછે આવછે આમડા મેતાનુ ભહુસ!'

'દેવા, આંબડ મહેતાની શી ખબર છે?'

'કાલે રાતડે મેતા ભહુસના નગડછેઠને તિયા જમવા ગિયા ઉતા.'

'એ ખબર તને કેવી રીતે મળી?'

'બાપુને કઉ જે–માડા બે માનછ કાલે છેડમાં ગિયા ઉતા તે નગડછેઠને તિયાં થઇને આયવા. ઉતા–મો'ડ મો'ડ વા'નામાં હુ બી ગિયો ઉતો–દાદા?'

'વારૂ, એ તો બધુ ય ઠીક, પણ અત્યારે તારી પાસે કામઠી કેટલી છે?'

'બાપુને કે'ઉ જે પાટણના વેડામાં જેટલી ઉતી તેટલી તો હવે ની મે–તો પણ પાંચ છ કોડી ઉશે!'

'તે બધા અત્યારે ક્યાં છે?'

'બોલાઉં બાપુ?'

'કેમ, શું?' ચાહડે અજય તરફ જોયું.

'હા, હા, માપ તો કાઢી જો!' અજયે જવાબ આપ્યો.

'નાયક, બોલાવ તારી કામઠીને!'

ચાહડની રજા મળતાં તરત જ ભીલનાયકે રણશીંગડું ફૂંક્યું અને જોતજોતામા તો ચારે બાજૂથી 'હો! હો!' ના અસ્ખલિત નાદ કરતી કામઠીઓ ઉભરાઇ ગઇ. અરણ્યની ચતુર્દિક્ ધૂળના ગોટાથી છવાઇ ગઇ, અને ઘડી પહેલાંનુ નિર્જન કાનન સજન થઇ ગયુ-સજીવન બન્યુ!

નીચે દેવાનાયકના માણસો અને ઊંચે આકાશમા અનંત તારકમંડલ જોતાં જ શિથિલ પડેલી અજય ચાહડની વૃત્તિઓએ પણ જાગૃત થઇ અનંત દિશાઓ તરફ પ્રયાણ કરવા માંડયુ!

'અજય! આટલા જ માણસોએ પણ ગફલતી કે વિલાસમાં પડેલા ભૃગુકચ્છના દંડનાયકને હંફાવવો એ રમત વાત છે!' ચાહડે અજય તરફ મોઢું ફેરવી કહ્યુ.

"તુ ધારે છે તેવી છોકરાની રમત નથી."

"કેમ?"

"દંડનાયક વિલાસી છે તેવો જ વીર છે!"

'વારુ, તો કરવુ શું હવે?"

"કરવાનુ એ કે હમણા તો દેવાને રજા આપ-પહેલા આપણે બે એકલા જ ભરૂચના હાલહવાલની યથાર્થ પરિસ્થિતિની માહિતી મેળવી આવીએ-ત્યારબાદ દેવાની જરૂર."

"પણ અત્યારે કયો સાળો કિલ્લાના દ્વાર ઉઘાડશે?" વગર રજાએ પણ વાતનો સાર ખેંચી લઇ બાજૂમાં ઊભેલા દેવાએ ટાપસી પૂરી, "બડાબડ છે બાપા—અત્તાડે કિલ્લેદાડ ખોલછે ની"

"તો કહે ને અત્યારે અમારે જવુ કયાં?"

"શકુલતીર્થ અહીંથી કેટલુક દૂર છે?"

"બાપા, દૂડ તો ખડુ—દોડ દિવ'છ લાગે છે."

"દેવા, આપણે તો કાલે બ્હાણામા પહોંચાય એવું કોઇક કંઇક ગામ સારૂં"

"ગામ તો ની દાદા, પણ માદેવજી કે નિયા લઇ જાઉં."

"મહારૂદ્ર ?"

"હા–હા એ બાપા, એ માહુદ્દ્દ, માહુદ્દ્દ. ચાલો–તો કામડી જીગાથે લઉં કે ની ?"

"ના, અત્યારે કામડીને વિદાય કર–પણ કોઇક પાસેમા પામેની જગ્યાપર તૈયાર રહેવાની સૂચના આપી દેજે"

"પાડેમા પાછે તો આજ ઠેકાનુ દાદા !"

"કેમ, મહારૂદ્રની પાસે રાખે તો ?"

"દાદા, તિયાં તો પકડાઇ જીએ ને મડા જીએ."

"તો વારૂ, તને ઠીક લાગે તે વ્યવસ્થા કરી લે અને તુ અમારી સાથે ચાલ, અમને મહારૂદ્રસુધી મૂકી જા–પછી પાછો ફરી જજે !"

'દાદા, મા'ડી ફૂકડ ને કો'"

"તો ચાલ, માણસોને રજા આપી દે"

જ્યારે ચાહડ દેવા સાથે વાતમા ગૂંથાયો હતો ત્યારે અનંતાનો રસિયો અજય અશ્વને જરાક ત્રાંસો ફેરવી આકાશસુન્દરીના તારા-મંડલને અનંતાની યાદભરી તરસી આખે નિહાળી રહ્યો હતો.

સહસા તેની નજર નીચી ઢળી અને સામી દિશામાં તેને ધૂળના ગોટા ઊડતા જણાયા.

તેણે દેવા તરફ ફરી કહ્યુ, "દેવા, હમણા કામડીને રજા ના આપીશ–થોભી જા !"

એક બે પળને માટે અરણ્યભૂમિ પર શાંતિ છવાઇ અને ત્રીજી જ પળે શાંતિમા સૂતેલા સમસ્ત પંખી સમાજમાથી, અજયના માથા પરના એક વૃક્ષ પરના માળામા અણચિંતવ્યા બે પંખીઓ ચીંચી કરી ઊડયાં ને અંતે લઢી પણ પડયા

બે પાંચ ઝાડો ઓળંગીને ચોથા પાંચમા ઊંચા, ઘેરા લીલા,

રંગના વૃક્ષ પર કાલજીવ્હા-ચીબડી બોલી.

અને અરણ્યમાં આખે શીંગડું ફૂંકાયુ. જોતજોતામાં ચારે દિશામાંથી પાચ પાચ ઘોડેસવારની ટૂકડી જગલની પત્થરિયા ભૂમિ પર ધસી આવી અને વાતોડિયા ઘોડેસવાર યુગલને સહસા ઘેરી લીધુ.

ઓચિંતા હલ્લાથી ભીલસૈન્ય જરાક પાછું હઠી ગયુ.

મોડી મોડી પણ અજય-ચાહડે મ્યાનમાંથી તલ્વારો ખેંચી ને તેમાના એકે તો સામે ઊભેલા એક ઘોડેસવારની ગર્દનને તાકી ઘા કરવા, તે વીંઝી પણ ખરી !

સામા અસવારે પોતાની તલ્વાર પર તેનો ઘા ઝીલી લીધો, પણ પરિણામમાં ઘા કરનારના હાથમાંથી તલ્વાર સહસા છટકી ગઈ ને દૂર જઇ પડી.

ઘા ઝીલનાર અસવાર વધુ નિકટમા આવ્યો અને નીચા નમી ઘા કરનારનું મુખ જોઈ લીધુ.

ઘા કરનારે ગર્વથી ખીજાઈને પૂછ્યુ· "શુ જુએ છે ?"

"તારૂ કાળુ મોં !"

"શું ?"

"કાળુ મોંહુ !"

નિઃશસ્ત્ર બનેલા ઘોડેસ્વારની પૃષ્ઠે ઊભેલા અશ્વારોહીથી આ મ્હેણુ ન સ્હેવાયુ એટલે તે આગળ ધસ્યો ને સત્તાસૂચક અવાજે બોલ્યો: "અલ્યા કોણ છે આવડો ઘમંડી ? માથુ વ્હાલુ હોય તો જબાનને લગામમાં રાખ, નહીંતર ."

"અલ્યા, મગતરામા ને માતગમાં કે ભેદ જુએ છે કે ?"

"એટલે ?" એમ કહી પડછાયમા ઊભેલો ટૂકડીનો સરદાર ઘોડેસવારની સામે ધપ્યો ને એક વિચિત્ર પ્રશ્ન કર્યો.

"કેમ, ઓળખ્યો ?"

"કોણ, લલિત ?"

"હા, અજય !"

અજયે બાજૂમાં ઊભેલા સાથીદાર ચાહડ તરફ નજર ફેરવી ને કહ્યુંઃ "ચાહડ, લલિત લઢવા આવ્યો છે!"

"કેમ ના'વે-બાપ લઢયો, હવે બેટાની વારી ચાલો, ત્યારે વારાફરતી લઢી લઈએ."

લલિતે મશ્કરીથી આગળ ચલાવ્યુ, "હુ લઢવા નથી આવ્યો પણ તમને પાટણનો રસ્તો બતાવવા!"

"બતાવ્યા, બતાવ્યા હવે પાટણનો રસ્તો! તુ માણસની હુકમા ઊભો છુ તે ડરાવતો હશે કેમ?" અજયે જરાક કટાણું મોઢું કર્યુ.

"કા'તો બધાયને રવાના કરી દઉં!"

"તું જાણે ને તારાં માણસ જાણે-અમારો પીછો છોડ-અમને અમારા પથે પડવા દે!"

'પાટણનો રસ્તો બતાવુ' હુ આગળ ચાલીસ, પણ પાટણના યુદ્ધમા ભૂપાલદેવીના હાથી પર છદ્મવેશે ઘા કરનાર યુવક જેવુ કૈં અઘટિત ન કરતા!"

"હવે વધારે શેખી અને બહાદૂરી રહેવા દે!"

"અજયકુમાર, આ કૈ અનંતાનુ વિલાસભવન નથી, સમજ્યા?"

અજયે લલિતના આપેલા પ્રત્યુત્તર તરફ બેદરકારી બતાવી તરત જ દેવોનાયક જે દિશામાં ઊભો હતો તે દિશામાં ગરદન ફેરવી અને એક હાક મારી, "દેવાનાયક!"

સામો અવાજ આવ્યો, "માડા .જ!"

"બોલો, ચાહડ મહારાજની જય!"

"જે બાપા! જે-ચાહડ માડાજની જે!" દેવાએ મહારાજની જે કરી.

"શું જૂઓ છો-જે કરો!"

"એલા બોલો, ચાહડ માડાજની-જે!" દેવાનાયકે પોતાના માણસો પાસે ચાહડની જે બોલાવડાવી, ચારે બાજૂથી "જે-જે" ના કર્ણભેદી કઠોર રણનિનાદ થયા સંકેત થયો ને ચારે દિશામાંથી

અરણ્યભૂમિ પર, યુદ્ધની રાહ જોતા લલિતના ઘોડેસવારોની ટૂકડી પર બાણોનો વરસાદ થવા માંડયો. ચાહડ ને અજયમાં તો જાણે પૂર્વજોના પૂર આવ્યાં.

ઘોડેસવારની ટૂકડી આ અણચિંતવ્યા હલ્લાથી ને તીરની મૂસળધારથી સહસા ગભરાટમાં પડી ગઈ, પણ લલિતે તેમને સામરિક સાંકેતિક ભાષામાં સુવ્યવસ્થિત કરવાનો પ્રબળ પ્રયત્ન ને પ્રયાસ કરવા માંડયો. અણજાણી ભૂમિમા અણજાણ્યા હલ્લાથી અણજાણ્યુ ભગાણુ પડયુ તે તો પડયુ જ ! લલિતના પ્રયત્નને વાઞ્છનીય સાફલ્ય તો ન જ મળ્યું ! અડધોએક કલાક અવિરત બાણધારાથી રૂધિરથી ધોવાતા ને ખરડાતા શરીરે પણ ઘોડેસવારો ભાંગ્યું તૂટ્યુ લઢયા.

અણધાર્યા હલ્લાને પહોંચી વળવાને લલિત હોંકારા કરીને સૈનિકોનો સામનો કરવામાં જે સમયે રોકાયો હતો, તે જ સમયે લાગ સાધી ચાહડ અને અજય યુદ્ધભૂમિ પરથી, ભીલો અને ઘોડેસવારોને લઢતા મૂકી, દેવાનાયકને લઈને કયારના ય પલાયન કરી ગયા હતા.

લલિતને ખબર નહોતી કે રણવીરો યુદ્ધભૂમિ પરથી તેની નજર ચુકાવી પોબારા ગણી ગયા છે તે તો પોતાની અસિનો જરા સ્વાદ ચખાડવા અજય અને ચાહડને જ શોધતો હતો.

ચાહડ અને અજયને શોધતો શોધતો લલિત આગળને આગળ જ ધપ્યે જતો હતો. પણ ભાનભૂલ્યા મહારથીને ખબર નહોતી કે, પોતે પોતાની જાતને અજાણપણે મૃત્યુનો બલિ બનાવી રહ્યો છે.

અજય ને ચાહડની શોધ કરવા જતા એક તીર સનન કરતું ડાબી બાજુએથી આવ્યુ અને તેની કમ્મર વિંધી નાંખી.

વીરમણિ ઘોડા પરથી નીચે ઉથલી પડયો



## પ્રકરણ ૨ જું

### શ્રીનગર

પુરાણકથાકથિત મહાગુજરાતનુ જગખ્યાત વ્હેપારકેન્દ્ર, લક્ષ્મીનગર, શ્રીનગર, ભૃગુપુર, ભરુકચ્છ તેજ ભરૂચ.

સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળ મહારાજના રાજત્વકાલમાં મહીથી તે તાપી સુધીનો દક્ષિણ ગુજરાતનો પ્રદેશ લાટમંડલને નામે પરિચિત હતો.

ઈ. પૂ. ૬૦ થી ઈ સ. ૨૦૦ સુધીમાં બરૂગાઝા (ભરૂચ) મ્હોટામાં મોટું વ્હેપારનુ મથક ગણાતુ હતુ. ભરૂચનો વ્હેપાર જળમાર્ગે મિસર, દક્ષિણ અરબસ્તાન અને ઈરાની અખાતના બંદરો સાથે અને ખુસ્કીને રસ્તે ઉત્તર સિંધ સાથે, પૂર્વમાં ઉજ્જન સાથે અને દક્ષિણમાં નગર (દૌલતાબાદ) અને પ્લીથન (પૈઠણ) સાથે સંકલિત હતો. મિસર અને અરબસ્તાનથી સોનુ, રૂપું, પિત્તળ, કલાઈ, પારો, સુરમો, કાચ, પોખરાજ, પરવાળા, દારૂ, કમળ કપ્પડ અને રંગબેરંગી દુપટ્ટાઓ આવતા, ઈરાની અખાતના બંદરોથી ગુલામો, સોનું, મોતી (હલકાં, પણ ઘણા) ખજૂર, દારૂ અને કપ્પડ; ખુસ્કીને માર્ગે સિંધથી પેટી, રૂ, મરચાં, હીરાગોળ, હાથીદન્ત અને રેશમ; ઉજ્જન અને દક્ષિણથી ચીનાઈ વાસણ, મલમલ, અને કાપડ આવતા; ભરૂચથી મિસર અને અરબસ્તાન માટે ભાત, ઘી, તેલ, રૂ, ખાંડ મલમલ, અને દુપટ્ટા ચઢતાં: અને ઈરાની અખાતના બંદર માટે પિત્તળ, શિંગડાં, સુખડ અને અબનુસનાં લાકડાં ચઢતાં ભરૂચમાં વળી આફ્રિકાથી સોનુ અને

મલબાર તથા સિંહલદ્વીપથી તજ અને મરી પણ આવતાં.

લાટમંડલનો રાષ્ટ્રપતિ (દંડનાયક) આમ્રભટ્ટ—આબડ ભૃગુકચ્છમાં નિવાસ કરતો. રાષ્ટ્રપતિને છત્ર અને ડંકો જે રાજચિન્હો ગણાય છે, તેનો વ્યવહાર કરવાની રાજઆજ્ઞા હતી અને તેથી તેમને રાષ્ટ્રપતિ ઉપરાત "છત્રપતિ" અને "ડંકાપતિ"ના બિરૂદથી પણ ઓળખવામા આવતા હતા.

ભૃગુકચ્છમા પ્રવેશ કરવાનુ કિલ્લાનુ સિંહદ્વાર તે ઝાડેશ્વરી દરવાજાના નામે પ્રખ્યાત હતું. તે દરવાજે શહેરમા પ્રવેશ કરતા પ્રથમ આવતો ઝાડેશ્વરી ચોક—તેને કેટલાક બહાદરચોકના નામે પણ ઓળખતા. ત્યાંથી ચાર દિશામા ચાર માર્ગ જતા'તા. એક માર્ગ દુર્ગના સિંહદ્વાર તરફ—સિંહદ્વાર તરફ પૂઠ કરી ઊભા રહેતા આખની સ્હામેનો માર્ગ જતો'તો દંડાધિપતિના મહાલયસ્થિત પાટણચોકમાં, ડાબા હાથ તરફનો માર્ગ દોડતો'તો પતિતપાવની નર્મદાના તટે કોટના મુખ્ય બૂર્જ તરફ, ને જમણા હાથ તરફના બે ફાટા હતા, તેમાનો એક ફાંટો જતો'તો બહાદરબૂર્જ તરફ અને બીજો ન્હાનો ફાંટો, સાંબાબૃહસ્પતિના મોટા વાડા તરફ તથા સુનેરીમહાલ તરફ. સુનેરીમહાલમાં પાટણપતિ તરફથી નિયત કરવામાં આવેલુ સૈન્ય રહેતું સો અસવારનુ સામંતપદ એવા દશ સામંતો રહેતા, વીસ અને ત્રીશના પાયદળના ઉપરી મહાભટ્ટ પણ હતા, અને એક હજાર પાયદળનો સેનાધ્યક્ષ એક ભટ્ટરાજ પણ હતો, અને એ સર્વ સેનાદલને યથેચ્છ આજ્ઞાથી પ્યાદાંની માફક ફેરવનાર મહાશક્તિ, મહાબાહુ તે ડંકાપતિ—છત્રપતિ, દંડાધિપતિ–રાષ્ટ્રપતિ આપણો દંડનાયક હતો આમ્રભટ્ટ. સત્તાની શરૂઆતમા, વિલાસમા દિશા ભૂલેલો રાષ્ટ્રપતિ વર્ષોના અનુભવે આજે ઘડાઇને મહા મુત્સદ્દી બન્યો હતો.

સિંહદ્વાર ખુલવાની રાહ જોતા બે અસવારો સિંહદ્વાર સામે મુસાફરીના શ્રમથી બગાસા ખાતા ઊભા હતા.

પ્રથમ ઘોડેસવારે વાત શરૂ કરી. "સમર ! તુ રાષ્ટ્રપતિ પાસે

પહેલાં કોઈક વખત આવ્યો'તો ખરો કે?"

"આવ્યો'તો નથી—પણ સાંભળ્યુ છે કે રાષ્ટ્રપતિ દયાળુ છે અને પ્રજાનો એમના પર બેહદ પ્રેમભાવ છે!"

"પણ, પેલા લાટના સ્વાતન્ત્ર્યપૂજક નગરશેઠ રેવાપાલના દીકરાઓ પર જેટલુ ભરૂચની પ્રજાનુ માન ઊતર્યું'તું તેટલુ બધુ કૈં આખડ મહેતા પર હશે?"

"સામત, નગરશેઠની તો વાત જ ઔર–ક્યાં ધ્રુવસેન સેનાપતિ, કયા દડાધિપતિનો સાળો નગરશેઠનો દીકરો રેવાપાલ—અને ક્યાં પેલો સધિવિગ્રહક દેશદ્રોહી? જવા દેને સ્હવારમાં નામ લઈએ તો નાહી નાંખવુ પડે!"

"હા, હા સમજ્યો—સમજ્યો! પણ સમર, એના પ્રતાપે તો જયસિંહ મહારાજ લીલાદેવી પામ્યા અને ટૂંકમાં કહું તો એ વીરના પ્રતાપે તો ગુજરાતમા લાટ ભળ્યો ને મહાગુજરાત બન્યુ; સામ્રાજ્ય વિસ્તર્યું ને પાંગર્યું!" તારો દેવ હોય તો તારા હૈયામાં મઢી રાખ, અને મહાદેવ હોય તો માથે ચઢાવ, પણ કૃપા કરી મારી સામે એનુ નકારું નામ ના લઈશ!"

"કેમ, પણ કારણ કૈં તારે ને એને કૈં અણબનાવ હતો કે, એના સત્તાકાલમાં તને તારૂ મનભાવતું રોટલી પર ઘી નહોતુ મળ્યુ?"

"ઘી મળ્યુ'તુ કે ન્હોતુ મળ્યુ તે તારે જાણવાની શી જરૂર છે?"

"ના રે, ભાઈ! હુ તો સહજ પૂછુ છું કે જેને આખુય ગુજરાત ભદ્રરાજ અને દેશભક્ત તરીકે પૂજે છે તેને માટે આમ તારે હૈયે કેમ જરા સરખુ ય સન્માન નથી? જેને મહાન ગુજરાત આજે નમે છે તેને માટે તુ આમ વાંકુ બોલે છે તે મને તો અજાયબી લાગે છે!"

"અજાયબ ના થા જો, સાંભળવુ જ છે, તો સાભળ! એણે અમારા ગરાસ છીનવી લીધાં છે અમે નગરશેઠના પિત્રાઈ થઈએ એટલે વખત છે ને બળવો કરીએ! એની રાજનીતિએ જયસિંહ

મહારાજને લાખ ગણો ફાયદો કર્યો હશે, પરંતુ અમારા જેવાં કુમળાં ફુલવાનોને આજે રસ્તાના ભિખ્ખુ કરી મૂક્યા છે—અને એનાજ પાપે અમો આજે પાટણના સૈન્યમા, પાપી પેટનો ખાડો પૂરવાને એક સામાન્ય સૈનિકની નોકરી કરી રહ્યા છીએ! સામન્તસિંહ, હજુ આ કાંડામાં બળ છે, હજુ આ નસોમાં પૂર્વજોની જન્મભૂમિ લાટનુ લોહી વહે છે, હજૂ આ આંખોની સામે જનનીની શૃંખલાબધ્ધ પ્રતિમા તરવરે છે, અને માતાનુ એ પરાધીન ચિત્ર નિહાળી અમારી આંખોમાંથી અગ્નિ વરસે છે. અને જયસિંહની સત્તા અમારી માતાને અમારા જીવતા તે પહેરાવે એ અમારાથી કેમ જોયું જાય! પણ શું કરીએ? તે સમય નથી!"

"સમર, એમ કહે કે સમય નહીં પણ ધ્રુવસેન જેવા અને રેવાપાલ સમા સમરવીર નથી!"

'સામંત, તારૂ કહેવુ યથાર્થ છે પણ આશા જુની થતી નથી—રોજ ને રોજ અવનવા સ્વાંગ ધરી, હતાશ હૈયાંને 'આગળ ધપો—આગળ ધપો"નો મહામંત્ર ભણાવે છે. હવે વળી પાછાં, રંગ પલટાશે. સનાતન ધર્મની પતાકા જૈનજનતાના પગ નીચે કચડાશે ને અમારિઘોષણાની પતાકા કલિકાલ સર્વજ્ઞ ભગવાનના પ્રતાપે સમસ્ત સંસારભરમાં ફરકશે!'

"તુ કલિકાલ સર્વજ્ઞ ભગવાનના બિરૂદને ઉડાવતો લાગે છે—પણ તને એ મહાપુરૂષના જ્ઞાન અને ગુંજાસની ખબર જ નથી. એમની દૃષ્ટિ સર્વ ધર્મો પ્રત્યે સમાન છે. જયસિંહ મહારાજ અને કુમારપાળ મહારાજના એ કીર્તિસ્તંભ છે. જમાનાઓ વીતશે ત્યારેય એ ગુજરાતના સાહિત્યનો, ગુજરાતના જીવનનો, ગુજરાતના સામ્રાજ્યનો અને સમ્રાટનો એક અને અટલ કીર્તિસ્તંભ મહાગુજરાતના બે મહાન સમ્રાટોની કીર્તિગાથા જગતના લોકને સંભળાવતો હશે. એની કદર ગાડી ગુજરાતને અત્યારે નહી થાય, પરંતુ વર્ષો બાદ એ સાહિત્યવીર સમજાશે, ધર્મવીર ગણાશે. અમારિમાર્ગમણિ મનાશે, ગુર્જર સામ્રા-

જ્યસસ્થાપક સ્વરૂપે પૂજાશે !" સામંતે ઘણુ જ લાંબુ ભાષણ કરી નાખ્યુ.

"સામંત, હુ તો એમજ માનતો હતો કે સમરવીર સાહિત્યવીર બની જ ના શકે—પરન્તુ તેં આજે મારો ભરમ ભાગી નાંખ્યો છે !"

"સમરસિંહ, મશ્કરી ના કરીશ ! સાચું કહું તો હું જતિમાંથી જોદ્ધો બન્યો છું. મે પૂજ્ય ગુરુવર્ય પાસે ચારપાચ વર્ષ જ્ઞાનપિપાસા છીપાવવા ગુજાર્યા છે—તે તને ક્યાંથી ખબર ? હુ પહેલો સાહિત્યવીર પછી સમરવીર ! લશ્કરમાં દાખલ થવા છતાંય હજુ પણ મને જનસમુદાય જોતાંજ લઢવાને બદલે પ્રવચન કરવાનુ મન થઇ આવે છે—પણ શું કરૂ કે, મે કાનમા કલમ ખોસવાને બદલે કમ્મરે તલ્વાર લટકાવી છે.

"પણ તુ સાહિત્યવીર મટી સમરવીર કેમ થયો ?" બાહુબળ અને બુદ્ધિબળ એ ભેગાં જવલ્લેજ હોય !"

"પણ હોય તો હદ કરી નાંખે—ત્યારે તો બચ્ચા સામંતસિંહ, તુ ભવિષ્યમાં લાભ ખાટશે અને અમે લટકી જઇશું !"

"અરે, લે તારી ઇચ્છા હોય તો તને સાહિત્યવીર બનાવુ

"એ, ના ભાઈ, આપણે સાહિત્યવીર નથી બનવુ.

આપણે તો એકલા સમરવીર જ સારા ! તમે કલમના અણિયાથી કાગળિયાં પર કવિતા લખજો અને અમે આ તલ્વારના અણિયાંથી લોકોના કાળજાં પર એવી તો અમર કવિતા કોતરીશું કે જે જમાનાઓ સુધી ભુસાશે નહીં !"

એ કિલ્લાના દ્વાર ખુલ્યા. દ્વાર ખુલતાંજ કિલ્લેદારની નજર બે ઘોડેસવાર સૈનિકો પર પડી. સૈનિકોએ સામરિક અભિવાદન કર્યું; એટલે કિલ્લેદારે સાંકેતિક પ્રવેશ-આજ્ઞા સૂચવી. કિલ્લેદારે ઘોડેસવારો પાસે આવતા જ પ્રશ્ન કર્યો, 'ક્યાં જશો ?"

"પાટણચોકમા ' સમરે જવાબ આપ્યો.

"રાષ્ટ્રપતિની પાસે ?" કિલ્લેદારે બીજો પ્રશ્ન પૂછ્યો.

"હા, જી" સમરે પ્રત્યુત્તર આપ્યો.

"પણ આટલા બધા વ્હેલા નહી મળી શકાય કેમકે રાષ્ટ્રપતિ પાટણના બળવા પછી ભૃગુકચ્છ છોડતા જ નથી" અત્યારે તો પોતે રંગમહાલયમા આરામ લેતા હોય છે હજુ એકાદ કલાક રહીને પોતે જાગશે. નિત્યકરમથી પરવારશે, પછી આશરે નવ કલાકે કચેરીમા આવશે."

"કચેરી ક્યાં આવી ?"

"નથી જોઈ? માણુસ મોકલુ ?" કિલ્લેદારે ઔદાર્ય દાખવ્યુ.

સમરે સાહિત્યવીર તરફ જોયુ, સાહિત્યવીરે કિલ્લેદારની નજર ચુકાવી નકાર ભણાવતુ ડોકુ ધુણાવ્યુ "ના ના, માણુસની કૈં જ જરૂર નથી—સ્હેજસાજ નિશાની આપી દો એટલે પછી અમો શોધી નાખીશું" સમરે સાહિત્યવીરના સાંકેતિક સૂચનાનુસાર પોતાનો જવાબ ઘડી નાંખ્યો

કિલ્લેદારે સૈનિકોની વિચિત્રતા જોઇ એક ઊંડો નિઃશ્વાસ મૂકયો અને કહ્યુ, "લ્યો, ત્યારે સાળળો. નાકની દાંડી સામે સીદ્ધા જજો એટલે એક નવુ શિવાલય અને ન્હાનો સાંબાબૃહસ્પતિનો વાડો આવશે; પછી આગળ જતાં જે મ્હોટો ચોક આવે છે, ત્યા ચોકસી અને ઝવેરીઓની દુકાનો ડાબી બાજુએ હશે. ચોકની વચમા જ એક પત્થરના ચોતરાની મધ્યમા ત્રણ ફાનસના ઝૂમખાવાળો ખંભો દાટેલો હશે—અને એ ખભાની સ્હેજ ડાબી બાજુએ એક સુદર કોતરકામ-વાળું વિશાળ દ્વાર જણાશે. તેજ રાષ્ટ્રપતિનો મહાલય—ઉપર પાંચ બારીવાળી કચેરી છે તેને પાચબારી કચેરી કહેવામાં આવે છે. પણ ત્યાં ના જશો, કારણ પ્રભાતમાં દંડાધિપતિ મહાલયના દક્ષિણદ્વારની દેવડી ઉપરની કચેરીએ મળે છે—પાંચબારીની કચેરી તો ખાનગી મસલત માટે છે"

"અમારે રાષ્ટ્રપતિનુ ખાનગીજ કામ છે."

"તો દક્ષિણદ્વારની દેવડીએ જજો અને અનુચર સાથે છત્રપતિને

સંદેશો કહાવજો-એટલે મળવાનો સમય આપશે અને તમને મહાલયના પૂર્વદ્વારની ડાબી બાજુ પર આવેલા હાથીખાનાની પડખેના અને પાલખીઘરની સ્હામેના અતિથિગૃહમાં ઉતારો આપશે.

લ્યો, તો જઈશું; બહુ જ ઉપકાર કર્યો-ક્ષમા કરજો કહી, ઘોડેસવારોએ પાટણચોક તરફ ઘોડા મારી મૂકયા અને કિલ્લેદાર ઘડીભર ટીકી ટીકી તેમને પસાર થતા જોઈ રહ્યો.



## પ્રકરણ ૩ જું

## મહારૂદ્ર પિંગલેશ્વર અને મુનિ–કાસાર–દેવખાતતીર્થ

લલિતકુમાર અને તેની ઘોડેસવાર ટુકડીને દેવાનાયકના બાહુક જેવા બિહામણા ભીલો સાથે લડતા મૂકી બન્ને રણવીરો નાસતા નાસતા મહારૂદ્ર પિંગલેશ્વરની સમીપ આવી પહોંચ્યા.

"અલ્યા, નાયક ! આ લોકોનો અવાજ ક્યાંથી આવે છે વારુ ?" ચાહડે પ્રશ્ન પૂછ્યો.

"આ દાદાને કઉં જે ઝાડેસડ આયવું"

"ઝાડેશ્વર ? કેટલીક વસ્તી છે ?"

"બાપા, હોછે બછે પાનછે છાપડાં"

"ત્યારે હવે મહારૂદ્ર કેટલે રહ્યું ?"

"આ દેખું જે છામે મા'દેવજીનું દેરૂં દાદા, વછ્છે એક વાવ આવે છે ને પછે આવછે અમાડી મેલડી માતા, ઝાટકા માતા, તાટકા માતાની દેડી ને દાદાને કઉં જે પછે આવછે ખાઈને ઈમાં પાની બી હો ને ઈયાં થેઈને જાછુ છેટલે આવછે માહુદડ મા'દેવ."

"તો, અલ્યા, આપણે ઘોડા લઈ ખાઈમાંથી કેવી રીતે જઈશું ?"

"દાદા, ઘોડાને લખા ભડવાડની વાવ આવતી દેખું, તીની પાછળ નળી છે તિહા બાંચ્છું."

જો શત્રુનું લશ્કર ભેટી જાય તો થોડા જ માણસોથી સહેલાઈથી સામનો કરી તેને હઠાવી શકાય એવા, બે બાજુએ પાંચ છ હાથ ઊંચી ભેખડોની વચ્ચેથી પસાર થતા, નાનકડા માર્ગમાંથી પસાર

થતા અજય-ચાહડ ને નાયક, લખા ભરવાડની વાવની પાસે હેલગનતા માં આવી પહોંચ્યા.

અજયે પૂછ્યુ, "અલ્યા આજ વાવ કે ?"

'હા, દાદા એજ લખા ભાડવાડની વાવ."

"ચાલ, તો આગળ અમને રસ્તો બતાવ. અમે તો રાતના તરસ્યા થયા છીએ-અને તેમાં પેલા સોઢીના તરસ્યા આવ્યા તે જુદા ! ચાલ આગળ થા !"

અજયે દેવાનાયકને આગળ ચાલવાનુ કહ્યું, પણ દેવોનાયક ધ્રૂજવા લાગ્યો. અજય ને ચાહડ બન્ને વિચારમા જ પડી ગયા કે વળી એકાએક આ આપણા સંકટના સાથીને શું થયું ?

અજયે પૂછ્યું, અલ્યા, નાયક ! ધ્રૂજું છું કેમ ?"

"દાદા, હું આગળ ની જાઉ !"

"પણ છે શું ?"

"ઝાંપડો છે દાદા"

"અલ્યા, ઝાપડો કેવો !'

"દાદા, લખા ભડવાડની વાવમાં છે ! દાદા, મેલડી માતાની સોકી કડે છે-ઈ અમને લોકને બઉ દખ દે છે ! દાદા, હું આગળ ની જાઉ !"

"અલ્યા આ મારી તલવાર જોઈ ? એવા હઝાર ઝાંપડા હોય તેને ય ભેયભેગા કરી નાખીએ !"

"પન દાદા અમારું ની માનતેલો !"

"અમે આગળ ચાલીએ છીએ, વળગશે તો પહેલો અમને વળગશે-પછી કે છે ? ચાલ અમારી પાછળ પાછળ"

આગળ અજય ને ચાહડ અને પાછળ ધડકતે હૃદયે નાયકે ચાલવા માંડયુ.

અરણ્યમાં નિવસનારી અને પ્રાણહારક વાઘ, વરૂ જેવા ભયંકર હિંસ્રપ્રાણીઓથી જરા પણ નહી ડરનારી જંગલી ભીલ જાતિ મેલડી

માતા, ઝાટકા માતા, ઝાપડી અને ઝાંપાડાથી ખૂબ બ્હીતી. અરે, કેટલીક વખત તો એ એમના કલ્પનાજનિત દેવાને અને માતાને સંતોષવાને ઘેટાં–બકરા જેવાં મૂક પ્રાણીઓનાં બલિદાનો પણ અર્પતી, અને ભયભૂતથી બચ્યા છીએ એમ માની થતી આનદિત, કલ્લોલતી અને મેલડીના ઉત્સવ નિમિત્તે સજોડે નૃત્ય પણ કરતી.

વાવની પાછળની નળીમાં ઘોડા બાંધીને તેના પશ્ચિમાભિમુખ તરફ આવી પહોચ્યા.

"અલ્યા, નાયક ! આ વાવ લાખા ભરવાડે બાધી'તી ?"

"હા, દાદા ! ઈને મેલડી માતાએ છપનામાં દડછન દીધેલા અને કીધેલું ઇયા ખોદ"

"તે શુ પૈસા નીકળ્યા'તા ?"

"દાદા, છોનાની નિ૭કુ નીકળી ઉતી–અને પછે ઈને વતી ઈને ઇયાં વાવ બનાયવી દીધી"

"ખરો, ખરો ભરવાડ–મારો વાલો સાચો મેલડી માતાનો ભગત, અલ્યા નાયક હોં !–અલ્યા ત્યારે પાણીબાણી તો પાશે કે નહી ?"

"દાદા, હુ વાવમા ની જાઉં."

"કેમ, અલ્યા ?"

"નઇ દાદા, કીધેલુ જે ઝાંપડો છે વાવની મઈ !"

"પણ તો અમને કૈં પાણી પીવાનુ સાધન તો શોધી આપ."

વાવની બાજૂમાં જ ઝાંખરામાં એક ભાંગલી ઠીબ હતી તે દેવાએ આણી અજયને આપી. અજય ઠીબ લઈ પાણી લાવવા સાત તબક્કાથી વાવમા ઊતર્યો. આરામથી પેટ ભરી પાણી પીધુ ને ઠીબ ભરી લાવી ચાહડને આપતાં જરાક મશ્કરીમા કહ્યુ.

"લ્યો ગૂર્જરપતિ !"

"લાવો, ભાવિ ગૂર્જરપતિ."

"એટલે ?"

"મારા પછી તારો વારો."

ઉભય એકમેકની સામે જોઈ રહ્યા. ખધો અજયપાળ જરાક મનમાં હસ્યો. અરે વણિકપુત્રની અણુછાજતી મહત્ત્વાકાંક્ષાની સહેજ મશ્કરી કરી, પણ તે મૂંગી.

"હોય એ તો. પાણી પીઓ મંત્રીજી! કુમારપાળ મહારાજ પચાસ વર્ષ સુધી ટકાના ત્રણ શેરની માફક રખડતા હતા—તો પછી ગભરાવ છો શાના? રાજમુકુટમાં તો મણિ એટલા કાંટા. અને દુનિયામાં દરેક મહાન પુરૂષો માથે કાંટાના જ મુકુટ પહેરીને કીર્તિ વર્યા છે!"

"અરે, આમ અધીરા શું થઈ જાવ છો, અજયપાળ મહારાજ? કાલે તમને રાજાધિરાજ બનાવું—મને ફક્ત મંત્રી જ બનાવજો એટલે બસ "

બે રણવીરો જ્યારે એકમેકની સરસાઈમાં ઊતરી પડી, મલિન અને શક્તિ મને આશાના કિલ્લાઓ ચણી રહ્યા હતા, તે અરસામાં એક ભવ્ય અને દિવ્ય આકૃતિ તેમની પાછળથી આવી પ્રત્યક્ષ થઈ મને કે કમને પણ, તેની વિરક્ત વદનાકૃતિના પ્રભાતમાં પીગળી જઈ અજય અને ચાહડનાં શિર તેના ચરણાબ્જમા ઢળી પડયા.

"બપ્પા!"

"જિનેન્દ્ર યતીશ્વર બપ્પાને. ..."

"પહોચ્યા—પહોચ્યાં તમારા વન્દન પણ એક વાત કહેવા આવ્યો છું, તે તમારા કલ્યાણાકલ્યાણની, લાભાલાભની, શુભાશુભની!"

"બપ્પા!......"

"અતિ વિનય ત્યા અધારૂ સાંભળ, ચાહડ! તું આન્નરાજના દરબારમા જા, ત્યા તારી-યથાયોગ્ય સ્થિતિ થશે, અને અજય! તું સ્તંભતીર્થ પર ધ્વજા ઉડાવી આવ, માથે મુકુટ પહેરી આવ, અને તેના ફળ સ્વરૂપે હાથે ને પગે શંગાર પહેરી આવ, જન્મોજન્મના તપોબળે કુમારપાળ આજે સમ્રાટ બન્યો છે અને સમ્રાટના સેવક બની શત્રુ બનેલાઓનુ મૃત્યુ સમ્રાટના શુભ હસ્તે થશે અને સમ્રાટનું

તેના જ સ્વીયજનના હાથે . ." વાક્યનુ છેલ્લું અશુભસૂચક ક્રિયાપદ લટકતુ મૂકી સૂરીશ્વર જિનેન્દ્રે પવનવેગે ત્યાંથી પ્રયાણ કર્યું.

ત્રિકાળજ્ઞાની કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી સૂરીશ્વર હેમચંદ્રજીના ગુરુવર્ય જિનેન્દ્ર યતીશ્વરના શ્રીમુખે ચાહડ અને અજયને તો ઘણુંય સાભળવુ અને પૂછવું હતું, પણ જેને સારા સસારની તમા કે તમન્ના નથી તેવા મસ્તરામે, ભવિષ્યભાખી એક પળ પણ થોભ્યા વિના ત્યાથી ચાલવા માંડયુ. ઘડીભરને માટે તો ચાહડ અને અજય બન્ને સડક જ થઈ ગયા' દિંગમુઢ બનેલા ચાહડે અજયને પૂછ્યુ, 'અજય ! સૂરીશ્વર શું કહી ગયા ?'

"ના, મારૂ મગજ ઠેકાણે નહોતુ અને મન તો એમની અતિભાશાળી છબિમા તલ્લીન બન્યુ'તું !'

"કહી ગયા કે, હુ રાજા થઇશ ને તુ પ્રધાન બનશે."

"શુ ?"

"હું રાજા સ્તંભતીર્થનો ને તુ મારો મત્રી"

"ત્યારે હવે આપણે ખભાત જવામા શા માટે ઢીલ કરવી ?"

'દેવા, અત્યારે ખભાત જવાય કે ?" અજયે ચાહડના પ્રશ્નનુ નિરાકરણ કરવા માંડયુ.

'બપ્પા, જાજ ને મછવા ખંભાતથી તો છવાડે આવે છે અને પાછા બે દિવસે છોડે છે, અને તે બી સૂજડ નાડાન માથે ચઇડા પછી બે કલાકે. દાદા, આજે છવાડે બે જાજ આવછે તિમાંનુ એક આજે બે વાગે ઉપડછે ને બીજુ છાજે છ કલાકે"

"અલ્યા, તુ તો કહે છે બે દિવસ રહીને ઉપડે છે !"

"દાદા, પન ટડેલની મરજી રે'વા ની હોય-તો છાંજે ઉપાડે !"

'વારુ, તો તુ હમને મહારૂદ્રમા પહોંચાડી પછી જા, અને જો અમને મહાદેવમા અસુખ લાગશે તો સાંઝે જ પાછા વળી જઇશુ અને ખભાત તરફ જવા વિચાર છે, પણ અલ્યા, નાયક તું હમને ક્યાં મળશે ?"

"દાદા, બા'ડની ઉંડાઈને ઓવાડે ડક્કો છે તિયાં મળીછ."

"અલ્યા, પણ અમે ઉંડાઈનો ઓવારો જ નથી જોયો તેનું કેમ ?"

"દાદા, નિછાની દેઉં તીને મનમે રાખી આવજે, ઝાડે છડી દડવાની પાછે ખઈ છે તીની ધાડે ધાડે ડાબે હાથે ચાયલા આવજો —ખાઈને છામે કાંઠે હું રેઈછ ને ખઈને પાડ કડવા છાધન બી તેયાડ રાખીછ !"

"વારુ, ચાલો ત્યારે હવે મહાદેવજી તરફ રસ્તો માપીએ."

"ચાલો, દાદા !"

સર્વે ઊઠ્યા.

આકાશમાં પ્રભાતદૂત સરિખડો શુક્રનો તારો ટમટમી રહ્યો હતો. તે સૂર્યભૂપાળના નેકીદાર સરખો ભાસતો હતો.

રાત્રિના પહોરો વીતતા'તા. ગગનતલની ભૂરાશ ધીમે ધીમે નિગળી જતી'તી. બાલાર્કે પૂર્વાકાશમાં પોતાનાં પ્રતાપી કર પ્રસાર્યા કે ચન્દ્ર ફીક્કો પડી ગયો ! અને આપણી ત્રિપુટી લાખાભરવાડની વાવના જમણા ધારે આવેલી મેલડી ને ઝાટકામાતાની ડેરીઓની ધ્વજાએ ઓળગી ખાઈ પાસે આવી પહોંચી.

પ્રભાત થતા જ ચોકીદારે ખાઈ ઉપર પાછો પૂલ ગોઠવી દીધો હતો. એટલે ત્રિપુટીને ખાઈ ઓળંગતાં કૈં જ હરકત ન પડી. પણ હજુ મહારુદ્રનાથનું સિંહદ્વાર નથી ખૂલ્યું

"ભાઈ, દ્વાર ક્યારે ખૂલશે ?" અજયે પૂછ્યુ.

"આ હમણાં બાપા, નોબત વાગશે કે સમય થયો છે હવે અને આજે તો શિવરાત્રિનુ પવિત્ર પર્વ હોવાથી આખી રાત દ્વાર ઉઘાડુ જ રહેશે. દર્શનને માટે આજે તો બાર બાર ગાઉથી લોક ઉભરાશે–દુકાનો તો બબ્બે દિથી મંડાઈ ગઈ છે."

"અહીં ધરમશાળા છે કે ?" ચાહડે પૂછ્યુ.

"હોવે બાપુ, આ બરાબર સિંહદ્વારની સામે છે તેજ ધરમશાળા."

"એ કોણે બાંધી છે ?"

"ગામના નગરશેઠ રેવાપાલે."

"અલ્યા, ભાઇ રેવાપાલ જીવે છે એ વાત ખરી કે?"

"બાપા, લોકો તો કહે છે કે, દર શિવરાત્રિએ રેવાપાલ નગરશેઠ ગમે ત્યાં રખડતા હોય પણ મહારુદ્રમાં આવી મધ્યરાત્રે બિલીપત્રથી પિંગલેશ્વર ભગવાનનુ પૂજન કરી જાય છે"

"તો, એ હરામખોરને રાષ્ટ્રપતિને સ્વાધીન કરી દઈ ઇનામ-અકરામ કેમ નથી મેળવતા તમે લોકો ?" ચાહડે દશ્યપરિવર્તન કર્યું:

"પણ બાપા, એ ક્યાં હવે કમ્મરે દાતરડા બાંધે છે જે એને પકડીએ ને પજવીએ ! એ તો સન્યાસી થઈ ગયા છે–હાથમા કેવલ એક દંડ, જાણે દંડીસ્વામી–સ્હવારમાં જો મ્હોઢું જોવાનો પ્રસંગ પડી જાય તો બાપાને કહુ જે ગગાસ્નાન જેટલુ ફળ મળે !"

"એમ ?–ત્યારે હવે ઘરડો થયો ?–પણ સંભાળીને ચાલજો ! હા. એવા જોગટાથી રખે અંજાઈ જતા–નહીંતર ગોથું ખાઈ જશો. ગોથુ !"

ઢમ ઢમ ઢમ ઢમ–પ્રભાતની નોબત ગગડી ને પ્રભુ પિંગલેશ્વર જાગ્યા ને સિંહદ્વાર ખૂલ્યાં.

ચોકીદારના હાથમા ચાહડે એક નિષ્ક મૂકી ને માર્મિક સૂચન કર્યું, "જો, સભાળજે ! અમે મુસાફર છીએ–તો અમને પજવણી ના થાય રાષ્ટ્રપતિ અહીં આવે છે કે ?"

"હા, બાપા આજે તો રાષ્ટ્રપતિ અને રેવાપાલના દીકરાઓ સહકુટુમ્બ સાયંકાલે રાજરસાલા સહિત વાજતેગાજતે આવશે અને તે કાલે પ્રભાતમાં પાછા નગરમા ફરશે !" ચોકીદારે ધીમે રહીને નિષ્ક ગજવામાં સેરવતા સેરવતાં, ડાહ્યો ડાહ્યો લાંબોલસરક જવાબ વાળ્યો.

"આવે એટલે જો બને તો અમને ખબર આપજે–તું બહુ ખબરદાર છે હોં !"

"ના, પણ બાપા, આમ કેમ બોલો છો?"

ચાહડે ચોકીદારના કાનની પાસે જઈ કૈંક ગુપચુપ કડવુ-મીઠું સુણાવી દીધુ. ચોકીદારને જરાક કપારી વછૂટી ને બોલ્યો, 'બાપા, હું તો તમારો બધાનો સેવક છુ, એટલે રેવાપાલની તરફેણમાં કૈં લવારી થઈ હોય તો માફ કરજો!"

"ભાઈ, ડર ના અમે કૈં, નથી રેવાપાલના માણસ કે, નથી તો મ્હેતાના! અમે તો મુસાફર છીએ અને આ ઝીન્દગીમા ભરૂચ જ પહેલીવાર જોઇએ છીએ. ત્યારે અમો જઈશું."

"હા, બાપા-મારા અન્નદાતા પધારો, કામકાજ હોય તો આ સેવકને કહેજો."

મહારૂદ્ર પિંગલેશ્વર એટલે પુરાણખ્યાત-અને બાજુમા શોભતું મુનિસર એટલે તીર્થ દેવખાત.

પિંગલેશ્વરની પૂજા એટલે પૂજા જ! એ પિંગલેશ્વર પ્રભુની સાન્નિધ્યમાં જવાનુ, પ્રવેશદ્વાર દક્ષિણાભિમુખ હતુ. પ્રવેશદ્વારની ઉપર જ એ વિશાળ સ્તંભોથી ટેકવાયલુ ટકોરખાનુ હતુ. તેમાં બેઠેલા બે ટકોરબાજો-તથા શરણાઇવાયક પોતાના તાલનૈપુણ્યનુ પ્રદર્શન કરી રહ્યા હતા! ટકોરબાજક અને શરણાઇવાયકનો વંશ પરંપરાનુગત વ્યવસાય નાપિક જાતિનો હતો. પણ શરણાઇવાયકનું સંગીત શ્રીનગરની પ્રજાના સંગીતજીવનનો સંપૂર્ણ પરિચય કરાવતુ હતુ

પ્રવેશદ્વારમાં પ્રવેશ કરતા કરતા જ ચાહડે કહ્યુ, "નાયક, હવે તું જા-અમે અમારી ત્રેવડ કરી લઇશુ."

"દાદા, તાડે હુ છાજડે ડકકે તમારી રાહ દેખીછ"

"એ વારૂં, બનતા સુધી તો અમો સાઝે પાછા ફરીશુ-પણ જો કૈં નવી ખબર પડે તો અમને અહીંઆં આવીને કહી જજે-શું. સમજ્યો?"

"સારૂ દાદા, રામ રામ!"

દેવાએ રજા લીધી ને બન્નેએ પ્રવેશ દ્વારમા પોતાનાં પગલાં

માંડ્યાં. પ્રવેશદ્વારથી વીસેક પગલાં ચાલતાં, પાષાણુનિર્મિત ચોક હતો અને ચોકની ઉભયપાર્શ્વે દશ દશ માણસો બેસી શકે એવી બે બેઠકો હતી. બન્ને જણે ચોકમાંથી મંદિરના સભામંડપમાં પ્રવેશ કર્યો.

"અજય, સ્થળ બહુ જ રમણીય છે, નહીં ?"

"હા, જટાવાળામાં જીવન પૂરે એવુ છે !"

મંદિરગર્ભમાં પૂજારી શિવપૂજન કરતો'તો, પણ બહુધા તેનાં કાન શિવપૂજનને બદલે લોકનાં વાર્તાગૂંજનમા વધારે ગુંથાયલાં રહેતા; પૂજન તો, ગૂંજનને ચોરીચૂપકીથી સાંભળી લેવાનો ઢાકપિછોડો હતો, તેણે પોતાની રોજની આદત મૂજબ આગંતુક મુસાફરોની વાત શ્રવણ કરવાને કાન જરા સરવા કર્યાં.

"ના, તુ તો દર વખતે કૈં વિચિત્ર કહે છે !"

"પણ ભાઈ, ખરૂ કહેવામાં ખાર શો ? પણ હવે આપણે આપણી વાતો અહીંજ અટકાવી ખાવાપીવાની ત્રેવડ કરવી જોઈએ.

"તારૂ કહેવુ ઠીક છે—આ પૂજારીને જરાક પહેલા મળી લઇએ તો અડધોઅડધ સુગમતા થઈ જાય—ચાલ હુ જાઉં છુ મંદિરગર્ભમા તુ બ્હાર રહે."

"કેમ હુ બ્હાર શા માટે રહુ ? હુ ય દર્શન કરીશ"

"ભાઈ, જૈન મારવાડીનો દીકરો એટલે વખતે મહાદેવના દર્શન કરતાં અભડાઈ જાય તેથી મ્હેં તો ન આવવાનુ કહ્યું !"

"પણ મારે મન મહાદેવ ને મહાવીરમા ભેદ નથી !"

"તો, તો ચાલ"

"ચાલ, તને ખબર છે કે મહાવીરે 'સંસારસમુદ્ર મન્થનમાંથી સાંપડેલુ વિષયવિષ ઘોળી પી પાચન કર્યું તુ અને મહાદેવે સમુદ્ર-મન્થમાથી નીકળેલું મહાવિષ પીધુ'તુ. વિષ પીનાર ને પચાવનાર બન્ને હતા પહેલા થયા સંસારવીર, બીજા બન્યા સ્મશાનવીર." એમ કહી બન્નેએ શિવાલયના દ્વારમાં પગલાં માંડયાં અને પૂજારીને વધારે ઢોંગી બનવાની ધૂન લાગી. એણે આંખો વધારે જોરથી મીચવા

માંડી, અને નાકને વધારે જોરથી ને દૃઢતાથી દબાવી રાખી મહા યત્ને શ્વાસ રૂંધવા માંડયો

પણ અંતે છીંક આવતાં ન છૂટકે પૂજારીને પૂજા સમાપ્ત કરવી પડી

જોરથી મીચેલી આંખો ઉઘાડી, ડગલા ભરવાં જતા, મહારાજને ઘડીભર પૂજાપાત્રો અડફટમાં આવી ગયાં. છતાં ય આંધળિયા કરી મંદિરના દ્વાર પાસે આવતાં મહારાજે પૂછ્યુ: "જજમાનરાજ, ક્યાંથી પધારો છો?"

"મહારાજ, રસ્તો ભૂલ્યા છીએ" અજયે જવાબ આપ્યો.

"મેં એમ ધાર્યુ'તુ જ!" મહારાજે પોતાની મેધાના ચમકારા ચમકાવવા માંડયા.

અજયે મહારાજના મૂર્ખ જવાબને ગળી જઈ આગળ ચલાવ્યું, "અમને આજની રાત અહીં રહેવાને સાધન મળશે?"

"હોવે બાપા–સાધન કેમ નહી મળે?"

"તો ચાલો, અમને નિરાત થઇ ગઈ. મહારાજ, એમ કહી વચમા જ અજયે એક સુવર્ણ નિષ્ક કાઢી મહારાજના હાથમાં મૂકતાં મૂકતાં આગળ ચલાવ્યુ, "અમને એવા એકાંત સ્થળે ઉતારો આપો કે જ્યા યાત્રાળુની ગરબડ કે ગડમથલ ન હોય"

"અરે, બાપુને એવી તો ફાક્કડી જગ્યાએ ઉતારો આપું કે જ્યા એક ચક્લુ ય ન ફરકે. પછી કૈ છે કહેવાનુ? પણ બાપુ, મહારુદ્રનાથના દર્શન કર્યા?" મહારાજે પોતાનુ અટલ બ્રાહ્મણત્વ પુરવાર કરવાને પગલા માંડવાં શરૂ કર્યા.

"મહારાજ, દર્શન તો આપ ધ્યાનમાં હતા ત્યારનાં કર્યા. વારૂ, આપ આંબડ મહેતાને ઓળખો કે?"

"બાપુ, પણ આ પાર્વતીની મૂર્તિ બહુ જ અલૌકિક છે હોં!- અને ગણપતિ–અને ઉત્તર દિશાના ગોખમાં નંદી જોયો? ડાબી બાજૂના ગોખમાં પાર્વતીજી છે અને બરાબર તેની સામેજ ગણપતિ

બિરાજમાન છે." મહારાજે તો અજય પૂછે છે કંઈક ને હાંકવા માંડયુ કંઈક.

અજયે હસતાં હસતા કહ્યું, "ચાહડ! મહારાજ બહુ જ ધર્મિષ્ટ છે હોં!"

ચાહડે ટહૂકો પૂર્યો, "તો ચાલો દર્શન કરી પાવન થઈએ— અરે મહારાજ! આ હનુમાનજીની ડેરી પાસે પેલું ઓટલાવાળું શાનુ મંદિર છે?"

અજયે ઉમળકો બતાવતાં પૂછ્યુ, "કયુ? આ પેલું ત્રણ પગથિયાં છે તે ને?"

"હા, નહી—આ સામે પેલું સુખડના લાકડાનુ દ્વાર જણાય છે તે."

મહારાજે ધર્મગર્વથી ગર્દન ફેરવી અને કહ્યુ, "ઓહો બાપુ, એ તો એક પરમહંસ દત્તાત્રયના ઉપાસકે બંધાવ્યુ છે" એમ કહી મહારાજે આગળ ચાલવા માંડયુ અને યજમાનોને પેટભરીને દત્તાત્રય ભગવાનનાં દર્શન કરાવ્યા.

ઓટલા પર ઊભા રહી ચાહડે મંદિરના ઘુમ્મટ પર એક ઊડતી દૃષ્ટિ નાખી અને અજય તરફ જોઈ કહ્યુ, "જોઈ, આના ઘુમ્મટની શિલ્પકલા?"

"શિલ્પકારે વિષ્ણુપુરાણમાં વર્ણવેલી મંદિરની શિલ્પકલાના નિયમોનુ પગથી તે માથાસુધી યથાર્થ અનુસરણ કર્યું છે."

મહારાજે વળી પાછો વચમા ટહૂકો કર્યો અને યાત્રાળુઓને પુણ્યની એક સામટી પોટલી બંધાવી દેવાનો મનસુબો ઘડયો, "બાપુ, આ સામે મહામાયાનુ મંદિર છે"

"હા–હા, જોયુ–જોયું મહારાજ, અમે તો બે દિવસના ભૂખ્યા છીએ, માટે પહેલી તો પેટપૂજાની તૈયારી કરો તો ઠીક."

"બાપુને હરકત ન હોય તો હું રસોઈ બનાવીશ અને બાપુને કહું જે આંગળાં ચાટી ખાવ એવી!"

મહારાજ, અમને કશીય્ હરકત નથી–જોતા નથી આ અમારાં કમરપટાના શણગાર? અમે જાતના ખેડુત–ગરાસિયા છીએ.”

“તો તો બાપુને ઘણી ખમ્મા! આ હમણાં તૈયાર થયું જાણો! બોલો ત્યારે બાપુ શું બનાવું! રખે શરમાતા જે જમવાની ઈચ્છા હોય તે જણાવી દિયો પણ આજે શિવરાત્રિ છે તે ભૂલશો ના!”

“અરે, હવે બનાવજો જે બનાવવુ હોય તે અમારે તો રોજ શિવરાત્રિ છે. ચાહડ, ચાલ ત્યારે નાહીધોઈ પરવારી લઈએ.”

“મારી તો આંખો કહ્યું નથી કરતી!”

“અને મારા યે ટાટિયામાં કળતર તો થાય છે હો!”

“તો ન્હાવાનુ મુલતવી રાખીએ–સાંજે ન્હાઈશુ. જમીને આરામ લઈશું એટલે પાછા તાજા.”

“બરાબર છે–અરે, મહારાજ અમને ઉતારો બતાવો”

“હા, ચાલો, બાપુ” એમ કહી મહારાજે બન્નેને મંદિરની ધર્મશાળામા રહેવાની સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપી અને યજમાનો માટે જલ્દી રસોઈ તૈયાર કરવાના કામમા ગુથાઈ ગયો.

મહારાજના ગયા બાદ, લગીર આરામ કરવાને પડેલા અજય–ચાહડના નસ્કોરાની સિસોટિયો વાગવા માડી. અને મહારાજે રસોડામાં જઈ મોઢાથી ભૂંગળી ફૂકવા માંડી મહારાજની ગાંઠ વાળેલી ચોટલીએ કોણજાણે ક્યાંકથી કરોળિયાનુ જાળું બાઝ્યુ હતુ તે બહારથી ફૂંકાતા પવનથી ઊડતુ’તું, તે જાણે મહારાજની મૂર્ખતા, ધૂર્તતા, અને હરામખોરીને હસતું ન હોય એવુ લાગતુ’તુ.



## પ્રકરણ ૪ થું

## દંડનાયકની દેવડી પર

"સમર! પેલા કિલ્લેદારે નિશાની આપી'તી તે આજ દ્વાર હશે, નહીં ?"

"હા, ચાલ પેલો પહેરો ભરી રહ્યો છે તેને પૂછીએ." એમ કહી સમર ને સામંત આગળ વધ્યા.

"ભાઈ, રામ, રામ!"

"રામ, રામ! ક્યાંથી આવો છો ?"

"પાટણથી."

"તમારે મહેતાજીને મળવું છે ને! પણ, આંબડ મહેતા તો અત્યારે હજુ રંગમહાલમાં હશે."

"એમ–રંગમહાલય ક્યાં આવ્યો ?"

"ક્યાં શું ? રંગમહાલય રાષ્ટ્રપતિના મહાલયનો એક વિભાગ છે. શયનભુવન કહો કે રંગમહાલય કહો બન્ને એક સરખું છે."

પહેરાગીર સાથે સમરસિંહ વાતચીત કરી રહ્યો'તો એટલામાં દંડાધિપતિના મહાલયની નીચેની દેવડીના કોઈક ઉંડાણના વિભાગમાં ટન ટન ટન ટન ઘંટનાદ થયો ને પહેરેગીરને તેણે પ્રશ્ન પૂછયો,

"ભાઈ, આ એમને જાગવાનો ઘંટનાદ થયો ?"

"ના, એક વખત ન કહ્યું કે મહેતાજી તો હજુ રંગમહાલયમાં છે." પહેરાગીર આગંતુક મુસાફરોના અજ્ઞાન પર સહજ હસ્યો ને કહ્યું, "એ તો મહાલયની અંદર મંદિર છે તેનો ઘંટનાદ થયો.

દર્શનની તૈયારી થઈ છે. જરા બાજૂએ ખસી ઊભા રહો. જૂઓ આ બૈરાંઓ દર્શન કરવા આવે છે.

સમરે નવરા ઊભા ઊભા પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરવા પ્રશ્નો પૂછવા માંડયા, "ભાઈ, ત્યારે રંગમહાલયમાં કોઈથી જઈ શકાતું નથી ?"

"અરે, મહેતાજીના રંગમહાલયમા જવું એ કે હાસીખેલ સમજો છો ? રંગમહાલયની જમણી બાજુએ માણસ જો ઊભો રહે તો તેની બારીઓને હાથ અડકાડી શકે એટલી ઊંચી દિવાલ છે–તેના પર રાત્રે જ્યારે મહેતાજી નિંદરમા હોય છે ત્યારે બે સંત્રી સતત પહેરો ભર્યા જ કરે છે. આવો રંગમહાલય તો તમારા આખા પાટણમાંય ક્યાંય નહી હોય !–મજલા તો કે સાત. અને સાતમે મજલે મહેતાજીનુ શયનભુવન–શું સમજ્યા ?"

"વારુ, ત્યારે ન્યાયાલય ક્યાં છે ?"

"ન્યાયાલય શું ?"

"કચેરી—કચેરી ?"

દ્વારની નીચે ઊભેલા પહેરેગીરે કહ્યુ, "આ ઉપર ફરતા કઠેરા જણાય છે—જેમાં ઊભા ઊભા નીચે દેવડીમા નજર થઇ શકે છે એ ઓરડામા જ કચેરી ભરાય છે."

"ત્યારે આ સામે રસ્તા પર કિયુ મકાન છે ?"

"ભાઈ, તમારી સાથે તો શેર સૂંઠ જેણે ખાધી હોય તે જ સમણાઝીક કરી શકે !"

"રહ્યું ત્યારે આમ ખીજાઈ શું જાવ છો ?"

"સમર, ચાલને હવે—આપણે શી એ બધી પંચાત. આપણે તો મહારાજનો સંદેશો પહોંચાડવા આવ્યા છીએ—તે કામ પત્યુ એટલે ન્હાયા !"

"મહારાજનો સંદેશો" શબ્દ કાને પડતાં જ પહેરેગીરની શુધ-સાન જરાક ઠામાં ઠરી ને વિનયથી કહ્યું, "મારા બાપા, માફ કરજો ભૂલ થઈ હોય તો દ્યો, ત્યારે હું મહેતાજીને સંદેશો પહોંચાડુ ?"

"ના રે, અમારે એવી કંઈ ઉતાવળ નથી કોઈની ઊંઘમા ખલેલ પહોંચાડવી એ મહા પાપ છે"

"વારૂ, તો બેસો ભા, હુ હુક્કો ભરી લાવુ" એમ કહી પહેરેગીર દેવડીમાં ગયો ને થોડી જ વારમા હુક્કો લેઈ પાછો આવ્યો "લ્યો, ભા ગગડાવો. હાં, તમે કુમારપાળ મહારાજનો સદેશો લાવ્યા છો!"

"હા પેલા બે નાસી ગયા છે, તેનો," સમર ને સામંતે દ્વારની ડાબી બાજૂએ પડેલા મોટા પાટ પર બેઠક કરી ને હુક્કો ગગડાવવા માંડયો.

"કોણ બે?"

"મહારાજનો ભત્રીજો અને મહેતાજીના મોટાભાઈ."

"તે તો કેદમાં છે ને?"

"હા, કાચી કેદમા." વાત આગળ નહી લંબાવતાં ગુપ્તહેતુથી સમરે સામત તરફ નજર કરી આંખમીંચામણા કર્યા. સામતે જરાક મોં મલકાવ્યુ.

પહેરેગીર બિચારો ન સમજ્યો કે હમણા કહે છે નાસી ગયા વળી કહે છે કાચી કેદમાં, એટલે વાત જાણવાનો પ્રયાસ છોડી દઈ તેણે પણ બન્નેને રીઝવવાને વાતનુ વહેણ બદલ્યુ.

"હા, ભા, તમે પૂછતા'તા કે આ સામું શાનુ મકાન છે?"

"હા-હા" મોંઢામાંથી ધૂમાડાના ગોટા કાઢતાં કાઢતા હુક્કાની અડધી નળી બહાર રાખી સમર બોલ્યો.

"એ ગૌશાળા છે. મહેતાજી તરફથી સ્થાપવામા આવી છે." પહેરેગીરે જવાબ આપ્યો.

"તે આટલી બધી ગાયો મહેતાજીને શા ખપની?"

"એ ગાયો થકી તો આખા શહેરને ચોખ્ખુ દૂધ મળે છે. મહેતાજીએ પાંજરાપોળ પણ સ્થાપી છે"

"એમ, ખોડાં ઢોરની? મહેતાજી પાકા જૈન છે"

"પણ, ભા, એ કે જૈનોના એકલા પૈસામાંથી નથી નીભતી. એ તો શહેરના મોટા મોટા વેપારીઓ ઉપર બદરથી માલ ઊતરે તેના નિમિત્તે "લાગા" નાંખેલા છે તેના પૈસે એ નીભે છે.

"લાગા શું ?"

"લાગો તે એક જાતનો કર"

'એમ–વાહ મહેતાજી તો બહુ પરગજુ દેખુ કે !"

"અરે, એ લાગાઓમાથી તો ભૃગુકચ્છના વૈષ્ણવ, શૈવ દેવદેવી એવા બીજા ઘણા ધાર્મિક મંદિરો અને સ્થાનકોનો નિભાવ થાય છે, એટલે જુદા જુદા ધરમની બધી પ્રજા મહેતાજી ઉપર આફ્રિન આફ્રિન રહે છે. વળી આ આગળ એક સદાવ્રત છે તેમાંથી મહેતાજીના નામે, કોઈ પણ ધરમનો ભેદભરમ રાખ્યા સિવાય ગમે તે સાધુ, સંત, ગોસાઈ, કે ફકીરને રોજ મુઠ્ઠી મળે છે..." પહેરાગીર પોતાનુ સદાવ્રત–વ્યાખ્યાન સંપૂર્ણ કરે તે પહેલાં તો મહાલયના ઉડાણમાં નોબત ગાજી ઊઠી

"લ્યો, ભાઈ, હવે મહેતાજી મહેલના પૂર્વ તરફના બારણા પરના પાંચ બારીવાળા દિવાનખાનામા હુક્કો ગગડાવતા બેઠા હશે. હું જઈને તમારો સંદેશ પહોચાડુ છું વારુ, શું કહુ ?"

"કહેજો, પાટણથી કુમારપાળ મહારાજનો ખાનગી સદેશો લઈને બે સૈનિકો આવ્યા છે."

"વારુ, ત્યારે જાઉં છુ"

આ બાજુ સમર અને સામંતે હુક્કો બાજૂમાં મૂકી મહેતાજીની પાસે જવાને લાંબી મજલથી અસ્તવ્યસ્ત થઈ ગયેલાં કપડા ને સાફો જરાક ઠીકઠાક કરી લીધા.

એટલામાં પહેરાગીર જવાબ લઈ પાછો ફર્યો. લ્યો, ભૈયા, આપના પર તો મહેતાજીની કૃપા વરસી ગઈ. રહવારે કોઈને જ મળતા નથી પણ આપને મળવા બોલાવે છે. ચાલો, મારી સાથે માર્ગ બતાવું"

પહેરેગીરની સંગાથે સૈનિકો દેવડીમાંથી નાના દ્વારમાં, નાના દ્વારમાંથી મંદિર આગળ, અને મંદિર આગળ થઇને જિના પરથી દીવાનખાનામાં આવી પહોંચ્યા.

પહેરેગીર પાછો ફર્યો ને સૈનિકોએ મહેતાજીને સલામ ભરી. મહેતાજીએ સૈનિકોને બેસવાને આસન બતાવ્યુ. અને પાછો હુક્કો ગગડાવવો શરૂ કર્યો. એટલામાં કક્ષમા એક અનુચરે પ્રવેશ કર્યો અને સલામ ભરી કહ્યું, 'જી, પિંગલેશ્વરના પૂજારી આપને મળવા માગે છે.'

'જા, બોલાવી લાવ.'

અનુચર ગયો.

ગાદી–તકિયે બેઠેલા ભૃગુકચ્છના રાષ્ટ્રપતિની નજર ચુકવી સમર વારવાર તેમની મુખાકૃતિમાંથી ભવ્યતાનું અનુપાન કરતો હતો.

જે, મહેતાજી માટે દુર્ગદ્વાર આગળના સામંત સાથેના સંવાદમાં સમર એક બે કડવા શબ્દો બોલ્યો હતો તે માટે તેને સહજ પસ્તાવો થયો.

આંબડ મહેતાના વદનની ઓજસ્વિતાએ તેને આંજી નાંખ્યો

"ભાઈઓ, તમે કયાથી આવો છો ?"

"પાટણથી."

"સંદેશો લાવ્યા છો ?"

"જી, હા." એમ કહી સામંતે કમ્મરની ભેટમાંથી સંદેશપત્ર કાઢી વિનય પુરઃસર મહેતાજીને સુપ્રત કયો.

"લલિતકુમાર ક્યાં છે ?"

સમરસિંહ આમ્રભટ્ટના પ્રશ્નનો પ્રત્યુત્તર આપે તે પહેલાં તો કક્ષમાં મહારુદ્રનાથના પૂજારીએ પ્રવેશ કર્યો.

મહેતાજીએ પૂજારીને આવેલો જોઈ સમરને કહ્યુ, "ભાઇ જરાક થોભો હું આ ભાઇની સાથે વાત કરી લઉ" એમ કહી આમ્રમહેતાએ ગરદનને આગંતુક પૂજારી તરફ ફેરવી ને પૂછ્યુ, "હં –કેમ બ્રહ્મદેવ, કેમ આવવું થયુ ?"

"જી, જરાક–" પૂજારી જાણે દંડનાયકની પ્રતિભાથી પોતાના મનોગત ભાવોને એકાએક વ્યક્ત ન કરી શકવાથી 'જરાક' કહી ખચાઈ ગયો હોય એમ જોનારને લાગ્યુ.

પણ ચતુર મહેતાજી પૂજારીના જી–નુ કારણ સહજમાં જ સમજી ગયા પૂજારીનો અને તેમનો પરિચય બહુ જ પુરાણો હતો. પૂજારી પાક્કો હતો તે ઘણીવાર પૂજારીનો સ્વાંગ છોડી દૂતનો ઠાઠ પણ જમાવતો, અને જ્યારે તે, પૂજારીને બદલે આવા દૂતના સ્વાગમાં કૈક અવનવ સંદેશ દડનાયકને પહોચાડવા આવતો ત્યારે તેનુ શરૂઆતનુ સભાષણ નવ્વાણુ ટકા જી–જી–માં જ થીજી જતું આજે પણ તેમ જ બન્યુ.

આમ્રભટ જરાક ટટાર થયા અને આસન પરથી જરાક નમી દ્વાર તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિ ફેકી બોલ્યા, "અરે, બહાર કોણ છે?"

"જી" કહી એક અનુચરે દીવાનખાનામાં પ્રવેશ કર્યો.

"જો, અમૃત આ બંને ભાઈઓને હમણાં નીચેના બેઠકખાનામા બેસાડ અને હુ ફરી બોલાવુ ત્યારે એમને ઉપર તેડી લાવજે!' પછી મહેતાજીએ આગતુક બંને સૈનિકો તરફ દૃષ્ટિપાત કરી કહ્યુ, "ભાઈઓ, હું આ ભાઈ જોડે જરા વાતચીત કરી લઉ પછી તમને બોલાવુ છુ–અમૃત, જા, એમને માર્ગ બતાવ."

સમર અને સામંત ઊઠયા.

સામંતનુ મુખમડલ ભાવ--હિલ્લોલ રહિત શાંત, સૌમ્ય સરોવર સમુ હતુ પણ સમરની ઘનકારની પેર ચમકતી આંખોમાંથી એકાએક એક તિરસ્કારનો વીજચમકાર થયો. તેને રોમાંચ થયા અને તેના રોમે રોમે ક્રોધાનલની પ્રબળ શિખાઓ સળગી. તેનો હાથ તલ્વારની મૂઠ પર જઈ પડયો ને તલ્વારનો જરાક ખણુખણાટ પણ થયો, તરત જ મહાવિલક્ષણ અને વિચક્ષણ રાષ્ટ્રપતિની ચીલ નજર ઓરડો છોડી જતા સમર પર પડી.

સમરનુ અશિષ્ટ વર્તન તેની ઘમંડીઘેરી મુખમુદ્રા પર દડનાયકે

જોઈ લીધું. તેણે પોતાનો નીચલો ડાબી બાજુનો હોઠ જરાક કરડ્યો અને અનુભવે ઊંડી ગયેલી આંખો પણ સહેજ કરડી કરી. આંખોમાં તિરસ્કાર ને તેજ બન્ને હતા પણ પાછલી પૂંઠે ઓરડો છોડી જતા સમરે આ કશુંય નહોતું જોયુ નહિંતર --.

પૂજારી બારણા સુધી જઈને જોઈ આવ્યો જે જોઈ મહેતાજીને સહજ હસવું આવ્યું

"કેમ, બાપુ મારી કૈ ભૂલ થઈ?"

આમ્રમહેતાને જ્યારે કૈંજ કામકાજ ન હોય ત્યારે–આ પૂજારી એક આનન્દ માટે ખેલવાનુ રમકડું હતુ.

મહેતાજી ઊંડા–ને પૂજારી છાછરો મહેતાજી સાભળે–ને પૂજારી લવલલાટ કરે. મહેતાજી કૈ જ ન બોલ્યા ને હસવાનું ચાલુ જ રાખ્યુ, એટલે પૂજારીએ ફરી પ્રશ્ન કર્યો, "બાપુ, મારી શી ભૂલ થઈ કે આપ આટલા બધા હસો છો?"

મહેતાજીએ છેવટે ટહૂકો કર્યો, 'તુ બડો ચોર છે!"

"બાપુ, બામણના દીકરાને ચોર મા કહેશો"

"ચાલ, વારુ, પણ કહે, હવે તુ અત્યારમાં કેમ ટળ્યો છે મારૂ માથું પકવવા?"

"બાપુને કહું જે માથું પકવવા નથી આવ્યો પણ જે બાપુના ભલાની વાત કહેવા આવ્યો છુ."

"મારા ભલાની અલ્યા?" દંડનાયકે કૃત્રિમ કુતૂહલપૂર્ણ દૃષ્ટિએ મહારાજની મૂર્ખતામાં ડોકિયું કર્યું પણ તેમને ખબર નહોતી કે આજની મહારાજની મૂર્ખતા મનસ્વીને બદલે યશસ્વી નીવડનાર છે.

"જી, હા આપના ભલાની, આપના."

"કહે જોઉં, શી વાત છે?"

"બાપુને જે એક બે સવાલો પૂછું?"

"અલ્યા, આજે તો તું મારો ન્યાય કરવા બેઠો છે કે શું? ચાલ જલ્દી પૂછી લે–મારે ઘણું કામ છે–હજુ કચેરીમાં જવુ છે

અને પેલા બે અતિથિ સાથે વાતચીત કરવાની છે.”

“બાપુને ભાઇ છે?”

“હા, કેમ?”

“આજે મળસ્કે પિંગલેશ્વર મહાદેવમાં બે મુસાફરો આવ્યા છે જેમાથી એક જણાનુ મોઢુ બરોબર તમારા જેવું જ છે બાપુને કહું જે.”

“તે તેમનું નામ બામ પૂછ્યુ કે નહીં?”

“અરે, એ તો હુ ભૂલી જ ગયો.”

“જાત બાત?”

“જાતે તો ખેડૂત છીએ એવુ કહ્યુ—પણ બાપુને કહું જે આપણે તે એટલી બધી શી પરખ? પણ બાપુ, ખેડૂત જેવા જણાતા નથી. બરોબર તમારૂં મોંઢું. બાપુ તે જરાક નીચા છો—ને એ ખેડૂત જરા ચાર મૂઠ વધારે ઊંચો અને બાપુના કરતાં પણ શરીરે વધારે કદાવર છે.”

“અને તલ્વાર—”

દંડનાયક પોતાનુ બોલવુ પૂરૂં કરે તે પહેલાંજ અધીરો પૂજારી વચ્ચે તાણીથી બોલી ઉઠયો.

“હા–હા– બાપુ—” દંડનાયકે ખૂબ તાણીથી બોલવાના તાનમાં આવી ગયેલા પૂજારીને ખાળ્યો ને ધમકાવ્યો, મૂર્ખ, ધીમે બોલ. ધીમે, કૈં બોલતા આવડે છે કે નહીં?”

પૂજારી દંડનાયકના હુમલાથી દબાઈ ગયો અને હવે વળી ડોકું ધુણાવતો ધુણાવતો, સ્હામે બેઠેલા દંડનાયકના ખોળામા જાણે ન ઢળી પડતો હોય તેમ નીચો વળી ખૂબ ધીમે સ્વરે બોલવા લાગ્યો, “બાપુ, તલ્વાર તો બન્નેની કમ્મરે લટકતી’તી.”

‘ અલ્યા, તલ્વારો કેવી હતી?”

“ આમ સરસ ચાંદીની મૂઠોવાળી ”

“ દંડનાયક કે જ નિરાકરણ પર ન આવી શકયા એટલે પાટણ-

ના સંદેશવાહકોને મળવાની આતુરતાથી પૂજારીપુરાણ જલ્દી વીંટવા માંડયું અને કહ્યું, "તું અત્યારે જા, અમો આજે સાંઝે ત્યાં રસાલા સહિત આવનાર છીએ ત્યારે તું મને બતાવજે એ ભેદૂતને અલ્યા, ભાવ! આજે તો શિવરાત્રિ. ભૂલી તો નથી ગયો ને?"

"ના–ના બાપુ, એ તે કંઈ ભૂલાય? વારૂ, હું જાઉં છું. સાંઝરે પધારજો." હવે પાછો મહારાજે પોતાના અસલ અવાજમા આનન્દ લૂંટવા માંડયો.

"વારૂ, જા, અને અમૃતને કહેતો જજે કે પેલા બન્નેને ઉપર તેડી લાવે"

"બહુ સારૂ, બાપુ! જે મહાદેવ ત્યારે."

"જય મહાદેવ! જય મહાદેવ!" કહી દંડનાયકે પૂજારીને રવાના કર્યો.

દંડનાયકના કહેવા મુજબ જતા જતાં ભાવમહારાજે સેમર–સામંતને ઉપર રવાના કર્યા

"આવો" કહી દંડનાયકે બન્નેને અંગુલિનિર્દેશથી આસન લેવા સૂચવ્યું. એમ કહી દંડનાયકે કુમારપાળ મહારાજનો સંદેશો પાઠવતો પત્ર વાંચ્યો ને પાછો ઘડી કરી ગાદી પર બાજુએ મૂકયો અને પ્રવચન આગળ ચલાવ્યું, "તમારી સાથે પાટણથી લલિતકુમાર આવ્યા છે તે કયા છે?"

"અમો ને લલિતકુમારજીએ પાટણથી તો સાથેજ કૂચ કરી હતી, પરંતુ રસ્તામા અમારે ચાહડ અને અજય સાથે ઝપાઝપી થઇ જેમા તેઓ ગૂમ થઇ ગયા."

"શું ચાહડ ને અજય અહીંઆ ભરૂચ આવ્યા છે?"

"જી, અત્યારે કયા છે તે તો અમો ચોક્કસ કહી શકતાં નથી, પરંતુ અમો ને લલિતકુમાર લઢવામા જયારે રોકાયા હતા ત્યારે એ બન્ને યોદ્ધાઓ યુદ્ધભૂમિ પરથી પલાયન કરી કયાંક ન્હાસી ગયા એમ લઢાઇ પૂરી થયા બાદ અમને જણાયું."

' તમો કયે માર્ગે શહેરમાં આવ્યા ?"

"લાખા ભરવાડની વાવ પાસે થઈને."

"ભાઈ, તમારૂં વતન ક્યાં ?" દંડનાયકે એક નવીન પ્રશ્ન પૂછી વાતનુ વ્હેણ બદલ્યુ.

"ભૃગુકચ્છ "

"તલ ભૃગુકચ્છ, નહી?"

"ના જી, જંબુસર."

"એમ ? અવટંક શી શોભાવો છો ?"

"નગરશેઠ"

"ત્યારે તો લાટમંડલના મૂળ વિધાતાના કૌટુમ્બિક છો ? વાહ, ઘણોજ આનંદ થયો ! આજે લાટમંડલના મહાવૃક્ષની અવશિષ્ટ શાખાને નિહાળવાનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો અમોને." દંડનાયક ઉપરના વાક્યો આનંદાશ્ચર્યથી અને એવા તો આંતરિક ઉમળકાથી બોલતો હતો કે સમરને તેમા મશ્કરીની જરાએ ગંધ ન આવી.

"ત્યારે રેવાપાલ તમારા શું સગા થાય ?"

"અમારા પિત્રાઈ."

"ત્યારે તો લાટમંડલનુ લોહી તમારી નસોમાં વહે છે. પછી તમારા શૌર્યની પ્રસંશા શી ? હે, પણ ત્યારે રેવાપાલ જીવે છે ?"

"જી મને ખબર નથી."

જીવતા હોય એમ લાગે છે કારણ કે હજુ લાટની પ્રજામાં, ભૃગુકચ્છની પ્રજામા, પૂર્વજોનુ સાચું હીર છે।—અને એ પ્રતાપ રેવાપાલના."

"અરે, બાપુ નાહક રેવાપાલને શા માટે વગોવો છો ?"

"હું સાચું કહું છુ મને ખોટું નથી લાગતુ. તો તમે ત્યારે સમજાવો"

"રાષ્ટ્રપતિજી, રેવાજીનુ પાણીજ એવુ પાણીદાર છે કે જો, પાટણના નિર્માલ્ય પ્યાદા આવી પીયે તો પ્રબુદ્ધ થઈ જાય. એ પવિત્ર

રેવાજીનુ પાણી રેવાપાસે પીધુ હતુ, મેં પણ પીધુ છે અને જેણે જેણે એ રેવાજીનાં રસાળ પાણી પીધા છે તેણે લાટમંડલને માટે માથા આપ્યાં છે, જનેતા જન્મભૂમિની કૂખને ઉજાળી છે."

"તમારૂં નામ શું ભાઈ?" દંડનાયકે જોયુ કે યોદ્ધામા એનું અસલ ખમીર ઊછળી આવ્યુ છે. દંડનાયકને હૈયે રેવાજીના રસાળ પાણી માટે, લાટમંડલની રસાળ ભૂમિ માટે અને પ્રજા માટે અથાગ માન ને પ્રેમ ભર્યાં હતાં.

"જી, સમરસિંહ મારૂ નામ"

"ખરૂ નામ સમરસિંહ?"

"પાટણના સૈન્યમા સમરસિંહ." અને મારૂ બીજું નામ ધર્મપાલ છે."

"ભાઈ ધર્મપાલ! પાટણના રાજ્યકર્તાઓ ભલે ને ગમે તેટલા ફુલાય પણ તેમની સાચી સંપત્તિ લાટમા સમાયલી છે. તેઓ લાટમંડલની લક્ષ્મીએજ ઉજળા હતા, ઉજળા છે અને ભવિષ્યમા પણ એના જ પ્રતાપે ઉજળા રહેશે."

પોતાની જન્મભૂમિ લાટને માટે દંડનાયકના મુખમાં ગૌરવગાથા ને ગરિમા વિરાજતી જોઈ સમરવીર સમરની છાતી ગજગજ ફૂલી ગઈ. તેનુ મુખમંડલ લાટમંડલની લાલિમાથી છલકાઈ ગયુ

સમર દંડનાયકને કંઈક આગળ કહેવા જતો હતો પણ એટલામાં કક્ષમાં અનુચરે પ્રવેશ કર્યો ને કહ્યુ, "જી, પાટણથી લલિતકુમાર પધાર્યા છે."

"જા તેમને ઉપર તેડી લાવ" દંડનાયકે અનુચરને આજ્ઞા કરી સામંત તરફ નજર કરીને પૂછ્યુ, "ભાઈ, તમારે ક્યા રહેવુ?"

"પાટણ અને સ્તંભતીર્થ."

"બે સ્થળ. એક સ્થળે જન્મ્યો ને બીજે સ્થળે વિદ્યાભ્યાસ કર્યો"

"એમ. સૂરીશ્વરના પરિચયમા ખરા કે?"

"જી, સૂરીશ્વરની પાસે જ પાચ-સાત વર્ષ ઉપાશ્રયમાં રહી

વિદ્યોપાર્જન કર્યું છે."

"તો પછી આમ સૈનિક ક્યા બન્યા ?"

"સૂરીશ્વરની આજ્ઞાથી. એમણે કહ્યુ કે વિદ્યાભ્યાસ પૂર્ણ થયો છે માટે હવે વીર બનવાની વિધિ પ્રાપ્ત કરો. કારણ દેશ પર જ્યારે સકટ આવી પડે ત્યારે એકલી વિદ્યા કૈં જ કરી શકતી નથી. એઓશ્રી ઘણીવાર પોતાના પ્રવચનમા કહેતા હતા કે, મનુષ્ય તો તેજ કે જે શસ્ત્ર અને શાસ્ત્ર બન્નેથી સજ્જ હોય."

"ભાઈ, સૂરીશ્વરનુ શીખવેલુ સૂત્ર તો બહુજ સરસ છે. સારા કહેવાતા પુરૂષોની ન્હાના માણસને ન ખબર પડે તેમ મીઠી મશ્કરી કરતાં આપણા દંડનાયકે ગમ્મત કરીને આનંદ લૂંટવા માંડયો."

"તેજ સાચો મનુષ્ય છે જે શસ્ત્ર અને શાસ્ત્રે સજ્જ છે."

"વાહ, વાહ, બહુ જ સુદર." વાત ચાલી રહી છે એટલામાં ઓરડામા લલિતકુમારે પ્રવેશ કર્યો. અને લલિતકુમારને જોતાં જ દડનાયકે પોતે જે ગાદી પર બેઠા હતા તે ઉપર તેમને આસન આપવાને માટે અડધો તકિયો ખાલી કર્યો ને સત્કાર સહ કહ્યું. "પધારો, સેનાપતિજી ! પધારો "

જવાબમાં સામરિક અભિવાદનને બદલે લલિતે દડનાયકને "જય ! જય ! કર્યાં અને નિર્દિષ્ટ સ્થાને આસન લીધુ.

"કેમ, લલિકુમારજી કુશળ છો ને ?"

જાણુવા છતા અણજાણપણાનો દડનાયકને ડોળ કરતાં જોઈ સામે બેઠેલા સમરને સહજ હસવુ આવ્યુ પણ મોંઢે હાથ દેઈ તરતજ તેણે ખાળી લીધુ

દડનાયકના પ્રશ્નનો જવાબ આપતાં લલિતે કહ્યું, "આમ્રભટ્ટજી, કહો કે નર્મદામૈયાના પ્રતાપે બચ્યો. નહીંતર આજે તો મારૂં આવી જ બનત !" કરવું'તુ કૈ ને થઈ ગયુ કૈ ! હરામખોરો પઝામાથી અણીશુદ્ધ છટકી ગયા અને તેને બદલે હું પોતે જ પ્રાણઘાતક વરૂઓના હાથમા સપડાઈ ગયો. મારા માણસો બિચારા જાણે કે હું

લદું છું પણ મને ઘાયલ દશામાં વરૂઓ ખેંચી ગયા."

"તમે તો પાટણથી અજય અને ચાહડની શોધમા નિસર્યા છો ને? તે શું એ લોકો ત્યારે ન્હાસી છૂટયા?"

"મારા પંઝામાંથી ન્હાસી જવાના કયાં છે? જયાં જશે ત્યા હું પ્રાણાંતે પણ એમનો કેડો મૂકનાર નથી." "પણ આ મહારાજના પત્રમાં તો એમને જીવતા પકડી પાટણમા આણવા લખ્યુ છે અને તે પણ રાજ્યાભિષેક પહેલાં તેનુ કેમ? હવે એમનો પત્તો કયાં લાગશે?"

"પણ હુ આપને એક પ્રશ્ન પૂછી લઉં કે એમની ન્હાસી જવાની વાતમાં? તમને શું લાગે છે."

"એ તો ન્હાસી જ છૂટયા. એમનો પત્તો લાગવો હવે મુસ્કેલ છે."

"તો એ કયી બાજૂ ગયા હશે?"

"ખભાત"

"તમો કહો એ પણ ખરૂ પડે પાછા ફરો પાટણ અને સવે-લાસર લ્હાવલસ્કર લેઈ સાચવો ખંભાતને. નહીતર એ ડશીલા ખાનાખરાબી કરી મૂકશે અને મહારાજના રાજ્યાભિષેકના ખરા અણીના અવસરે જ કૈક નવીન તૂત જગાડશે"

"તો ભરૂચમાં તો એ લોકો નથી જ!"

"નથીજ કે છે હુ કેમ કહી શકું? પણ હશે તો પાટણમાં પકડી મોકલવાની જોખમદારી–જુમ્મેદારી, જાવ મારે માથે, પછી કૈં ચિંતા?"

"વારૂ, આ બે સૈનિકોને અને બીજા મારી સાથે પાછા ફર્યા છે તે સર્વેને ઊતરવાને વ્યવસ્થા કરી આપો. પછી આગળ ઉપર આપણે શુ કરવુ તેનો નિરાતે વિચાર કરીએ"

દંડનાયક સમજ્યો કે પોતાના હાથ નીચેના સૈનિકોની સામે પોતાના શૂરાતનને હીણુ જણાવવા લલિત રાજી નથી. તેણે તરતજ અનુચરને બોલાવ્યો અને કહ્યું, "અમૃત, આ બે ભાઈઓને અતિથિ-

ગૃહમાં ઉતારો આપ અને દેવડીએ બીજા પાટણના સૈનિકો છે તેમને પણ સાથે તેડતો જજે." એમ કહી દંડનાયકે સમર તરફ જોયુ ને કહ્યું, "ભાઈ, અતિથિગૃહમા જાવ અને આરામ લ્યો. મારો માણસ સાથે આવે છે તે તમને સર્વ પ્રકારની સોઈ કરી આપશે."

બન્ને સૈનિકોએ એકમેકની સામુ જોયુ ને આંખથી સમજી, ઊઠી કક્ષની બહાર ચાલવા માંડ્યુ.

દંડનાયકે વાત આગળ ચલાવી, "કેમ, મારી વાત તો ગળે ઊતરે છે, ને લલિતજી?"

"વાત તો જાણે હુ બરાબર સમજ્યો પણ એ બન્ને ગુન્હેગારોને સાથે લીધા વિના પાટણ પાછા ફરવુ એ મને શરમ ભરેલું લાગે છે."

"તો ખભાત જાવ–એમનો પીછો જ પકડો ને"

"પણ તે લશ્કર વિના ખંભાત જઈ કરૂ શું?"

"અરે, લશ્કર લશ્કર શું કરો છો? ખંભાતમાં છે તે તમારૂ જ છે, ને!"

"ના, રાજદ્રોહ કરવા નીકળેલા તેને ફોડીને પોતાનું કરી લે તો?"

"બરાબર છે–બરાબર છે." દંડનાયકને બાજીની ખબર હોવા છતાય જાણે લલિતનુ આજે પાણી માપવાની પ્રતિજ્ઞા કરી હોય તેમ વર્તવો માંડ્યુ. તો પછી પાટણ તરફ બે સવારો રવાના કરો ને મહારાજને સદેશો પાઠવો કે હું ભરૂચમા એમની શોધ ચલાવી રહ્યો છુ. પરન્તુ ખભાત સલામત નથી એમ મને લાગે છે, માટે કોઈક વિશ્વાસુ વીરપુરુષને નવુ લશ્કર આપી ખંભાતના રક્ષણ માટે જેમ બને તેમ જલ્દી રવાના કરો."

આ વાત લલિતને ગળે ઊતરી ને અનુચરે પ્રવેશ કર્યો, "બાપુ, બાહુશ્રી પધાર્યા છે."

"જા, તેમને ઉપર તેડી લાવ"

"એ કોણ છે?" લલિતે કુતૂહલ બતાવ્યુ.

"એક બ્રાહ્મણપુત્ર છે"

"તો હમણાં આપણી વાત પૂરી થયા વિના શા માટે બોલાવો છો ?"

'અરે, લલિતજી ! જૂઓ તો ખરા ભલભલાના ચઢયાં પાણી ઉતારી નાંખે એવો સમરવીર છે સમરવીર ?"

"જય ! જય !" કરી એક સૈનિકવેશ ભૂષાધારી, બ્રહ્મત્વનાં પ્રતિક ને પ્રતિભા પૂરતુ લલાટે જેણે ગોરા ગોરોચનનું ત્રિપુણ્ડ કર્યું છે એવા યુવાન બ્રાહ્મણે કક્ષમાં પ્રવેશ કર્યો જાણે તેની અલ્પકાલમાં ઉઘડનાર ભાગ્યઉષાની આશા આપતુ હતું.

"કેમ, બાહુશ્રી શી ખબર છે ?" દંડનાયક બધાની ખબર પૂછે છે. પણ એને પોતાના જ ભાગ્યની ખબર નથી

"હુ પાટણ જાઉ છુ. મારે લાયક કૈં કામકાજ ફરમાવો"

"ભાઈ, પાટણનુ તો હમણા કે કામ નથી પણ કામ તો તારૂ અહી છે અત્યારે."

"ફરમાવો, સેવક તૈયાર છે."

"આમને તુ પિછાને છે ?"

"ના, જી"

"કુમારપાળ મહારાજના ભાણેજ લલિતકુમાર."

"હશે, મારે તો મહારાજનું કામ છે એમના ભાણેજનુ નહી !"

"એ ખરૂ પણ એમને તારે એક કામમા મદદ કરવાની છે અને તેના બદલામા તને એ મહારાજનો મેળાપ કરાવી આપશે"

"હુ બદલાની ઇચ્છાથી કોઈને મદદ નથી કરતો"

"જો આટલી બધી પતરાજી કરે છે તો પછી પાટણ મહારાજ પાસે પણ શા માટે જઈ રહ્યો છુ ? કોઇની મારફતે મળાય તો સારૂ ને !"

"બાપુ, મારફત બારફત હું ના સમજું. મને મારા બાહુ બળમાથી જે દિવસે વિશ્વાસ ઊઠી જશે, ત્યારે એ મારફતિયાને

જોઈ લેઈશ !"

"વારૂ, તો ભાઈ હવે ટૂંકી વાત કરીએ. જો, મહારાજના બે મોટા શત્રુઓ પાટણના કેદખાનામાંથી નાસી ગયા છે અને તે આજૂ-બાજૂ જ્યાં લાગ મળે ત્યાં બળવો જગાડી રાજ્યમાં અવ્યવસ્થા ઊભી કરવાના પ્રબળ પ્રયાસો કરી રહ્યા છે તેમને પકડીને પાટણ મહારાજની સમક્ષ હાજર કરવાના છે."

"મહારાજની સમક્ષ હાજર કરીશ."

"પણ તે ક્યાં લપાયા છે તેની તને ખબર છે ?"

"મને થોડી બાતમી આપો પછી બાકીની સંકલનાના આંકડા હું મેળવી લેઈશ."

"જો, સાંભળી લે ત્યારે–પણ જરા બેસ."

"ના, જી મને બેસવાથી અસુખ લાગશે. હું ઊભે ઊભે વધારે ધ્યાન આપી સાંભળી શકીશ."

"તારી મરજી. જો તે મહારૂદ્ર જોયા છે ? ત્યાંથી છ સાત માઈલ છેટે આ લલિતકુમારને એમની સાથે ઝપાઝપી થઈ હતી તેમાંથી તેઓ બચીને સહીસલામત ન્હાસી છૂટયા છે. કયાં નાઠા હશે તે અમારા બન્નેમાંથી કોઈપણ કહી શકતા નથી."

"લલિતકુમારભાઈ ! આપણે સાંઝે મહારૂદ્રમાં આરતીના સમયે ભેગા મળીશું. તમને હું ગમે ત્યાંથી શોધી કાઢીશ પણ દંડનાયકની સાથે જ રહેજો. તમારૂં સુપ્રત કરેલું કામ બનશે તો એકલે હાથે જ પાર પાડીશ અને જરૂર પડશે તો આપની મદદ માંગીશ હ્યો ત્યારે જય ! જય !"

"જય ! જય !" લલિતે કહ્યું.

"પણ આજે તો શિવરાત્રિ છે એટલે બહુ લોકો ભેગાં થશે. એટલે પકડવાનું સુગમ થઇ પડશે"

"એમ ? ભાઈ, તુ જાણે ને તારો રસ્તો જાણે. તારી તો અડધી વાત જ વિચિત્ર છે. તારી યુક્તિ ને તારી બુદ્ધિ તે તારા

જ ! જા, ત્યારે આરતીટાણે ભેગો થજે."

બાહુશ્રી ગયો અને દંડનાયકે લલિતકુમાર તરફ જોઈ સ્હેજ ગર્વમાં ટહૂકો કર્યો, "કેમ, લલિતકુમાર ! જોયો કે બામણનો રૂવાબ ?"

"મ્હેતાજી ! માણસ બાહોશ જણાય છે મને તો એનુ ભાવિ ઉજ્જ્વલ લાગે છે. અને જો આમને આમ બાહોશીથી આગળ ધપ્યો જશે તો ટૂંક સમયમા જ નામના કહાડશે. પણ એ રહેવાસી ક્યાનો છે ?"

"એ તો કહે છે કે વટપદ્રની બાજૂના ગામડાનો રહીશ છુ ને મારે કુમારપાળ મહારાજને મળવુ છે."

"તો પાટણ જાય છે ?"

"તે એ આજે પાટણ જ જવાની તૈયારી કરતો" તો ને આપણે એને કામ બતાવ્યુ. જો મન પર લેશે તો કામ પાર પાડશે. પણ મન પર લે એજ મોટી વાત છે કારણ જરા વધારે પડતો મનસ્વી છે."

"એકલો મનસ્વી નહી પણ સાથે સાથે તેજસ્વી પણ છે. વગર વિચારે ગમે તેવા ભૂપજીભાઈની પણ ધૂળ ખખેરી નાખવામાં એક્કો જણાય છે. એને જરાક બોલવાનું ભાન નથી."

"ના, બોલવાનુ તો બધુ યે ભાન છે–પણ જરા બોલવામા આપણે જેને બાગડ કહીએ છીએ તેવો ઉદ્ધત છે. એ તો જુવાન લોહી એવુ જ હોય પણ આમ કૈં છેક ફેંકી દેવા જેવો માણસ નથી"

"ના, ફેંકી દેવા જેવો શેનો ? ભવિષ્યમા ખપ પડે તમારી જગ્યા સાચવે એવો છે !"

"શું ! શુ કહ્યુ તમે ? મારી જગ્યા ?" એમ કહી મ્હેતાજી હસી પડયા પણ કોણ જાણે કોઈ એક ભાવિના અણચિંત્યા સ્વપ્ન-વિચારે હાસ્યમંડિત મુખ પર એકાએક ગાંભીર્યની છાયા છવાઈ ગઈ

"મ્હેતાજી, તમને વખતે એ અશક્ય લાગતુ હશે પણ મને તો એની આકૃતિ ઉપરથી આવા વિચારો બાંધવાનો પક્ષપાત સૂઝે છે."

જે વ્યક્તિના વખાણ કરવાયે ઘડી પહેલાં મ્હેતાજી એક પગે તત્પર થઈ ગયા હતા તેજ વ્યક્તિની પ્રશસા કોણ જાણે અત્યારે તેમને માનસિક વ્યાધિકર્તા ને અસહ્ય થઇ પડી અર્થાત્ તેમણે સહસા લલિતની સાથેના વાર્તાલાપનુ વ્હેણ બદલ્યુ અને કહ્યું, "વારૂ, ત્યારે હવે એ વાત જવા દો આપણે આપણા મ્હોરાં ગોઠવવામા ચૂકવુ ન જોઈએ નહીતર આખી શેતરજની રમત હારી, હાથમાં આવેલી બાજી ગુમાવી બેસીશું"

"તો તમે કહો તેમ કરૂ."

"મારે તમને કહેવાનું એ કે અત્યારે નહીંતર સાયકાલ સુધીમાં તમારી સાથે આવેલા સૈનિકોમાથી પેલા સામતને કે પેલા રેવાવાસીને પાટણ તરફ રવાના કરો."

"એક વિચાર એમ થાય છે કે હુંજ પાટણ જાઉં."

"તમારે જો જવુ હોય તો આજનો દિ રોકાઈ જાવ અને કાલે પ્રભાતમા ઊપડી જજો—પણ આજે ગમેતેમ કરી મહારાજ-પર સંદેશો તો પાઠવો"

"તમારૂં કહેવુજ મને વધુ યોગ્ય અને ન્યાયપુર.—સર લાગે છે"

"તો હુ એ બન્ને જણને બોલાવી મગાવુ." એમ કહી દડનાયકે બૂમ મારી. "અમૃત"

અનુચર આવ્યો. દડનાયકે અનુચર તરફ જોતા કહ્યુ, "અમૃત! તું અતિથિગૃહમાં જા અને પેલા મને મળવા આવ્યા'તા તે બે સૈનિકોને અહી બોલાવી લાવ"

નવરા બેસવુ લલિતને ન ગમ્યુ. એટલે વળી એણે જૂની—પુરાણી વાતોનો એક પોપડો ઉખેડયો. ભટ્ટજી! ભૃગુકચ્છની પ્રજાનો આપના પર અનહદ પ્રેમ જણાય છે બરૂ.

"ભાઈ, લલિતકુમાર! ભરૂચની પ્રજાનો પ્રેમ સપાદન કરતાં કરતાં તો મને નવ નેજે પાણી ઊતર્યાં છે. જોતા નથી માથે પળિયા સુદ્ધાંત આવી ગયાં તે અને તેય તમારા સરખી ન્હાની ઉમ્મરમાં."

"એમા શોચ કરવાનું કે જ કારણ નથી કોઈ ને નજલો ઊતરે ને ન્હાની ઉમ્મરમા બાલ સફેદ થઈ જાય છે અને આપના થયા છે અનુભવથી–વિચારની પરમ્પરાથી અને રાજકાજના કાર્યભારથી."

સેનાપતિ અને રાષ્ટ્રપતિની વાતચીત ચાલી રહી છે એટલામા સમર ને સામંત દીવાનખાનામા આવી પહોચ્યા અને સામરિક અભિવાદન કરી ઊભા રહ્યા

લલિતકુમારે કહ્યું, "જૂઓ, હુ આ એક પત્ર આપુ છુ મહારાજ પર, તે લઈ સંધ્યાકાલ પહેલાં તમો બન્ને પાટણ તરફ રવાના થઈ જાવ. પત્રમાં બધુ જ લખુ છુ એટલે તમારે મોઢેથી કે પણ બ્યાન કરવાનુ રહેશે નહીં." એમ કહી લલિતકુમારે પત્રનો લખોટો તૈયાર કર્યો જે સૈનિકોને આપતાં કહ્યુ, "જાવ, સાવધાનીથી રસ્તામા કામકાજ કરજો"

સૈનિકો ગયા ને અનુચરે પ્રવેશ કર્યો ને કહ્યુ, "અન્નદાતા, કચેરીનો સમય થયો"

"ચાલો, ત્યારે હુ તો ન્યાયાલયમા જઈશ. અલ્યા, અમૃત! કુમારશ્રીની હજૂરમા રહેજે"

"આપ સુખેથી પધારો. પણ ન્યાયાલય ક્યારે ખત્મ થશે?"

"આશરે અઢી ત્રણ કલાકે"

"તો હુ એ અરસામા અમૃતને સાથે લઈ શહેરમાં ફરી આવુ."

"અલ્યા, અમૃત! કુમારશ્રીને નૌકાવિહાર માટે લેઈ જા"

"તો જય! જય!" ઉભય નમસ્કાર કરી છૂટયા.

## પ્રકરણ ૫ મું

### મહારૂદ્રના મેળામાં

આજે પ્રભાતથી મહારૂદ્રનાથના મંદિર બહારના ચોગાનમાં દુકાનદારોએ પોતપોતાની વસ્તુની દુકાનદારી જમાવવા માંડી હતી. જોતજોતામા આઠે દિવસે નિર્જન લાગતા મહારૂદ્રનાથની શોભા એક નાનકડા તીર્થગ્રામ શી બની રહી. આજની મહાશિવરાત્રિના મોટા પર્વની મઝા લૂંટવાને ભૃગુકચ્છની આજુબાજુનાં ગામડાંની પચરંગી પ્રજા મેળામા ભેગી મળેલી દષ્ટિગોચર થતી હતી. કોઈ દીર્ઘકાલના વિરહી અને વિલાસી પોતાની પ્રણયપિપાસા છીપાવવાને, કબાડાં કરવાને, પરસ્ત્રીઓને દામ-ભેદ-પ્રયોગથી પોતાની કરવાને આવ્યા'તા. કારણ કે તેઓ પોતાનું મનમાન્યુ રસપાન-સુંદરીઓના આનંદથી નહોતા કરી શકતા. વિલાસી જનોને મન મહાશિવરાત્રિનો આ શંભુ મેળો એક અલભ્ય તક હતી-પરસ્ત્રીના હૃદયનું પ્રેમરાજ્ય સાંભળીને ભોળી ભામાને ધક્કો મારી, અનીતિની ઊંડી ખીણમાં ઉથલાવી પાડવાની-ખોટી ખોટી આશાના રજ્જુ પર લટકાવી, અંધારી રાતે પોબારા ગણી જવાની. પોતાની જ કરેલી ભૂલથી વહેલા પરવારી બેઠેલા ગોસાંઈ કે ફકીર, સાઈઓ દંભી સ્વાંગ ઓઢી-મેળામાં આવેલા દુકાનદારોની દુકાનેથી ચલણી બદામો કે કટકો બચકો ખાદ્ય પદાર્થ દમદાટીથી સતાવીને ઉઘરાવી રહ્યા હતા

ભૃગુકચ્છના બાપુને બારણે શરણાઈઓ વાગતી હતી અને સદાશિવના દર્શનાર્થે જવાને રાજમંડલી પોષાક સજતી હતી.

દંડનાયકે સાફો બાંધ્યો ને અનુચરે ચાંલ્લો કરવા કંકાવટી સામે ધરી. શંકુના આકારના તિલક ઉપર, બાજુમાં ઊભેલા અનુચરે સુખડનું લેપન કર્યું. અને રાષ્ટ્રપતિએ સામી દિવાલ પર ગોઠવેલા વિશાળ અરીસામાં જોઈ શંકુના આકારનો અર્ધઆંગલપૂરનો જૈની ચાંલ્લો કર્યો; ને અનુચરે પગની સામે મોજડીઓ મૂકી. મોજડીમાં પગ ઘાલતાં ઘાલતા દંડનાયકે પૂછ્યુ, 'અલ્યા, મહેમાન ક્યાં છે?'

'જી, બધાય આપની વાટ જોતા નીચે દેવડી પર તૈયાર થઈ ઊભા છે.'

'હાથી આવી ગયો?'

'ના, જી હાથી શણગારવાનુ ના કહ્યું'તું.'

'શું કહ્યુ તે?'

'હાથી શણગારવાની આજે સવારમાં બાએ ખાસ મહાવતને બોલાવી ના પાડી હતી'

'એમ!–શા માટે?'

'જી, તે મને ખબર નથી!'

'જા, બાને બોલાવ.'

'જી' કહી અનુચર ગયો.

સાધુજનોની સાધુતા શરમાવતી, આંખોના તેજથી રૂપમ ફૂંકોને મારતી, દયાદેવીના સ્વરૂપે વિરાજતી, આશાના અબાર સમી, કાળા વાદળોમાં ઝબૂકતી વિદ્યુલ્લતા સમી, રતિની પ્રતિકૃતિ સમી, સાધુની સિદ્ધિ સમી, મહાભાગીની ગૃહલક્ષ્મીએ ઓરડામાં પ્રવેશ કર્યો.

'શ્રીમતિ, તમે મહાવતને હાથી શણગારવાની ના પાડી છે?'।

'મારી સમજ મુજબ મેં કર્યું છે અને તમારી મતિ મુજબ તમે કરો!'

'એટલે? તમારી મતિ શી ને મારી મતિ શી?' મહારુદ્ર જવાને નીચે રાહ જોઈને ઊભેલા મહેમાનો નાહકના ખોટી થાય છે એ વિચારે દંડનાયક જરાક ચીડાયો.

'એટલે, આઠે દિવસે આપ ઇંદ્રનો ઐરાવત જો મંગાવશો તો ય મને વાંધો નથી.'

'પણ, આજે ત્યારે મને ગજમંડળમાં મૂર્ખો બનાવવો છે તમારે ?–તમે ધાર્યું છે શું ?'

દંડનાયક જેમ જેમ ચીઢાતો તેમ તેમ શ્રીમતી ઠાવકો જવાબ આપતી. તેણે ધીમે સ્વરે કહ્યું, "મેં ધાર્યું છે કે આજે આપે અશ્વ-પર દર્શન કરવા જવું જોઈએ,"

'શા માટે હાથીશાળામાં હાથી ખૂટી ગયા છે ?'

'હા, જી, આજે અમારી માન્યતા મુજબ આખી અવનિના હાથી ગણપતિ સ્વરૂપે પોતાના પતિ શંકરને કૈલાસમાં મળવા ગયા છે એટલે આજે આપને બેસવાને હાથી નહીં મળે.'

'એટલે એ તમારા કપોલકલ્પિત ગણપતિદાદા પર આજે અમારાથી નહીં બેસાય એમ જ ને ?'

'નકામી આડાઇ શા માટે કરો છો ? ના કહ્યું જે આઠે દિવસે ઐરાવત મંગાવજો જો ઇંદ્ર એક દિવસ માટે ઉછીનો આપે તો ?'

'તો રહ્યો તમારો હાથી–પણ પાલખી તો મંગાવવી'તી.'

'આજે તો પાલખી પણ તમને ન મળી શકે !'

'કારણ ?'

'કારણ આજે મહાદેવજી સાક્ષાત્ સહકુટુંબ પાલખીમાં બેસી સવારી કાઢવાના–ખરૂં જોતા તો આજે પાળા જ બની દર્શનાર્થે જવું જોઇએ પછી તો તમારી મરજી.–અરે રહો, રહો હું મહાવત ને બોલાવી મંગાવું છું ને હાથી જ શણગારવાનું કહું છું.'

'અરે, હવે તમારો હાથી નહીં જોઈએ તમો બધાં તૈયાર થઇ જાવ. મીઠી ! મહેમાનો ખોટી થઈ રહ્યા છે તે જોતી નથી ? ચાલો, તૈયાર થઇ જાઓ' એમ કહી દંડનાયકે પ્રિયતમાને ભુજપાશમાં પકડી રાખી, તેના કપોલપ્રદેશોને દન્તક્ષતથી વિભૂષિત કર્યા.

પ્રિયતમના નાગપાશમાથી પ્રિયા છૂટી અને ત્વરિત પગલે જતા

જતાં બોલી, 'હવે મહેમાનોને મોડુ નહીં થાય ?'

જવાબમાં સ્હેરી દંડનાયક કેવલ હસ્યો. અનુસારિણી સરી ગઇ અને ફરી અનુચર યાદ આવ્યો.

'અમૃત! કેમ કેટલી વાર છે હવે ?'

'લોકો બાપુની જ રાહ જૂએ છે.'

'ચાલ, તો આગળ ચાલ'

અમૃતે છડી પોકારતા પોકારતાં આગળ ચાલવા માંડયુ જેના અવાજે જનતા દંડનાયકના સ્વાગત માટે સ્વસ્થ બની ગઈ.

ડંકાનિશાનથી દીપતો દડનાયકનો અશ્વ સરઘસના સમગ્ર અશ્વ-સમાજમાં જુદો જ તરી આવતો હતો. એ અશ્વ પર જે દિવસે તેમણે સ્વારી કરી તેજ દિવસે તેમને ભૃગુકચ્છના દડનાયકનુ બિરૂદ પ્રાપ્ત થયુ, અને તે દિવસથી એ વફાદાર પ્રાણીનુ તેમણે 'રવિ' નામ રાખ્યુ. રવિના તીર્છાં કિરણોની જેમ અશ્વ–રવિ પણ ગતિમાં તીર્છોજ જતો હતો સ્વાર વિના તો બધાજ અશ્વોમાં ચાપલ્ય જણાય છે, પરંતુ રવિ તો સ્વારી થાય બાદ પણ બમણા ચાપલ્યથી ચાલતો હતો. એને દોડવાથી શરીરે ફેન આવતા તીવ્રતર ગતિમાંય આકાશી અશ્વની માફક તેના પગો જમીનને સપૂર્ણ સ્પર્શતા નહોતા તેના હણહણાટમા ગાંભીર્ય હતુ. બાયલાની પેઠે તે વારંવાર હેષારવ નહોતો કરતો. હેષારવ કરતો પરંતુ તે ક્વચિતજ અને તેય બહુધા પ્રયાણકાલે રવિને પૃષ્ટના બન્ને ભાગો પર શખનાં ચિહ્નો હતા. તેની પૃષ્ઠ પુષ્ઠ અને માંસલ હતી. તેનું પુચ્છ કોમલ, ચળકતુ અને ગુચ્છાદાર હતુ તેની ગરદન પરની કેશવાલી સૂર્યતેજે સોનેરી રગથી રંજિત લાગતી. તેનો આખો અંગરંગ શ્વેત હતો પણ તેની નાસિકાની ધારો રક્તવર્ણી હતી એની આંખો અણીદાર, અને સૌમ્ય હતી. જેના કાન અણીદાર હતા અને સાન પાણીદાર હતી, તેવા ઉત્તમ અશ્વપર સ્વાર બનેલા દંડનાયકના યુક્તહસ્તોને માર્ગમા જનતાના નમસ્કાર ઝીલતા છૂટવાનો વારો જ નહોતો આવતો. લગામની ખેંચતાણ વિનાય સ્વામીનુ સંરક્ષણ કેમ અને કયારે કરવું તે રવિ સારી રીતે જાણતો હતો.

ભૃગુકચ્છનો રવિ સમો દંડનાયક પોતાના રસાલા સહિત જોતજોતામા મહારૂદ્ર આવી પહોંચ્યો. તે સમયે મહારૂદ્રનાથની ચોગાન બ્હારની ધર્મશાળામાં વાતુ કરતા બે મુસાફરો તે મેળામાં જનતાના 'દડનાયક આવ્યા! દડનાયક આવ્યા!' ના પોકારથી ચોંકયા અને પોતાની મોટી વાતને ન્હાની કરવાની ચિતામાં ગુથાઈ ગયા.

એકે કહ્યું, 'હવે આપણે અહીંથી જરૂર રસ્તો માપવો જોઇએ. સાયકાલ થઈ ગયો છે અને પેલો દેવો આપણી આવવાની રાહ જોતો હશે! ચાલો જમી લઈએ. ખીચડી થઈ ગઇ છે અને પછી ચાલવા મંડીએ'

'ચાલો, મુનિસરમા સ્નાન કરી આવીએ.'

'અલ્યા, રહ્યુ હવે સ્નાન! જો, સ્નાન–બાનની ખટપટમાં પડીશું તો નાહકના સપડાઇ પડીશું. પછી તો જેવી તારી મરજી!'

'પહેરે કપડે જઈએ. જો, ફાવશે તો નાહી લેશું નહીતર જરા મેળામા લટાર મારીને પાછા ફરીશું, તલ્વાર પણ સાથે રાખીશું અરે, બધો જ પોશાક. કોણ જાણે છે ઘડી પછીથી શું બને તે!' જો, તળાવ ઉપર જા અને હું લાખા ભરવાડની વાવ આગળ જાઉં છુ. આપણા પેલા બ'ધેલા ઘોડા અદૃશ્ય થઇ ગયા છે કે સહિસલામત રહ્યા છે તેની તપાશ કરતો આવુ અને બનશે તો તળાવની બાજુમાં જ લાવી બાધુ છુ. જો, બીજુ મારા શરીરે આજે મને જરાક અસુખ લાગે છે–મને આજે રાત્રે જરૂર સખત જવર આવશે એવું લાગે છે એટલે મારી તો તારા દેવખાત તીર્થમા નહવા કરવાની ઇચ્છા નથી ?'

'મને યે એવી કૈં ખાસ નહાવાની લોલુપતા નથી પણ દર્શન કરી પાછો ફરૂં છુ. મારૂ કહેવું એમ છે કે ઘોડા તળાવ કાંઠે લાવવાથી જલ્દી ઉત્રાડા પડી જઇશું–માટે હુ વાવ આગળજ આવું છું–તુ ત્યાં મારી રાહ જોજે અને મને તો મેળામાંય ફરવાની જરૂર જણાતી નથી. પણ હું જરા ફરતો આવીશ અને દંડનાયક આવ્યા છે કે કેમ

તેની-તથા તેમની સાથે બીજા કોણ કોણ મહારથીઓ આવ્યા છે તેની ખબર કાઢતો આવીશ.'

'હા, એ ઠીક કહ્યું-વારૂ, એમ જ કર ને હું વાવ તરફ જાઉં છુ જો, જલ્દી આવી પહોંચજે અને સાવધાની રાખી ફરજે! બન્ને મુસાફરો છૂટા પડયા.

દંડનાયકે તે સમયે મહારૂદ્રનાથના ચોગાનમા પ્રવેશ કર્યો અને પૂજારી સ્હામો આવ્યો.

'પધારો, મહારાજ !'

'અલ્યા ભાવ ! હજુ આરતીને કેટલી વાર છે ?'

'બાપુને કહુ જે-હવે બહુ બહુ તો અડધો કલાક. અને આપ આ સામી પાટ પર ગાદીતકિયે બિરાજો.'

'અરે, ના અમો તો ફરીશું'

'અરે બાપુ! પાન-સોપારી જમો-બાદ નિરાતે ફરજો બેસો તો ખરા લોકોને આપના દર્શનનો આડે દિવસે લાભ ક્યાથી મળે પણ આજે તો બાર બાર ગાઉથી લોકો મેળામાં આવ્યા છે એ બિચારા ગામડિયા તે શુ જાણે કે આપણા બાપુ આવા છે જે!' એમ કહી ભાવ પાનસોપારી લાવવા દોડયો

દંડનાયકે જોયુ કે ભાવમહારાજ આજે મોટો પંડિત બ્રાહ્મણ બની બેઠો છે ગળામા મોટી મોટી હરદ્વારની રૂદ્રાક્ષની માળાઓ અડાવી દીધી છે અને લલાટે એક છેડેથી બીજે છેડે પહોચે એવુ લાંબુ ત્રિપુંડ તાણ્યુ છે. વક્ષસ્થળ પર અને હાથો પર ઠામે ઠામ બીજા બ્રાહ્મણો કરે છે તેમ ભાવે ભસ્મનુ પણ વિલેપન કરી લીધુ છે. તેની આકૃતિ ખાધેપીધે પ્રચણ્ડ બનેલી છે તે લાંબો લપડંગ છે, ફક્ત તેની આખોમાં લપલપાટ કરતી મૂર્ખતા જ જોનારને સૂચવે છે કે આ ત્રિપુણ્ડ-ભસ્મ અને અક્ષમાળધારી મહારાજ મૂર્ખ છે

દંડનાયકે ગાદીતકિયે આસન જમાવ્યુ, સાથે લલિત પણ હતો અને બીજા રાજપુરુષો તથા નગરના સંભાવિત જનો પણ હતા.

ભાવમહારાજ પાનસોપારી પાણી લાવ્યો અને મૂછ્યુ, 'બાપુ, દૂધ લાવુ છુ'

'ના, એવી કૈજ ખટપટ ન કરીશ નહીતર અમો તો આ ઊઠ્યા. અમારે ઘણાં ઘણાં કામ છે. માટે તુ હવે ફક્ત આરતીની જ તૈયારી કરી દે એટલે અમો મહારૂદ્રનાથના દર્શન ફરી જરાતરા મેળામાં ફરી શહેર તરફ સ્વારી ઉપાડીએ. જો, પણ પાટણથી મહેમાન આવ્યા છે, તે છે કે નહીં ?'

'કયા મહેમાન ?'

'અરે, મૂર્ખા, ન સમજ્યો ? આજે સવારે તુ મ્હેલે આવી વાત કરી ગયો'તો તે–પેલા ખેડૂત !'

દંડનાયકે એટલા બધાની વચમાં ભાવમહારાજને 'મૂર્ખ' સબોધન કર્યું તે તેને ન ગમ્યુ પણ બિચારો બ્રાહ્મણ સહન કરી, 'હા–સમજ્યો,' કહી ચાલતો થયો.

દડનાયકે લલિતને કહ્યું, 'આ મુસાફરોની ખબર કઢાવી તે.' બરોબર કર્યું ને ?'

'કયા મુસાફરોની ?'

'કેમ, આજ સવારે મે તમને વાત નહોતી કરી ?'

'મને સવારે આપે મુંસાફરોની બાબતમા કૈજ નથીં કહ્યુ ! આપણી સવારની વાતમા વચ્ચે મુસાફર આવ્યો જ નથી !'

દડનાયકને પોતે કરેલી ભૂલ યાદ આવી અને ન કહેવાનુ ન કરવાનુ સર્વ, સન્મુખમાં કરાઇ જતા તે જરાક મૂઝાયો પણ તરતજ તેણે કહ્યુ, 'તમારૂ કહેવુ ખરૂ છે હું તમને કહુ' કહુ અને કહેતાં સમૂળુજ ભૂલી ગયો. એમ છે કે સવારમાં આ ભાવમહારાજ તમારા આવતા પહેલાં મારી પાસે આવ્યો'તો અને એણે બાતમી આપી કે તમારા જેવાજ મોઢાનો એક ખેડૂત મહારૂદ્રનાથની ધર્મશાળામા આવી રહ્યો છે. એટલે મને શંકા ગઇ કે મારા જેવું મોંઢું તો અમારા ભાઈઓમા એકલા ચાહડનુ જ છે એટલે વખતે તે તો નહીં હોય. અને તેનીજ અત્યારે ખબર કઢાવી છે.'

'ભટ્ટજી, તમો ભૂલ્યા.'

'એ જે હોય તે. પણ મને તે સમયે તમને કહેવાનુ યાદ જ ન આવ્યું. આપણે અણી ચૂકયા

જો, તમે મને આ ખબર સવારમાં આપી હોત તો હું એમને જરૂર મારા પંઝામા સપડાવત અને ખંભાત લશ્કર મોકલવાનો સંદેશો પાઠવી મહારાજને નાહક ન પજવત.'

'પણ મને એમા કૈં માલ ન લાગ્યો એટલે જ મે એ વાત તમને સત્તારે ન કરી અને ન કહેવામા મારો કૈ જ ખાસ હેતુ નહોતો. ચાલો, થયું તે ન થયુ' થનાર નથી !'

'એમાં મારો કૈંજ ખાસ હેતુ નહોતો' કહેનારનો હેતુ લલિતને અત્યારે સમજાયો. તેને ચોક્કસ મનમા ખાત્રી થઈ ગઇ કે દંડનાયકે તેની સાથે હરામખોરી કરી છે અને ખાસ હેતુ પુરઃસરજ સવારે આ બાતમી તેણે તેને ન્હોતી આપી. તેણે કહ્યુ, 'પણ દંડનાયકજી, હાથમા આવેલા સામ્રાજ્યના બે શત્રુઓને આપેજ હાથવેંતમાં વહી જવા દીધા છે ?'

એટલામા ભાવ આવ્યો અને કહ્યુ, 'બાપુ, ધરમશાળામા તો કોઇજ નથી !'

'બરાબર છે—હોય જ નહી ! હવે તે પત્તો લાગે? એ તો નાઠા !'

'પણ લલિતકુમાર, આ ભોટના કહેવા ઉપર વિશ્વાસ રાખવા જેવોજ નથી. કોણ ખાત્રીથી કહી શકે કે એ એજ હતા? નથી તમે જોયા કે નથી મેં જોયા ? અને આના કહેવા ઉપરથી નાહકની દોડધામ કરી મૂકવી ?'

વાતમાં રગ ભરાવા માડયો છે એટલામા રખડતો રખડતો બાહુશ્રી આવી પહોંચ્યો. દંડનાયકે સામે ઊભેલા મહારાજ તરફ જોયુ ને કહ્યું. 'અરે ભાઈ, ઊભો છો કેમ ? જા, જા, આરતીની તૈયારી કર અમારે મોડુ થાય છે.'

પૂજારી ગયો ને બાહુશ્રીએ દંડનાયકને કહ્યુ, 'બાપુ ફુરસદ છે?'

'હા બોલ શું છે?'

'લાખા ભરવાડની વાવની પાછલી નેળમાં બે ઘોડા બાંધેલા છે અને તળાવને કાંઠે એકજણ ઊભો છે-જેનું મોઢું તમારા સરખુ છે.'

'હે, ક્યા?' વિચારગ્રસ્ત લલિતે ટટાર થઇ પૂછ્યું, 'ચાલો ભાઇ, મને બતાવો ક્યા છે એ તળાવ?'

''અરે, આ દેખાય સામે દ્વાર. ત્યાંથી તળાવને ઓવારે જ જવાય છે. ચાલો, ઊઠો.' બાજૂમાં ઊભેલા અમૃતને દંડનાયકે મુનિસર પર પડતા દ્વાર તરફ જતા જતા કહ્યુ, ' અલ્યા, જા અમારા ત્રણેના ઘોડા તૈયાર રાખવાની સેનાપતિને સૂચના આપ. જા, જલ્દી દોડ.'

અમૃતને રવાના કરી ત્રણે જણ દ્વાર પાસે આવ્યા અને અધીર લલિતે દ્વાર ખોલી ઓવારા પર નજર કરી. દંડનાયકની બાજૂમાં ઊભેલા બાહુશ્રીએ આંગળી કરી અને બતાવતાં કહ્યું, 'અરે, આ પેલો ઓવારે પગથિયા પર ઊભો જણાય. બાહુશ્રીએ આગળી કરી તે ઓવારા પર ઊભેલી વ્યક્તિએ જોઈ અને તેની નજર દંડનાયક અને લલિત પર ચોટી.

દંડનાયક તરતજ બોલ્યો, 'બાહુશ્રી, બરાબર–બરાબર. લલિત-કુમાર! હવે વિલંબ કે વાતો કરવાની જરૂર નથી. પણ યુકિતથી એને પકડવાની તૈયારી કરવી જોઇએ.'

'હું અહીથી મારૂ ભૂસ્કો?'

'અરે, ના એમ કરતા બધી બાજી બગડી જશે આપણે પાછલે રસ્તે જઇએ ચાલો, હવે સમય વીતાડવામા આપણે ગેરલાભ થશે બારણું વાસો.'

ત્રણે જણ ત્યાંથી ત્વરિત ગતિએ મંદિરની બહાર જવા લાગ્યા જે જોઇ આવતા જતા લોકોને કુતૂહલ ઊપજ્યું અને કોઇકને હસવુ પણ આવ્યુ.

તળાવ ઉપર ઊભેલા ચાહડે તો બારણુ વસાયુ ને તરત જ વાવ તરફનો માર્ગ માપવા દોટ મૂકી. તેણે વાવ પાસે આવી હાંફતા હાંફતાં ઘોડાઓ લઇ ઊભેલા અજયને કહ્યું, 'અજય, ચાલ! ઘોડો

સંભાળ–ચાલ, જલ્દી કર, દંડનાયકે મને જોઇ લીધો છે.'

'હે, .. ..' કહી અજય ઘોડેસ્વાર થયો,–અને રંધાયલી–તૈયાર થયેલી ખીચડીને પડતી મૂકી, બન્ને અસવાર બની ત્યાંથી મારતે ઘોડે નહાસી છૂટયા

થોડાક સમયના અંતરે તેમની પાછળ પડયો ઘોડેસવાર બાહુશ્રી. બીજી દિશામાં ગમન કર્યું દંડનાયકે. ત્રીજી દિશામાંથી સહૂથી વધુ ત્વરિત ગતિએ અશ્વ દોડાવ્યો આબરૂને ખાતર જાનપર આવી ગયેલા લલિતે.

પણ એ સર્વથી પ્રાણરક્ષાને ખાતર પવનવેગે અજય અને ચાહડ પોતાના અશ્વોને દોડાવતા હતા. ધૂળના ગોટેગોટ ઉડાવી દિશાઓને ઢુબાવતા હતા, પથને ધ્રુજાવતા હતા. માથે અથડાતા શાન્ત તરુના પત્રસમૂહને ડોલાવતા અને પોતાના અશ્વોને તીવ્રતર ગતિમાન કરી હંકાવતા હતા વધુમા વધુ બે જ અશ્વો મહા યત્ને સાથે દોડી શકે એવો સાકડો માર્ગ હતો માર્ગની જમણી બાજૂએ હતી માથા માથાપૂર ગીચ ઝાડી અને ઝાડીની પછવાડે હતા વિસ્તૃત ક્ષેત્રો

ડાબી બાજૂએ વ્હેતી'તી વેગવાન ને અતુલ જલેશ્વરી નર્મદામૈયા આ માર્ગ તે કૈ નર્મદાનો કીનારો નહોતો પરતુ ઊચી ભેખડ હતી–લબાઈમા આશરે અડધોએક માઇલ–પહોળાઈમા જ એક હાથ તેને અડોઅડ જલ વ્હેતુ'તુ ત્યા સુધી એ વાસભર અને જલનો ઉપ-રનો ખાલી ભાગ હશે સત્રાએ વાસભર

માર્ગની ડાબી બાજૂ પર થોડે અતરે વૃક્ષો પણ દૃષ્ટિગોચર થતા'તા એવા એકાદ વૃક્ષે અને મહાવદી ચતુર્દશીની મહા શિવરાત્રિના અધકારે આપણા કુશળ અસવારોને પણ છક્કડ ખવરાવી.

પ્રાણરક્ષાની લાલસામા અશ્વને વારવાર એડ મારી વધુ વેગવાન બનાવી નાસી છૂટવાનો પ્રબળ પ્રયાસ કરતા ચાહડનો અશ્વ અધારે એક વૃક્ષને અથડાઈ પડયો અને સાકડા–તલ્વારની ધાર જેવા માર્ગ પરથી તે પોતાના માલિકને લઈ નર્મદાના માઝાળ જલમા ઉથલી

પડયો. અને જલસમાધિ લેતા ચાહડે બૂમ પાડી, 'અજય ! અજ...!'

અજય અટકયો અને ચાહડ કયાં પડયો તેની તલાશ કરવા માંડી. ફરી અવાજ આવ્યો, 'અજય, હું પાણીમાં ઘોડા સાથે ગબડી પડયો છુ–પણ કે વાગ્યુ નથી–સહીસલામત છુ.' ભેખડના કાંગરે ઊભેલા અજયે કહ્યુ, 'અરે, હુ હમણાં બચાવવાનો ઉપાય શોધી કાઢુ છુ. ગભરાઇશ ના !'

'ના, ઉપાય શોધવાનો મૂકી દે–અને તુ ચાલતો થા–હુ તરીને તને બ્હારની ઉંડાઈમાં મળીશ.'

'મને નથી આશા કે આપણે મળી શકીએ'

'તારી શંકા નકામી છે. પાણીનુ વ્હેણુ સીધુ જ છે એટલે આપણે બે ત્યા સાથે જ પહોચી જઈશું તુ જલ્દી જા'.

'મને તને પાણીમાં ડૂબકા ખાતો મૂકી જવું જરાપણ ઠીક નથી લાગતુ તારી પ્રાણરક્ષા કર્યા વિના મારાથી આગળ જવાય જ કે !'

'તો વગર મોતે તારે ને મારે બન્નેને કાલમુખમાં જવુ પડશે ! મારૂ માની જવામાં સાર છે–જો, હુ ઊંડે પડયો છું એટલે મને ઘોડાની ખરીઓના અવાજ કાને અથડાય છે. આપણી પાછળ પડેલી વ્યક્તિઓ પાસે આવી લાગી હોય એમ લાગે છે.'

'ભલે આવે, હુ યુદ્ધ કરીશ. બાકી પરિણામ વિધિને આધીન'.

'બરોબર છે સવારનો ન્હાઉ ન્હાઉ કરતો'તો તે વિધિએ મને પાણીમા ઝબકોળ્યો–પણ ડુબાડવાની તો નથી જ–અને તારે ન્હાવુ જ ન્હોતું તે તને બ્હાર રાખ્યો–અજય, આનું નામ વિધિ !'

'તો તું તરીને જરૂર આવશે જ ?'

'જરૂર–તુ જાય કે હુ હાથ મારવા માડૂં. પણ તુ હવે અહીંથી રસ્તો માપ !'

અંતે અજયને વિધિની બાજીની રમત સાચી લાગી અને સાથીદાર ચાહડની વ્યવસ્થા માન્ય રાખી તેણે પોતાનો અશ્વ ઉડાઈ તરફ દ્વિગુણિત ગતિથી મારી મૂકયો ને ચાહડે અશ્વને છૂટો તરતો મૂકી હાથ ચલાવવા માંડયા.

પાછળ અશ્વ પર પૂરપાટ ધસ્યા આવતા બાહુશ્રીને કાને પાણીમાં કોઈક ભારે વસ્તુ ગબડી પડવાનો અવાજ—તે દૂર હોવા છતાં ય અથડાયો હતો. અને તેથી તે પોતાના અશ્વની ગતિ ધીમી કરીને તીક્ષ્ણ નજરથી—ભેખડના કિનારે કિનારે વિશાળ જલપટ પર તે વસ્તુની પ્રતીક્ષા કરતો આગળ વધ્યો જતો હતો. જેમ જેમ આગળ વધ્યો જતો હતો, તેમ તેમ કોઈકનો પાણી તરવાનો અવાજ ચોકખો કર્ણગોચર થવા લાગ્યો. અને તેને લાગ્યુ કે અહી જ થોડેક દૂર કોઈક પાણીમા તરી રહ્યુ છે. એટલે તેણે પોતાનો અશ્વ એકાદ ઝાડને થડીએ બાંધી દઇ, તે તરનારનો પીછો પકડવા, સહસા તેણે જલમા ભેખડ ઉપરથી પડતુ મૂકયું અને આગે આગે તરી રહેલી વ્યક્તિને જલ્દી પકડી પાડવાને વધુ વેગથી પાણી કાપવા માંડયુ નર્મદા જલમાના તાલબદ્ધ અવાજે સહસા આગળ તરતી વ્યક્તિને સૂચન કરી દીધુ કે કોઈક તેની પાછળ તરીને આવી રહ્યુ છે.

પણ કોણ ?—તે શકા ઉદ્ભવી, 'શું અજયે આખરે નહી જ માન્યુ હોય ?' વળી વિચાર પલટાયો, 'ના એણે તો ઘોડો મારી મૂક્યો'તો—ખરીના અવાજ મે સાંભળ્યા'તા—તો પછી એ હશે કોણ ? અનિશ્ચિત વિચારવમળમાં જલસંતરણ કરી રહેલા ચાહડનો નર્મદાના કાલવમળોએ ભોગ માંગ્યો. ત્યાં એક મહા દયાળુ જલચરે જલની બ્હાર ડોક કાઢી અને જીવનરક્ષણને ખાતર જલસંતરણ કરી રહેલા માનવીનુ જીવનસંવરણ કરવા તેણે વેગથી નિશાન માંડી ધસારો કર્યો અને તરનારનો પગ પોતાના રાક્ષસી જડબામા ઝડપી લીધો

પગ ઉપર જલચરના દાંત ખૂચતા જ 'ઓહ'!—ઓહ ! અરર ' કરી ચાહડે તલ્વાર માટે એક હાથ કમરપટા પર નાંખ્યો અને એક હાથે તરવાનો પ્રયાસ ચાલૂ જ રાખ્યો. તેણે તલવાર ત્વરાથી મ્યાન-બ્હાર કરી વેગથી વીંઝી જલચરના મસ્તક ઉપર એક પ્રચડ ઘા કર્યો—પણ જડબામાં ઝડપેલો પગ છોડવાને બદલે તે વધારે વિફર્યું— અને આખું અંગ જલમાંથી કાલભૂજગ પેઠે ઊચું કરી તેણે એક

એવી તો પૂંછડાની જોરથી ઝાપટ મારી કે તરનારના વસ્ત્રો ચીરાઈ ગયા અને તે લોહીલુહાણ થઈ ગયો.

તારાને પોતાના જીવનઆશાના મિનારા તૂટતા લાગ્યા. તેણે જીવનમૃત્યુની આશાની અન્તે તે કાળને વિદારવા એક બીજો ઘા કર્યો, ત્રીજો કર્યો અને મરજીવા મર્દે ચોથો કટાર ઘા અવળે હાથે મગરમચ્છના પેટના અતિ કોમળ ભાગ ઉપર કર્યો.—અને તલ્વારવાળો હાથ વેગથી તેણે પોતાના તરફ પાછો ખેંચી લીધો. જલચર પ્રાણીએ પોતાનુ મર્મસ્થલ છેદાતાંજ ચિત્કાર કર્યો—અને પતિતપાવનીનાં પાણી લાલ લાલ થઇ ગયા. પણ તેણે હણાતા હણાતાંય પેલા તારાનું અડધુ જીવનજોમ હણી લીધુ—હરી લીધુ.

ચાહડે મન સાથે ગાંઠ વાળી લીધી કે હવે અજયને તો નહીંજ મળાય પણ તેને બદલે વિશેષ જયવાળા જલના વિજયને મળવું થશે—જલશાયી બનવુ પડશે.

તેને ભુપાળના કીરિટમા કટકો જણાવા લાગ્યા. જગત સામ્રાજ્યોની ઉન્નત ઇમારતોના પાયાઓ નીચે, ચગદાઈ ગયેલી—બિચારી પ્રજાઓનાં, તેણે હારબંધ ચણાયલા માથા જોયાં.—અને જાણ્યુ કે આ માથાઓના ટેકે—એક માનવ અનેકનો માનવમુકુટ બને છે—અમનચમન કરે છે ને સ્વચ્છન્દે ચરે છે. તેને મન તેનો મોટામાં મોટો જીવનશત્રુ સિદ્ધરાજ જયસિંહ જણાયો જો તેણે તેને દત્તક જ ન લીધો હોત તો?—આ વિડમ્બણામા તેને જલશાયી થવાનો સમય ન આવત

વિચારના વમળે ચઢેલા ચાહડની પાસે આવી કોઈ કે પાછળથી તેનો ખભો પકડયો અને તેણે બહુ જ મંદસ્વરે પાછી ગરદન ફેરવ્યા વિના એક પ્રશ્ન કર્યો, 'કોણ? કાલ? મને લેવા આવ્યો છુ?'

'હા, તારૂ નામ શું છે?'

'મૃત પ્રાય!'

'મૃત પ્રાય' શું?' મગરમચ્છના પંઝામાથી હમણાં મહા યત્ને

પગ છોડાવ્યો છે, પણ હવે તરવાની મારામાં હાય નથી રહી—છતાં મૂર્ખ—હુ તરવાનો યત્ન કરૂ છું ? યમરાજને મને... ..' એમ કહી તરતજ ચાહડે હતાશ બની જલમાં શરીર શિથિલ કરી દીધુ.

ચાહડને પકડવાને પાછળ જલમા કૂદી પડેલા બાહુશ્રીએ તેને ખભા ઉપર ઊચકી લીધો અને થોડીવારમા જલ બ્હાર કીનારે લાવી મૂક્યો તે સમયે કીનારા પર એક વૃક્ષઘટાની નીચે એક ભગત એકતારાની ધૂનમા ભજન ગાઇ રહ્યો હતો. તેની પાસે જઇ તેણે કહ્યું, 'ભાઇ, એક રાત્રિ માટે આશ્રય મળશે ?'

બાપા—આશ્રયમા 'આ તંબુરો છે ને તાપવું હોય તો આ તાપણી રહી !'

'અમારે ભાઇ, તાપણીની જ જરૂર છે. હુ ને મારો સાથીદાર પાણીમાં કલાકો સુધી તરવાથી ઠંડાહીમ થઈ ગયા છીએ.'

'તો તાપો, બાપા,—અને હું ભજન લલકારૂ તે સાંભળો'

'હાં, લલકારો' એમ કહી બાહુશ્રી પોતાના કામે વળગી પડયો અને ભગત ભજન ગાવા લાગ્યો કે,

'એ હા.. ..જી,......

મોરલી વાગી ને કુડલિયાં સળક્યાં—મોરલીના ગાન, ભૂલાવે ભાન !
ડેરીએ ડેરીએ દીવડા સળગ્યા—સૂરતા એધાણુ, પૃથ્વીનાં પ્રાણ !
આભઅટારીએ તારલા ટમક્યા—સાધુનાં સ્થાન, ધ્યાનીના ધ્યાન !
સરવર સરવરિએ પાણીડાં ખળક્યાં—મોરલીનાં તાન, જગવે તોફાન !
તાળીને લેઇ દેઇ નાચે તરુવરિયાં—જાગ્યા વેરાન, પોઢેલા પ્હાણુ !
ક્યા ઓ, ચાંદલિયા ! છૂપ્યો ચાંદલિયા !—ભૂલી તવસ્થાન બંસીને ગાન !
દીવડે દીવડે કોટિ પતંગિયા—આશાના ગાન ગાયે હેરાન !
કાયાના ચોકમાં આતમના દીવડા—સળગાવે સાન, કરવા મસ્તાન !
આતમને દીવડે યોગી કો આગિયા—હોમે છે પ્રાણ, મુરલીને ગાન !

ભગતની શુશ્રૂષાસારવારે, સવાર જાણે ધારવા કરતાં જલ્દી પડી ગઇ હોય એમ બાહુશ્રીને લાગ્યું. સહસ્રરશ્મિનાં બે હૃદયો જાગ્યાં. ભગત પોતાના નિત્યકર્મ માટે નદીકીનારે ગયો.

પીડિત વ્યક્તિએ પ્રશ્ન કર્યો, 'રાત્રે અંધારામાં તમેજ મારો પીછો પકડયો'તો ?'

'હા. તમે ચાહડ છો એમ માનીને.'

'પણ હું તમને તો પિછાનતો નથી અને તમે મારી કેડે પડી મને નાહકમાં સંકટમાં નાખ્યો છે.'

'તમે તરતાં તરતાં થાકી લોથપોથ થઇ જઈ, કાલને નોતરું આપતા'તા તે મેં સાંભળ્યુ'તું.'

'તરતા તરતા નહીં, પણ આ મારા પગે જુઓ મને આખે અંગે વેદના થાય છે. મારાં વસ્ત્ર આદ્રાં કરી જોશો તો જણાશે કે મને કોઇ કાલમુખા જલચરે રોમરોમે ક્ષતવિક્ષિત કરી નાંખ્યો છે!'

'નર્મદામાં મગરમચ્છ બહુ છે એમ મેં સાંભળ્યુ છે અને જરૂર તમો તેના જ ભોગ થયા હશો!'

મે અંધારામા મગરમચ્છની સાથે જાનસટોસટનું યુદ્ધ કર્યું'તુ અને મહાયત્ને ઘા પર ઘા કરી, જીવ પર આવી જઈ તેને વિદારી નાખ્યો'

'ભાઇ, ગભરાશો નહી–હુ તમારી સેવામાં હાજર છું. પાણીમા પણ ડૂબતા બચાવવા મે જ તમને ખભે ઊચકી લીધા'તા.'

'મને જીવનમરણનો ગભરાટ જ નથી–અને હવે તો કશાયનો નથી!–માટે હવે આપને જવુ હોય તો ચાલતા થાવ–આપના ઉપકારનો બદલો શુ વાળું તે વિચારૂં છુ?'

'મે તો કેવલ માનવપ્રકૃતિની સસ્કૃતિની પરાકાષ્ઠા સ્વરૂપ સેવાજ કરી છે અને તે ય બદલાની આશાથી નહીં જ!'

"પણ મને એનો બદલો વાળ્યા વિના ચેન નહી પડે હું તમને પૂછુ કે મારી પૂઠ પકડવામાં તમારો શો હેતુ સાધ્ય હતો?

'તમારી પૂઠ પકડી–મારો તો નહીં, પણ પારકાનો હેતુ સિદ્ધ કરી રહ્યો છુ.'

'પારકાનો? કોનો?'

'ગુર્જરપતિનો.'

'હેં, શું કહ્યુ ? કુમારપાળ મહારાજનો ? શું તમે પાટણથી મારી પૂઠે પડયા છો ?'

'ના, મહારૂદ્રના મેળામાથી.'

'તમારૂં નામ શું ?'

'બાહુશ્રી.'

'ખરે, તમારી ફોઇબા જો, અત્યારે અહીં હોય તો તમારૂ નામ પાડવા બદલ તે જરૂર ગર્વ લે'.

'પણ મારે તો મારી જાત સિવાય આ સંસારમા મારૂ કહેવા જેવું કોઇ જ નથી.'

'તમે દંડનાયકને ઓળખો છો ?'

'હા, તેમણે જ તમને પકડી પાટણ તરફ રવાના કરવા મોકલ્યો છે.'

'પણ આવી નિરાધાર દશામાં તમો મને પાટણની વ્યક્તિઓને સ્વાધીન કરો એ તમને અણછાજતુ છે—તમારૂ નામ બાહુ—શ્રી, તો ચાલો, મને જરાક ટેકો આપી બેઠો કરો.'

'ભાઈ, તમો શાંતિથી સૂઇ રહો તમને સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત થયા વિના હુ કે જ કરનાર નથી.'

'પણ મને સંપૂર્ણ સ્વાસ્થ્ય એમ કૈ પ્રાપ્ત થવાનુ નથી.'

'તો તમો કહો તેમ કરૂ.'

'મારે તમારા ઉપકારનો બદલો વાળવો છે અને તે કર્યાં સિવાય મને શાન્તિ થનાર નથી.' બાહુશ્રીએ જોયું કે યોદ્ધો બોલવામાં દિલ ચોરે છે.

'અને—અને—શુ ?'

'તમે પાટણરાજ્યના પક્ષકાર છો એટલે......'

'અરે, હુ તો પાટણમાં સાવ નવો જ જનાર છુ. પાટણનુ મેં તો મોઢુ ય ઝીન્દગીમાં જોયુ નથી—પછી વળી પક્ષ શો ?'

'તો પછી આમ્રભટ્ટના કહેવાથી તમે મારી પૂંઠ શા માટે પકડી ?'

'એમાં એમને મદદ આપવા સિવાય મારો ખાસ કેં જ હેતુ નથી!'

'ના, હેતુ ન હોય તો રાખો.'

'પણ મને એવા સત્તાધીશોની કનવા નથી.'

'પણ સત્તાની તો?.....'

'સત્તા મારા ભાગ્યમાં સરજી હશે તો આ બાહુબલથી તે પ્રાપ્ત કરીશ.'

'વારુ, તમે કે ભણ્યાગણ્યા છો?

'ભણ્યો કહેવાતું હોય તો શાસ્ત્રાભ્યાસ કર્યો છે અને શોખનો માર્યો પ્રસંગોપાત બાહુબલ અને શસ્ત્રબલથી લઢયો છું પણ ખરો.'

'તમે મારી દૃષ્ટિએ પુસ્તકપ્રજ્ઞ અને અનુભવઅજ્ઞ છો. જગતમાં ઘણા ય પુસ્તકપ્રજ્ઞ, પોતાની જાતને સર્વ કે માની બેઠેલા—વેદ્યાઓને—અનુભવીની આંખે સરજેલું જગત અશક્ય ને ઉર્મિલ લાગે છે. અનુભવિયા જો કદિક લાગ મળે, પુસ્તકિયાને આંટમાં લે તો એમની અનુભવનિર્જીવ આંખોએ અંધારાં આવે '

ચતુર બાહુશ્રીને આમ્રભટ્ટ અને લલિતકુમાર કરતાં આ માણસમાં જીવનહીર વધુ જણાયુ અને તેને ઇચ્છાનિચ્છાએ ય તેની વાતો મૂગે મોંઢે શ્રવણ કરી લેવાનું મન થયુ.'

'આપની અનુભવધાર ઝીલવાને હુ તૈયાર છું. પણ આપને પાટણની રાજસત્તાએ રાજદ્રોહી જાહેર કર્યો છે તે ....'

વચમાં જ ચાહડ બોલી ઊઠયો, 'તે તો જે હશે તે, પણ હવે મે પાટણમા તો શુ પણ ગુજરાતમા પગ નહીં મૂકવાનો નિશ્ચય કર્યો છે.'

બાહુશ્રીએ એને જીવતો છોડી દેવાની મનમાં ગાંઠ વાળી લીધી અને પૂછ્યુ, 'તો ક્યાં જશો?'

'ગુજરાતની પાર. વારૂ,તમે ક્યાં જવાના છો?'

'હુ?–મારે પાટણ જવું છે' ચાહડના ચિત્તની ચારુતા અને

બુદ્ધિચાતુર્યથી ઘમડી બાહુશ્રી જરાક નરમ બન્યો ને બોલ્યો કે મેં કુમારપાળ મહારાજને એમના દુર્દિનોમાં સ્હાય કરી'તી અને તે સમયે તેમણે મને કહ્યું'તું કે હું સત્તામાં આવું ત્યારે પાટણ આવજે હું તને હાથ આપીશ.'

'પણ તમને નથી લાગતુ કે તમારા જેવા યોદ્ધાએ સ્વયંબલે જ સત્તા કે પદવી પ્રાપ્ત કરવાં જોઈએ?'

'તમો કહો છો એ જ મારો ય જીવનમંત્ર છે. પણ...' બાહુશ્રીને ચાતુર્યથી ચાહડને મુખે પાટણનું ઘણું ઘણું જાણવુ હતુ, એટલે જ તે પાક્કો 'પણ' કહી ખંચાઇ ગયો.

પણ શું? પાટણના શતરંજ પર કેમ પાસા નાખવા તે હું આપને સમજાવુ છું. તમે પાટણ જાવ તો આટલી વાત ધ્યાનમાં રાખજો'

'હા, જી, બોલો'

'પાટણમા જો તમારે એકહથ્થુ સત્તાધીશ બનવું હોય તો મારૂં કહ્યું ધ્યાનમા લઈ તે મુજબ વર્તજો–પછી જો, જો, કે ગુર્જરસામ્રાજ્યમા તમારો કેવો સિતારો ચમકે છે તે?' ચાહડે અહીંથી દેશદ્રોહ કરવાની શરુઆત કરી, અને ગરજુ, સ્વાર્થી બ્રાહ્મણપુત્રે ગર્વ અને ઘમંડ છાડી તેના સોનેરી વાક્યો ધ્યાનથી શ્રવણ કરવા માંડ્યા

'આજે પાટણમાં કૃષ્ણદેવ માનીતો છે–કાલે મહારાજ ગાદીએ આવતા વખતે અણમાનીતો બને પણ એમ કૈ નાખી દેવા જેવો નથી. કારણ શૂરવીર છે પણ તમારે સાથ કરવા લાયક નથી. કેમ કે અણમાનીતો થતાં તે મહારાજનો શત્રુ બનશે–અને તમારે તો એવા એવા અનેક માનીતાઓના જીવનભોગે મહારાજના માનીતા બનવાનું છે.

'હાજી એ ખરૂ!

'કૃષ્ણદેવનો પુત્ર, મહારાજનો ભાણેજ લલિત, બરાબર તમારી સાથે ટક્કર ઝીલે એવો છે–એ સિવાય બીજા બધા તો જાણે ઠીક ઠીક!'

'તો હું એને યુક્તથી મારો કરી લઈશ'

'ના,' ચાહડના મનમાં વેરનું ઝેર વ્યાપ્યું.

'તો શું કરૂં?'

'સાભળો, મારે એક મૂર્ખ છોકરી છે તે એના પ્રેમમાં પડી છે.'

'તે તમને નથી ગમતું એમ જ ને?'

'ગમવા ન ગમવાની વાત આઘે રહી પણ ....' ચાહડે સાચું હૃદય જરાક છુપાવ્યું અને આગળ ચલાવ્યું......'હું વણિકપુત્ર છુ અને એ ક્ષત્રિય,'

'એટલે વિજાતીય લગ્ન આપ અટકાવવા માગો છો? તે નહી પરણે એમ હું યત્ન કરીશ.'

'એવા યત્નો તમારા નકામા નીવડશે-હુ કહુ તેમ કરજો. 'મારા પિતાને આ પત્ર આપજો.' એમ કહી ચાહડે ઘણા દિવસથી ઘડી રાખેલો પિતા પર લખેલો પત્ર બાહુશ્રીને આપ્યો ને કહ્યુ, 'જોયુ ને ભૂગળીમાં પૂરવા છતાં ય પાણીથી પાવન થયો છે-પણ વંચાય એવો છે. જરાક તાપમાં મૂકજો એટલે સૂકાઈ જશે-પણ જુઓ, પત્ર આપવા છતાંય પિતાજી તેનો કૈં પક્ષ ન કરે તો તમારે શુ કરવાનુ?'

'આપ માર્ગ બતાવો.'

'મારી દીકરીનું નામ લવંગિકા છે-તમે જાણો છો એના પ્રેમ-પીયૂષના પોષણે તો લલિત આટલો પ્રબળ બન્યો છે.' અને 'એ પોષણ નાટકની રંગભૂમિ પરથી તમારે મારી ખાતર યેનકેન દૂર કરવું જોઈએ'

'આપ નિશ્ચિંત રહો તેમજ થશે!'

'એટલે શું થશે-ખબર છે? લલિત પાગલ બનશે.'

'બરાબર છે.'

'બરાબર-બરોબર જ ન કર્યા કરશો. નહીંતર રવડી જશો, સમજ્યા? ઉપર કહેલી વ્યક્તિઓ જ્યાં રંગભૂમિ પરથી અદૃશ્ય કે

નિર્મળ થવા માડે કે તરત જ તમે તમારી બુદ્ધિનું, ચાતુર્યનુ અને આશાનું નાટક શરૂ કરજો યાદ રાખજો એક દિવસ એવો આવશે કે મહારાજ તમને પૂછ્યા વિના એક ડગલુ પણ નહી ભરે, પણ ભૂલેચૂકે ય ત્રણ વ્યક્તિને છંછેડવાનો પ્રયાસ ન કરશો. નહીંતર સત્તાના સિંહાસન પરથી તેઓ તમને ક્યાંય અંધારામા એવા તો ઉસેટી દેશે કે જ્યાં તમારો પત્તો ય નહીં લાગે !'

'તે કોણ, કોણ ?'

'મારા પિતાજી–'ઉદયન મંત્રીજી–અર્ધમુંજાલ. ત્યારબાદ બીજી વ્યક્તિ 'મહારાજના ભાઈ' કુમાર કીર્તિપાળ. 'અને ત્રીજી વ્યક્તિનું સ્વપ્નેય અહિત વાગ-છવાની કલ્પના પણ ના કરશો. અને તે છે કલિકાલસર્વજ્ઞ ભગવાન 'હેમસૂરિ મહારાજ'. વળી જો વાતમા પણ એમને માટે અપમાનજનક શબ્દ વાપરશો કે સંબોધનમા તોછડાઇ દાખવશો તો તેના મૂલ્ય બદલ માથું આપવુ પડશે, સમજ્યા ?'

'બરાબર સમજ્યો'

'શું સમજ્યા ? એ સૂરિશ્રી એટલે પાટણ–રાજા–પ્રધાન–વિધાન અને કમભાગીના નાશનુ નિશાન ! ટૂંકમાં આજે સૂરિ એટલે સર્વજ્ઞ. એ તો જાણે માનવું ન માનવું અલગ રાખો પણ સૂરિ અર્થાત્ સર્વજ્ઞ–એ યાદ રાખજો,'

'બનતા સુધી કશુ જ નહી ભૂલુ ?'

'વારૂ, ત્યારે કરો ફત્તેહ ! ચાલો, ત્યારે હુ પણ પાટણ આવવાની તયારી કરૂ'

'નહી આવવાની પ્રતિજ્ઞા કરી'તીને ?'

'પણ તમારો કેદી છું એટલે આવવું જ પડશે ને ?'

'તમે મારા પર કરેલો અણમલ ઉપકાર મને તમારા તરફ સદ્ભાવ દર્શાવવાની ફરજ પાડે છે.'

'મારા તરફ સદ્ભાવ ?'

'આપની વિચક્ષણ બુદ્ધિમત્તા પ્રત્યે.'

'તો મને છૂટો કરો છો ?'

'હા, જી આપની ઇચ્છા હોય ત્યા જાવ.'

'એક વાત કહેવાની બાકી છે કે 'મારો સાથીદાર જે ખભાત તરફ ગયો છે તે વિશ્વાસ કરવા જેવો નથી.'

'કોણુ ? અજયકુમાર.'

'હા, મહારાજનો જીવનશત્રુ.'

બીજું કૈ બાકી ?'

'આપણે મિત્રો છીએ'

'અને સદાયે રહીશું.'

'ના, મારે તમારુ ખમીર જોવું છે.'

'વખત આવે જોશો.

'ક્યા ?'

'પાટણમાં.'

'ના, મારી ઇચ્છા જૂદી જ છે કે આજથી આપણે શત્રુ છીએ અને 'બાહુશ્રી ! જો તમારામાં ખમીર હોય તો ફરી કોઇકવાર યુદ્ધભૂમિ પર ભેટજો–ત્યા અસિથી સામનો કરી લેઇશુ.' જુસ્સામાં આવી ગયેલા ચાહડે નિર્બળ હસ્તો જમીન પર ઊંચા કરી નાંખી દીધા અને બાહુશ્રી તેની શુશ્રૂષામા ગુથાઈ ગયો.

## પ્રકરણ ૬ ઠ્ઠું

### રાજ્યાભિષેક

બહુ દિવસોની યંત્રણા ને મંત્રણાની અંતે ગૂર્જરપતિના રાજ્યાભિષેકનો શુભ દિવસ સમીપ આવી પહોંચ્યો.

ભૃગુકચ્છના દંડનાયકના નવલ સમાચારની, લલિતની અજય-ચાહડને પાટણ જીવતા કેદ કરી આણવાની–પાટણના સમગ્ર રાજનીતિજ્ઞ મંડલે ખૂબ રાહ જોઈ–અને અંતે એ બધી બાબતોને અવગણી, એક બાજૂ હડસેલી, કુમારપાળ મહારાજના રાજ્યાભિષેકની તૈયારી કરી દીધી દેશવિદેશના સ્વાધીન નરપતિઓને સમારંભ સમયે પધારીને અવંતીનાથ ચક્રવર્તી સમ્રાટ તરફની વફાદારી ને યારી બતાવવાના આવેલા અણમૂલ અવસરને નહીં ચૂકવાના–રાજસમ્મતિથી ઉદયન મંત્રીએ કુંકુમપત્રો ક્યારનાય પાઠવી દીધા હતા અને તેથી તો આજના મંગલપ્રભાતે ગુજરાતનું પાટનગર અણહિલ્લ, રૂપમાં અમરાવતીની સ્પર્ધા કરતું દૃષ્ટિગોચર થાય છે.

રાજ્યાભિષેક માટે મહાદેવી સહિત હાથી પર આરૂઢ થઈ દરબાર ભવન તરફ જતા ગૂર્જરપતિને સત્કારવાને પ્રજાજનો આનંદમાં આવી ગયા હતા. તેમની હૃદયોર્મિ અને આનંદ તેમના મકાનો પર ફરફરી રહેલી ધ્વજા–પતાકાઓ, દ્વારેદ્વારે ઝૂલી રહેલાં આસોપાલવ પત્રનાં તોરણો અને મંદિરનાં આંગણે આંગણે ને ઉંબરે ઉંબરે પૂરેલા સાથિયાઓ પ્રદર્શિત કરી રહ્યાં હતાં.

મહાવિચક્ષણ મંત્રીને બદલે, મહારાજના ભત્રીજાના છેલ્લા ઘાથી, તેના એક અદના સેવકના પ્રાણ હરાઈ ગયા છે એ વાર્તા સાંભળી આનંદ પ્રજાને જે થયો હતો તે આનંદ આજે અર્કરૂપે પરિવર્તિત થઈ ગયો હતો

સમ્રાટ જે હસ્તિ પર વિરાજમાન થયા હતા તેનું નામ સ્વસ્તિક હતું કારણ તેના પાછળના જમણા પગના સાથળમાં સ્વસ્તિકના આકારનું શુભ ચિહ્ન હતું, ગંડસ્થલો પર શંખના શ્વેત ચિહ્નો હતાં કર્ણયુગલ અષ્ટમીના ચન્દ્ર સમા હતા. સૂંઢ પર શ્વેત કમલ ચિહ્નો અને અણિયાળા દન્તદ્વય હતાં. શ્વેત અખણ્ડ એવા સ્વસ્તિકની ઉભય પાર્શ્વે મોટો મહીપાલ અને નાનો કીર્તિપાળ અશ્વારૂઢ બની સુવર્ણ–છત્રચામર ધરી ચાલતા જણાતા હતા.

ઉત્તરે તુરૂષ્ક (તુર્ક), પૂર્વે ગંગા, દક્ષિણે વિંધ્યશૈલમાળા અને પશ્ચિમે સિંધુ નદી પર્યંતના સ્વાધીન રાજવીઓ પોતપોતાના સામંત સૈન્ય સાથે દરબારભવનની બ્હારના વિશાળ ચોકમાં અવંતીનાથને સામરિક અભિવાદનથી સત્કારવા સમવેત થયા હતા.

નગરજનો અટારીઓમાંથી, ઝરૂખા અને ગોખમાંથી પ્રસાર થતા મહાપ્રતાવી નરેશને સુવર્ણપુષ્પે વધાવી, મોતીના ખોબે ખોબે વધાવી ગુર્જરરાષ્ટ્રના પાટનગર અણહિલ્લ પત્તનની સમૃદ્ધિ પ્રભુતા, વિભુતા ને વિશાળતા જગલોકને જાહેર કરતા હતા.

હાથીની આગળ વૃદ્ધ મંત્રીએ છડી પોકારી,–"સમસ્ત-રાજાવલી વિરાજિત મહારાજાધિરાજ પરમ–ભટ્ટારક પરમેશ્વર નિજભુજવિક્રમરણા-ગણવિનિર્જિત પ્રૌઢ પ્રતાપી કુમારપાળ મહારાજને ઘણી ખમ્મા !"

જોતજોતામાં કુમારપાળ મહારાજે દરબારભવનમાં પ્રવેશ કર્યો અને તેમને સજોડે સત્કારથી હેમાચાર્યે સિંહાસને બેસાડયા અને જલપ્રોક્ષણ માટે તૈયારીઓ કરવા માંડી

યતીશ્વરે કહ્યું, "મંત્રીજી, જલકલશો મંગાવો."

"જી, તૈયાર છે."

સૂરજીએ સમ્રાટના શિર પર જલપ્રોક્ષણ કરવાને એક કલશ હાથમાં લીધો અને એક બ્રાહ્મણ ભર્યોદરબારમાંથી ઊભો થયો અને બોલ્યો, "સૂરિજી, એ તો સામાન્ય જલ છે"

'સામાન્ય જલ છે.' બોલનાર વ્યક્તિ તરફ સૂરિની દૃષ્ટિ પડી અને તેમણે પુનરપિ ફિથલાવી પૂછ્યુ, 'ભાઈ, તમે શું કહ્યું ?'

'શ્રી હેમચન્દ્રાચાર્ય જે કલશજલથી સમ્રાટને અભિષિકત કરવાની તૈયારી કરી રહ્યા છે તે સામાન્ય જલ છે!'

'ભાઈ! તાત્ત્વિક દૃષ્ટિએ અરંગી જલના તે સામાન્ય અને અસામાન્ય એવા પ્રકાર શા હોય ?'

મંત્રીજી વચમાં જ તડુકી ઊઠયા, 'એઈ, બામણ, બેસી જા, બેસી જા. ખોટું ડહાપણ ન કર! મોટો ન જોયો હોય તો સામાન્ય અસામાન્યના ભેદ જાણવાવાળો! અજયપાળ રાજા થાય ત્યારે એને અસામાન્ય જલથી અભિષિક્ત કરજે. ....'

મંત્રીજી, મને તો યોગ્ય લાગ્યુ તે કહ્યું છે.'

'અને યોગ્ય લાગ્યુ તે કર્યું હતુ ને? પણ બામણભાઈનુ નસીબ ટાંચુ હતું. અલ્યા! તારે તો મન્ત્રી થવું'તુ ને પણ . .'

સૂરિજીએ વચમા ઉદયનને ખાળી કહ્યું, 'મંત્રીશ્વર, બ્રાહ્મણને ટૂંકારો ના'

'અરે, બાપુજી, એને બ્રાહ્મણ કોણ કહે? એને તો ભંગી કે કસાઇ કહીએ તો ચાલે'

'કેમ! કે એકદમ આવા પવિત્ર બ્રાહ્મણને ભંગીની ઉપમા આપી રહ્યા છો? તમારૂ એણે બચારાએ એવડું બધુ શું બગાડયુ છે જે એને છેક છેલ્લે પાટલે ધકેલી રહ્યા છો?'

'આપને નથી ખબર? એણે જ મારા પ્રાણ લેવાના કાવત્રામાં અજયને એક હાથમા ધટડી ને બીજા હાથમા ખુલ્લી તલ્વાર સાથે પહેરો ભરી મદદ કરી હતી.'

'પણ મંત્રીશ્વર, આજે તો રાજ્યાભિષેકના આનન્દોત્સવનિમિત્તે

રાજનના સર્વ શત્રુઓને ક્ષમા બક્ષવામાં આવી છે–તે આ બ્રાહ્મણને પણ એના પૂર્વકૃત દુષ્કર્મની ક્ષમા યાચવાને સમ્રાટની સમક્ષ નતજાનુ થવાની આજ્ઞા કરો કે મહારાજ તેને ક્ષમા બક્ષે.'

'કપર્દીમહારાજ, સૂરિજીનુ વચન સાંભળ્યુ ?'

'જી, સાંભળ્યું.' નીચી મૂંડીએ જ બ્રાહ્મણે જવાબ વાળ્યો.

'તો હજી શાની રાહ જૂઓ છો–આગળ પધારો અને મહારાજની ક્ષમા યાચો'

સૂરિજી બોલ્યા, 'અને સાથે સાથે તમારી પણ ક્ષમા યાચવી જોઇએ.'

બ્રાહ્મણ તડુકયો, 'હું સમ્રાટની સહસ્રવાર–સૂરિજીની કરોડવાર ક્ષમા યાચીશ–પરંતુ મંત્રીજીની ક્ષમા યાચવાનુ કાર્ય મારાથી નહીં બને. એના બદલે મતિભ્રમથી કરેલા ગુન્હા માટે માથુ આપવું પડશે તો પણ આપીશ.

સૂરિજીએ કહ્યુ, 'પણ ભાઈ! તમે જેનો ગુન્હો કર્યો છે તેની માફી માગવાની તમારાથી ના જ કેમ પડાય ?'

'તો 'હા' પણ કેમ પડાય ?'

'કારણ ?'

'કારણ પૂછો છો ?–કારણ હુ વર્ણાનામ બ્રાહ્મણોગુરુ છુ અને મત્રીશ્વર વણિક છે.'

સૂરિજીએ મત્રી તરફ જોયુ ને કહ્યું, 'મંત્રીજી, આપણા શુભ કાર્યમા નકામી આડખીલીઓ ઊભી થાય છે.

અત્યારસુધી ત્રિપુટીનું સભાષણ શાંતિથી શ્રવણ કરતા કુમારપાળ મહારાજે અંતે કહ્યુ. મત્રીશ્વર ! આવા આવા તો હજુ કરોડો કાવત્રાના પ્રસંગો બનશે, આમ મિજાજ ખોયે તે કયા પાલવશે ? આજે તો પ્રજાજનોને સાચા ક્ષાત્રત્વનુ જ અણુઅણુમાં દિગ્દર્શન થવુ જોઇએ. અમે બલદેવના સર્વ ગુન્હાની ક્ષમા આપીએ છીએ.'

'મહારાજનો જય થાવ!' બોલી કપર્દીએ શિર ઝુકાવ્યું.

'પણ બ્રહ્મદેવ, હવે પેલા વિશેષ જલની વાતનુ તો નિરાકરણ લાવો' સૂરિજીએ કપર્દીને કહ્યું

'પણ બ્રહ્મદેવ, તમારે ત્યાં હોય તો લઈ આવો'

'અમારા ઘરડાંઓ અસામાન્ય જલનો સંઘરો કરનાર કોઈક પ્રતાપી વડવાઓ હોત તો તે પણ અહિ લાવી બતાવત.'

'કેવી રીતે?'

'કેમ, વરૂણોપાસનાબલે.'

'સાપ ગયા ને લીંસોટા રહ્યા, પણ તેનું હવે અત્યારે શું પરિણામ?'

'પરિણામ એજ કે ચાર સમુદ્રજલના કલશ આવે તો રાજ્યાભિષેકનુ કાર્ય સર્વાંગ સંપૂર્ણ અને શાસ્ત્રોક્ત ગણાય.'

'બ્રહ્મદેવ, શાસ્ત્રની વાતો કર્યે તે કે એમ ચતુઃસાગરજલ અહી ઊછળી આવવાના?'

અંતે અધાગ વાણિયાથી ન રહેવાયુ અને વચ્ચેજ તડુકી ઊઠયો, 'સૂરિજી, ચાર સમુદ્રનાં જલની ટાઢી ટાઢી આ બ્રાહ્મણની વાતો પડતી મૂકો તો કે વાંધો?

'મંત્રીશ્વર, ચાર સમુદ્રના જલ અહીં આવશે અને સમ્રાટ આજે તેનાથી અભિષિક્ત થશે!'

'સૂરિજી, જે ચાર સમુદ્રના ઉપકંઠે પહોંચવાને ચાર વર્ષ જોઈએ તે સમુદ્રજલની આપ વાત કરો છો નહિ?'

'હા, તેજ સમુદ્રજલની બેટા, તારો પૂજનથાળ અહીં લાવ.' રાજ્યસિંહાસનની પાછળ ઊભેલી એક દાસીને સૂરિજીએ કહ્યું.

'જી' કહી દાસી, સૂરિજી સન્મુખ પૂજનથાળ ધરી ઊભી રહી.

પૂજનથાળમાથી સૂરિજીએ રક્ત અક્ષતનો મુઠ્ઠો ભર્યો અને અંતરીક્ષમાં દષ્ટિપાત કરી બોલવા માંડયુ. 'ઓ, જળદેવ! તારી જલદેવીઓને કાંચનકલશ સાથે મોકલ–જો, મે આજપર્યન્ત પ્રાણુથી જિનેશ્વરનુ સ્તવન કર્યું હોય અને સદ્ગુરુ શ્રી જિનેન્દ્રસૂરિના

ચરણકમલનુ શુદ્ધ ભાવે સેવન કર્યું હોય તો—જગજ્જનનિ ! કામાક્ષિ ! ભૂવનમોહિનિ ! પદ્માવતિ !.... .. ..... ..' આમ બોલી સૂરિએ અંતરીક્ષમા નેત્રો સ્થિર કર્યા અને પોતાની મુઠ્ઠીમાંના તાદુલની સિંહાસનના ચાર ખૂણે ચાર ઢગલીઓ કરી અને કનકઝારીમાંથી અંજલિ ભરી ચારે ઢગલીઓ પર જલ પ્રોક્ષણ કર્યું અને સહસા તે ધૂમવા લાગી. ધૂમ્રગોટામાથી નિમિષભરમા—અલૌકિક—અર્ધ જલચર મત્સ્ય—અને સ્થલચર માનવ આકૃતિવાળી ચાર અનુપમ સુંદરીઓ જલ-કલશસહ જન્મી.

સૂરિજીના કેવલ અક્ષત ઉપર કરેલા જલપ્રોક્ષણે પ્રગટેલી દિવ્ય મૂર્તિઓ જોતાજ સભાજનોના આશ્ચર્યના સીમાબંધનો વછૂટી ગયાં.

'સૂરિજીએ સદ્ભાવથી જલદેવીઓને શીર્ષ નમાવ્યુ અને નમ્ર ભાવે કહ્યું, 'દેવીઓ, અત્ર આપના નિવાસે પધારી મારા પર આજે આપે મહદ્ અનુગ્રહ કર્યો છે.

'હું પૂર્વ સમુદ્રની જલદેવતા છુ'

'હું દક્ષિણ સમુદ્રશાયિની છુ'

'હુ પશ્ચિમ સમુદ્રમા છુ.'

'હું ઉત્તરાર્ણવનુ હૃદય છુ'

હે, મત્સ્યમનુજાંગી, વરૂણવારૂણિકાઓ ! સમ્રાટ શ્રી કુમારપાલના શીર્ષે ચતુ.સાગરજલનો અભિષેક કરો ! —અને આજનો રાજ્યાભિષેક અપૂર્વ અને સર્વાંગસુદર બનાવો !'

હેમચન્દ્રસૂરિની વિનમ્ર પ્રાર્થનાઓ ચતુ સમુદ્રજલના ભર્યા ચતુઃ-કનકકલશોને ચતુર્જલદેવીઓએ સમ્રાટના શિરે ઢોળ્યા ને ચારે બાજૂએ સભામા આનંદનાદ, શંખનાદ, તૂર્યનાદ, નોબતનાદ અને નુપુરઝંકાર. વીણાઝંકાર જેવા તીવ્રતર અને મહત્તર વિવિધ નિનાદ ગાજી ઊઠયા, ગૂંજી ઊઠયા.

તત્પશ્ચાત્ રાજગુરુ આચાર્ય હેમચન્દ્રે, અન્ય સમવેત સાધુઓએ, ષોડશ વર્ષીય સોળ કન્યકાઓએ, ઋત્વિજોએ, મંત્રીએ અને અગ્રણી

યોદ્ધાઓએ જલપ્રોક્ષણ કર્યું.

પછી સમ્રાટનુ શિર સૂરિજીએ ચૌલુકય હીરનીર દાખવતા સિદ્ધ-ચક્રવર્તી ‚યસિંહ મહારાજના મહામૂલા મુકુટ વડે અલંકૃત કર્યું. ઋત્વિજોએ કુમારપાલ 'મહારાજને રાજ્યાલંકાર ધારણ કરાવ્યા તે મંગળ ટાણે કુમાર કીર્તિપાળ સમ્રાટને ધવલ છત્ર ધરીને ઊભો હતો, મોટો મહીપાલ શ્વેત ચામર કરતો'તો.

પુણ્યાવતાર, સમરપ્રવંર, અઢાર મહાદેશના વિશાળ સામ્રાજ્યના સ્રષ્ટા દૃષ્ટા–સમા સત્તાધીશ, સુરેન્દ્રને ય શરમાવે તેવી વિપુલ સમૃદ્ધિના અધિષ્ઠાતા, સમ્રાટ કુમારપાલના અભિષેકોત્સવકાલે વસુધા-સુંદરી વિવિધ વર્ણો અને પ્રફુલ્લિત ભાસતી હતી.

અભિષેકમહોત્સવ સંપૂર્ણ થયા બાદ સમ્રાટે બ્રાહ્મણાદિક યાચક-વર્ગને સુવર્ણાદિ દાને કરીને સન્માન્યા અને સંતોષ્યા કે તરત હેમસૂરિના શિષ્ય મહાપંડિત વાગ્ભટ્ટે પોતાનુ કાવ્યગૂંજન શરૂ કર્યું.

'આજના શુભ પ્રસંગ નિમિત્તે અમે એક 'ગુર્જરી–પ્રશસ્તિ'નુ કાવ્ય રચ્યુ છે જે પુણ્યાવતાર સમ્રાટ–સદ્‌ગુરુ શ્રી હેમસૂરિજી અને અન્ય સાહિત્ય કલારસિક સંભાવિત સભાજનો સમક્ષ સાદર રજૂ કરવાની આજ્ઞા યાચીએ છીએ.' આવુ નમ્ર નિવેદન કરી પંડિતે નિમ્ન-લિખિત કાવ્ય લલકારવા માંડયુ,—

## [ ગુર્જરી પ્રશસ્તિ ]

શાર્દૂલ :

જેના કીર્તનમાત્રથી કવિતણી વાણી જ વીણા બને !
જેના ત્રાટક–ધ્યાનથી, સ્મરણથી ધ્યાતા જ ધ્યેયો બને !
જેના પાદ—સરોજ—સ્પર્શ કરતાં કર્તા જ કાવ્યો બને !
તેવી, સારદ ! શારદા ! સુરસુધા ! બુદ્ધિ દિયો વાગને.

: કવિત :

૧

જેની ચરણકમલદલસેવા ફળદાયી
લક્ષકલ્પદ્રુમથી ય અધિક અનન્ત છે!
એવા વર 'જીનેશ્વર' અચિન્ત્ય મહાત્મ્યનિધિ–
કુમારપાલપાલને વ્યાપ્ત દિગદિગન્ત છે!
અધર્મ અકર્મને નિષ્ફળવત્ કરનાર—
મુનીન્દ્ર શ્રી હેમચન્દ્ર પાવક દુર્દાન્ત છે!

૨

ચત્તવૃત્તિ સ્થિરસ્થિતિ–પરોપકારે જ રતિ,
એવા સૂરિ ભૂરિ ભૂરિ ગૂર્જરે જીવન્ત છે!
કવીન્દ્ર! સૂરીન્દ્ર! હરો કાવ્યદોષવિષકોષ,
વાણી સુધામય કરો; બાલક-પ્રબન્ધ છે!
સકલ દોષાન્ધકાર હણી, શાસ્ત્ર સર્જનાર,
સાધુજનાનનાનન્દ કવિ જયવન્ત છે.

૩

ગુણલતા મનોહર મોહક સદ્‌ગુણહારે,
લાલ્યજીહ્વાયુક્ત ખલ ત્યજનાર મૂઢ છે!
દોષલતા અસતની જગતમા સેવનાર.
સત્યાસત્ય, ન્યાયાન્યાય ભેદભૂલા ષંઢ છે!
કઠોરને કૃષ્ણ, કટુ, નિ સ્નેહ ખલની[૧] નિન્દા-
કરવી છે વ્યર્થ !-ખલમહિમા અનન્ત છે!

૪

ગોમડલ[૨] તણા અતિ ઉત્તમ ઉપકારયોગે.
ખલ પણ ગોરસવર્ધક બલવન્ત છે!
વા ઉગ્ર સ્વભાવયુક્ત ખલનું ન કામ મ્હારે;

૧ ખલ એટલે ખોળ, અને ખલ પુરૂષ. નિ:સ્નેહ એટલે તેલ વિનાનો અને ખલ સ્નેહ વિનાનો ૨ ગાયોનો સમૂહ અને વાણીવિલાસ.

કૃતિ એવા સજ્જન સ્વીકારશે તો તોષ છે.
જેનો નિશાકર કર વિસ્તારી વિકાસ કરે,
તે કુમુદ પ્રમુદિત હસે તમ રોષને !

૫

રસિકહૃદયઆલ્હાદક પટુતા ન તોય—
ગુર્જરગૌરવગાથા ગૂંથવા ઉમંગ છે—
—ઉરમાં ઊછળી રહ્યો-નસ નસ નાચી રહ્યો—
રોમેરોમ મુકુલિત-નવજ્યોત અંગ છે !
સદોદિત પ્રભાત-ન રાત ગુજરાત પર—
—અવતરે, ઉરેઉરે આશ એ અભંગ છે !

૬

પરમાર્હત, મહેન્દ્ર, ગજેન્દ્ર કુમારપાલ,
સુરાશ્રય શૂરાશ્રય, દૃષ્ટને દમાવતો !
"કર' લેઈ અન્ય નૃપતિને "કર" આપતો.
રિપુનુ કરીને પરિમર્દન પતાવતો !
વિસ્તાર વધારી વસુધાસ્વરાજ સ્થાપતો !
દિક્‌પાલને કુમારપાલ આમ શરમાવતો !

૭

લક્ષ્મીનો વિલાસ ચિર, રૂચિર પ્રદેશવેશ,
સુકૃતપ્રવેશમાત્રે, પાપ-સ્પર્શ નવ થાય !
ગંગ, ઈન્દ્ર, મેરુ. ચક્રવર્તી, ઐરાવત ક્રમે—
—સરિતમા, દેવમા, શૈલમાં, નૃપે, હસ્તિ માહ્ય—
—ગણાય પ્રમુખ જેમ-તેમ આમ ગુજરાત,
પ્રધાનપદાવસ્થિત સર્વ દેશમાળ માંહ્ય !

૮

દાન, માન, નય વિષે અવનિનયન રૂપ,
નીર-સીમ નિધિવત્ સદાચાર-સીમ છે !
સ્વકાલે જ્યાં વૃક્ષ ફ્લે, કામિનીગર્ભ ન ગળે.
પુરૂષો સ્વવિત્તબલે દાનમાં નિ:સીમ છે !

મહાગામ, સ્વર્ધામ સમાન પૂર નૂર પૂર્ણ;
લોક રાજ, રાજ તો મહેન્દ્ર શા ગણાય છે !

૯

અણહિલ્લ પાટક શ્રી વનરાજ પ્રતિષ્ઠિત,
આત કવિમુક્ત જ્યાં મનુજ મહાકાય છે !
મૂળરાજ, ભીમદેવ, કર્ણદેવ, સિદ્ધરાજ
ચૌલુક્ય–સોલંકીવંશવલ્લરી પંકાય છે !
સમ્રાટની પદવીથી આપ વિભૂષિત આજ,
શિરતાજ ભાવિસુખઆશથી ધરાય છે !

૧૦

ધ્વજશ્રેણિયુક્ત છે પ્રસાદશ્રેણિ નભોગામી,
રથભગ–શંકથી રવિ ય વ્યોમચારી ડરે !
કમલવિધુવિજિત તરુણી નયનાનન,
તેથી જલદુર્ગે એક વસે, અન્ય નભે ફરે !
ગોખગોખ લાખ–ગોરી–ગૌરચન્દ્ર બિમ્બ સમ—
—વદને, અનન્તઈન્દુયુક્ત વ્યોમભાસ કરે !

૧૧

અહીં ન [૧]સરોગ રાજહંસ વિણ કો જણાય,
ચન્દ્રમા વિણ ન [૨]દોષાકાર અન્ય ભાસતું !
અહીં ન ભ્રમર વિણ [૩]મધુપ કો પ્રાપ્ત થાય;
સર્પ વિણ [૪]દ્વિજિહ્વ ન અન્ય કોઈ લાધતુ !
અહીં સ્નેહક્ષય દીપપાત્રે જ અન્યત્ર નહીં,
વાડ વિણ કંટકરાજ ન ક્યાંય ગાજતુ !

---

૧ હંસપક્ષે સરસ નામ સરોવરે જનાર, અને લોકપક્ષે રોગસહિત
૨. દોષાનામ રાત્રિનો કર તે દોષાકર, ચન્દ્રઃ અને લોકપક્ષે દોષનો આકાર.
૩ ભ્રમર, દારૂપીનાર. ૪. સર્પ, બે જીભવાળો, ચાડિયો

૧૨

અભિજાત, અનન્ત મહિમાવન્ત પરાક્રમી,
વિક્રમ અવન્તીનાથ કેસરી સ્વરૂપ છો !
ભૂપાળ કુમારપાલ પ્રજાપાલ, ધર્મપાલ,
વાગનો વિલાસ આપ પ્રતાપે તદ્રૂપ છો !
અરાઢ પ્રદેશ–પરમેશ નૃપ–નેતારૂપ;
સમ્રાટ, સૂર્ય સમીપ તારા, ચન્દ્ર ચૂપ છો !

૧૩

દિક્પાલ–પરમાણુપ્રભૂત પુનિત પ્રભો !
ઇન્દ્રવત્ કર લેઈ પ્રજાનુ પાલન કરો !
વાયુવત્ શુભાશુભ કર્મકુલગન્ધ ગ્રહી,
મહોગ્ર રવિસ્વરૂપે અધર્મ–તમસ હરો !
યમ રૂપ દુષ્ટદલને કુમાર ! કાલ હો;
કર લ્યો, તથાપિ અગ્નિ સમાન વિશુદ્ધ રો' !

૧૪

વ્યયમા વરૂણવત્, કર્મગુણે વિધુવત્;
દક્ષ ધનાધિપવત્ કોષનુ રક્ષણુ કરો !
વિષયસ્વરૂપ મહારણ્યમાહી મદોન્મત્ત—
માતઙ્ગ ઇન્દ્રિયરૂપ જ્ઞાનાંકુશે વશ કરો !
વિષય–આમિષાહારી મનનુ દમન કરી,
જિતેન્દ્રિય સ્વરાજ વિસ્તરો, રસકસ ભરો !

૧૫

એક એક વિષય અનર્થના સમર્થ સાજ,
સમર્થ કુમારપાલ અરિને વિદારજો !
ધનનુ અર્જન ન્યાય પથથી સદા કરાય;
લોકહિત કાજ રાજધનને ખરચજો !

વિત્તનાં ઉચિત દાન દઈને અજ્ઞાન-પ્રાણુ !
પંચભૂત મહાજ્ઞાનયજ્ઞથી સન્તોષજો !

૧૬

લીધેલ અચળ ટેક, દીધેલ વચન એક,
ન્યાય, નેક જીવને અનેકનાથ ! પાળજો !
અધર્મ. અકર્મને હઠાવનાર હતધર્મ,
કાન-સાન સત્યથી સજ્જિત તેજ રાખજો !
શામ, દામ, દંડ, ભેદ નયમાં નિપુણ રાજ,
બુદ્ધિને વિવેકથી સદાય શુદ્ધ ધારજો !

× × × ×

ધારીને કરવાલ કાલ રિપુના, સન્તો સદા પાળજો !

ઉપર્યુક્ત "ગુર્જરી પ્રશસ્તિ" કાવ્યનુ એવુ તો અલૌકિક ગંભીર સ્વરે પંડિતે છટાયુક્ત ગૂંજન કર્યું કે આબાલવૃદ્ધના જીવને પૂર આવ્યાં. આશાના ઓઘ ઉભરાઈ આવ્યા અને નવ સામ્રાજ્યમાં અવનવ ભાવે ભીનાં જીવન જીવવાના કોડ જન્મ્યા

પછી રાજકાજની નવ વ્યવસ્થાની વિધિ શરૂ થઈ.

દ્રાન્મિક અર્થાત્ કોટવાળોને પોતપોતાના શહેરોના કિલ્લાકોટના સંરક્ષણની યોગ્ય સૂચનાઓ આપી. વૃદ્ધ અને અશક્ત બનેલા રાજ્યના વફાદાર કોટવાળોને તેમની અત્યારસુધીની એક નિષ્ઠાથી કરેલી સેવાના યોગ્ય પુરસ્કાર આપી–તેમની જગ્યાએ–નવ જુવાનોમાંથી બીજા નવાઓની નિમણુંકો કરી ગામના પટેલ એટલે મહત્તરોને ગામરક્ષાના નિયમોની નવી નિયમાવલી આપી. ગામલોક જોડે પ્રેમભાવથી વર્તન રાખવાના બોધપાઠ ભણાવ્યા

ચિટાઓ, લુચ્ચાઓ, ચોરો અને પ્રજાનુ પીડન કરનાર નઠોર–નફ્ફટ્ટ ખંધા દુષ્ટજનોનુ દંડથી દલન કરવાનો ચાટભટ્ટો, ચોરો ધરણિક અને દંડ પાશિકોને ઊભો હુકમ સુણાવી દીધો.

ધ્રુવ એટલે ગામના મહેતાઓને–કોઈપણ ઇજારદાર–રૈયત પાસેથી

રાજ્યના ઠરાવ કરતા કંઈ પણ વધારે લે નહીં તેની ચોકસાઈ રાખવાનુ ખાસ કરી દાણીદામીને કહેવામા આવ્યું. અનુત્પન્નાદાન સમુદ્ગ્રાહકોને પાછલી બાકી વસુલ કરી રાજકોષમાં ભરી જવાની શાન્ત શિખામણ અપાઈ. જકાત ઉઘરાવનાર શૌલ્કિકોને કાબેલિયતથી રાજ્યની ઉપજમાં વૃદ્ધિ થાય છતાં પ્રજાપીડન ન થાય એવી રીતિ સમજાવવામાં આવી. જમીનના ઉત્પન્નમાંથી રાજ્યનો હિસ્સો ઉઘરાવનાર ભોગોધ્ધરિણકોને પ્રજા સાથે મીઠાશથી વર્તી કાર્ય સિદ્ધ કરવાનુ કહેવામા આવ્યું.

શહેરમા સ્થળે સ્થળે લોકરક્ષણાર્થે રાખેલા થાણાંઓના વર્ત્મપાલોને પોતાની ફરજમાથી નહીં ચૂકવાનું સૂચન કર્યું. રાત્રિભર ગામ તથા સીમની ચોકી કરનાર પ્રતિસરકોને સદાય જાગતા રહી ચોકી કરવાનું ફરમાવ્યું. ગામના મુખી ગ્રામકૂટોને, પ્રગણાના અધિકારી સૂબા-વિષયપતિઓને તથા મોટા પ્રાંતોના અમલદારો રાષ્ટ્રપતિઓને પોતપોતાના કાર્યમાં તન્મય બનવાનું, સૂચવવામાં આવ્યુ.

રાજ્યવ્યવસ્થાનુ કાર્ય સંપૂર્ણ થયું ને મહારાજે કહ્યુ, 'પરંતુ મંત્રીજી, તમને તો મારે મારી પાસે જ રાખવા પડશે'

'આ શરીરમા લોહીનું એક પણ ટીપુ જ્યાસુધી હશે ત્યાસુધી આ શરીર સામ્રાજ્યની સેવામાં તત્પર રહેશે, મહારાજ !'

'તો આપને પ્રધાનપદે આજથી નિયુક્ત કરવામાં આવે છે. હવે આપને પાટણમાં શતરજ પર મ્હોરાં ગોઠવવા પડશે

'શતરજના માલિક તો મહારાજ છો અમે તો કેવલ નિયામક છીએ

'વારૂ. તો અમોને હવે ગુર્જર સામ્રાજ્યની સીમાઓનુ સવિસ્તર બયાન આપી માહિતગાર કરો.'

વૃદ્ધ પ્રધાને ઊભા થઈ મહારાજાધિરાજને સામ્રાજ્યની સીમાની સકલો સમજાવવા માડી, 'રાજન. ગુજરાતના વિશાળ સામ્રાજ્યનો વિસ્તાર સૂચવતો મારા પુત્ર પંડિતે એક સંસ્કૃત શ્લોક ગૂથ્યો છે કે,—

[1]कर्णाटे गुर्जरे[3]लाटे [4]सौराष्ट्रे [5]कच्छे [6]सिन्धवे ।
[7]उच्चायां चैव भम्भेयां [9]मारवे [10]मालवे तथा ॥ १
[11]कौङ्कणे च [12]महाराष्ट्रे [13]कीरे [14]जालन्धरे पुनः ।
[15]सपादलक्षे [16]मेवाडे दीपा[17]भीराख्ययोरपि ॥ २

આ આપણા મહાગુજરાતનુ મહારાજાધિરાજ, મહાભટ્ટાર્ક, અવતીપતિ, સિદ્ધચક્રવર્તી સિદ્ધરાજ જયસિંહનુ ઓગણપચાશ વર્ષનું, સ્વર્ગસ્થ અને મહાતેજસ્વી મુજાલમંત્રીશ્વરના પ્રબળ યત્નપ્રયત્ને વિશાળ બનેલુ સામ્રાજ્ય છે.'

'પ્રધાનજી, અમને લાગે છે કે ઉચ્ચપ્રદેશ તે ઉત્તરભારતમાં પચનદના પૂર્વ કિનારા પર આવેલુ ઉચ્છનગર છે અને બમ્બુરાને એક મજબુત કોટ છે' તે–યથાર્થ છે?

'એવુ મે પણ સાભળ્યું છે.'

'તમે સાભળ્યું હશે પણ અમો તો ત્યાસુધી પર્યટન કરી આવ્યા છીએ અને જલધર તો પચનદની બાજૂમાં જ છે–એની દક્ષિણે સતલજ નદી આવેલી છે સતલજ અને બિયાસની વચ્ચેનો એ પ્રદેશ છે. કેમ, એજ ને?'

અનુભવી સમ્રાટના પ્રદેશજ્ઞાનના પ્રશ્નોની પરંપરાથી મત્રી ઉદયનને જરાક ગભરામણ થઈ. પરતુ તેણે તે મૂઝવણ ધૂર્તતાથી ઢાંકવા માંડી અને કહ્યું, 'સમ્રાટના પ્રદેશજ્ઞાન વિષે શંકા કરવાનુ હોય જ નહી. રાજનના યુવાનીથી તે પ્રૌઢાવસ્થા પર્યંતના યાત્રિક જીવને રાજનને વિશાળ અનુભવ અને ચોક્કસ ભૌગોલિક જ્ઞાને વિભૂષિત કર્યા છે–જેને માટે અમો અભિમાન ધારણ કરીએ છીએ.'

'પ્રધાનજી, પ્રજાજનોને અધિકારમાં કરાયલા નવીન ફેરફારથી માહિત કરો.'

'સજ્જનો, જે જે વ્યક્તિઓએ સમ્રાટના જીવનરત્નને સકટ-ગ્રસ્તકાલે સાચવ્યું છે તે તે વ્યક્તિઓને યોગ્ય પુરસ્કાર આપવામા

આવ્યા છે. આજથી મહારાજના નાનાભાઈ કીર્તિપાલદેવને મહાકુમારપદે નિયુક્ત કરવામાં આવે છે. આટલી વૃદ્ધ વયે મને પણ છૂટો કરવામાં નથી આવ્યો અને પાટનગર પાટણની જનસુખાકારીનો ભાર મારા ઉપર લાદવામાં આવ્યો છે અને આ મારા પુત્ર વાગ્ભટ્ટને રહાયકમંત્રી બનાવ્યા છે. સજ્જનને મહારાજની પ્રાણરક્ષા કરી હતી તે માટે ચિત્રકૂટની પટ્ટિકાના એમને સ્વામી બનાવ્યા છે. વીર ખેડૂત ભીમસિંહને અંગરક્ષકપદે નિયુક્ત કર્યા છે. ગજેન્દ્ર સામતને ભટ્ટરાજપદે તથા ભટ્ટરાજ કૃષ્ણદેવને સ્તંભતીર્થના વિષયપતિપદે નિયોજ્યા છે.'

પ્રધાનનું પ્રવચન સંપૂર્ણ થયુ અને ગઢવીજી જીનેન્દ્રસૂરિના શિષ્ય બની જે હવે સાધુવેશમાં હતા તે ઊભા થયા

'મહારાજની જો આજ્ઞા હોય તો આજના સમવેત સભાજનો સમક્ષ મારે કેટલીક વાતોનું લોકજાણને ખાતર સ્ફોટન કરવુ છે'

'પણ ગઢવીજી, પેલુ દરબારભવનનુ ભૂત કોણ હતું ?'

'રાજન અને સભાજન સમક્ષ મારે એ ભૂતકથાનુ જ સ્ફોટન કરવાનુ છે'

'તો જે કૈ સ્ફોટન કરવાનુ હોય તે સુખેથી કરો.'

'રાજનના રાજ્ય મહેલમા ભયકર આગ લાગી'તી તે વાત તો સર્વને વિદિત જ છે–પરંતુ એ આગ લગાડનાર કાલમુખા કોણ હતા એ ખબર નહીં હોય ? મહારાજના શત્રુ સિવાય એવું કામ બીજું કોઈજ કરે નહી.

'ગઢવીજી, જે દિવસથી રાજા માથે મુકુટ ધારણ કરે છે તે દિવસથી તેના મિત્રો પણ અનેક બને છે અને તેના શત્રુઓ તો અગણિત !'

'પણ રાજન, આ તો આપના જ કહેવાતા માણસો શત્રુવટ કેળવી ગયા છે.'

'અમે ધારીએ છીએ કે અજય ને ચાહડની તમે વાત કરો છો ?'

'હા, જી એમણે જ આપના મહાલયમાં મધ્યરાત્રિ પછી અગ્નિ

લીલા પ્રકટાવી હતી.'

'શું, કહ્યું તમે?'

'જયસિંહ મહારાજના જમણા હાથ સમા ચાહડ મંત્રીએ આપના મહાલયમા આગ લગાડી હતી.'

'પણ તે સમયે અમો મહાલયમાં રહેતા નહોતા એની એને ખબર જ નહી હોય?'

'પણ રાજન, ચાહડે હેતુપૂર્વક કૈં આગ નહોતી લગાડી. ભૂતથી પોતાના પ્રાણુની રક્ષા કરવાને માટે જ એણે પોતાના હાથમાંની મશાલ છૂટી ફેંકી અને તે પણ કોઇ પરિણામનું લક્ષ રાખ્યા વગર જ '

'અરે, પણ એ ભૂત કોનુ? અને દરબારભવનમાં ચાહડ શા માટે?'

'મહારાજ, વાત જાણે એમ બની કે એ/લોકો કારાગારમાથી મુક્ત થઇ ગયા-(કેવી રીતે અને કોની મદદથી તે વાતની મને માહિતી નથી)-પણ મુક્ત થઈ તે બનેને મેં ચૌટામાંથી ત્વરિત ગતિએ પોબારા ગણતા જોયા'

'તો તમે તેમને વર્ત્મપાલને સ્વાધીન કેમ ના કર્યા?'

'રાજન! તેજ ચૌટાના વર્ત્મપાલને મે, આ બાતમીની ખબર આપી-અને તે બિચારો તેની પાછળ પણ દોડયો અને હું પણ-પણ તેઓ ગલીકૂચીને રસ્તે કોણ જાણે ક્યાંય ભરાઇ ગયા તેની અમને ખબર ન પડી પછી વર્ત્મપાલ તો બિચારો પાછો પોતાના થાણાને સાચવવા બેસી ગયો-પણ મે ચાહડની અને ખોળ કરી નાખી. મને મનમા તો એમ થયું કે રસ્તામાંથી એક ચિચ્ચો પથ્થર લઇ એનુ તાલકુ રગી નાખું પણ મારા આ કષાયવસ્ત્ર અને અહિસાવ્રતે મને તેમ કરતાં અવરોધ્યો. પછી મે એને દરબારભવનમા પ્રવેશ કરવાને ફાંફાં મારતો જોયો.'

'એ દરબારભવનમાં પ્રવેશ્યો?'

'હા, જી, એ આવ્યો'તો તો દરબારભવનમાં પ્રવેશ જ કરવાને પણ તેણે તપાસી જોયું તો બારણે તાળું હતું-એટલે એણે દરબારભવનના ઊંઘતા ચોકીદારના માથા આગળ જઈ કૈંક શોધવા મંડયું અને એ અરસામાં મેં દરબારભવનનું તાળું ઉઘાડી નાખ્યું.'

'એટલે કે તમે એને દરબારભવનમાં પ્રવેશ કરવાની સુગમતા કરી આપી?'

'જી, કોઇ ખરાબ હેતુપૂર્વક નહી જ—પરંતુ એ હરામખોર દરબારભવનમાં પ્રવેશ કરી શું કરવા માગે છે તે વાત જાણવાના કુતૂહલને લીધે જ મેં એમ કર્યું હતું.'

પોતાના રાજદ્રોહી પુત્રના એક સમયના દિલોજાન દોસ્તના મુખમાંથી તેને માટે 'હરામખોર' શબ્દોચ્ચાર શ્રવણ કરતા જ ઉદયનને જરાક હસવું આવ્યું, પણ તેણે તે શિષ્ટાચારે ખાળી લીધું.

તેજ સમયે ગઢવીજીની નજર પણ મંત્રી પર પડી. તેણે મંત્રીજીનું માર્મિક સ્મિત જોઇ લીધું-પરંતુ યતિવેશધારી-ગઢવીજીને ઉદયન કે તેના બાપની પણ હવે બીક નહોતી રહી. એટલે તેણે તો પોતાનું કથન નીડરતાથી ચાલુ જ રાખ્યું.

'પછી એણે દરબારભવનમાં પ્રવેશ કરી ચોકીદારના માથા આગળથી મેળવેલી મશાલ અને ચકમક સાથે એણે દરબારભવનના દ્વારની અંદર પ્રવેશ કર્યો—અને મશાલ ચેતાવવા ફરસબંધી પર બેસી ગયો તે જ વખતે મેં ચૂપકીથી એની પાછળ પ્રવેશ કર્યો અને સીધો મહાલયમાં જવાના દ્વારમાં જઈ છુપાઇ ગયો કારણ એ આટલી રાતે દરબારભવન તરફ કેમ આવ્યો છે તેની મને ખબર ન હતી.'

'કેમ આવ્યો'તો? દરબારભવનને અગ્નિદાહ કરવા?'

'ના, રાજન! આપણા પાટણ શહેરના પ્રખ્યાત તીડા જોષીએ એને આપેલા યોગનું પારખું કરવા.'

'કયો તીડો? આ પેલા ભૃગુકચ્છવાળા ઉધ્ધડજોષીનો સગો?

'રાજન, એજ—એણે ચાહડને એમ કહ્યુ હતુ કે જો તુ દરબારભવનમા જઈ વેદીપરથી ચક્રવર્તી જયસિંહ મહારાજના સિંહાસનને વેદીભ્રષ્ટ કરશે તો ચૌલુક્યવશનો વિધ્વશ થશે અને તે ય કેવલ સિહાસનને વેદીભ્રષ્ટ કરવાથી ? અને મૂર્ખ મત્રીપુત્રે તે માન્યુ. મૂર્ખ તો નહી પણ વ્હેમી અને લોભી વણિકપુત્રને એમા કૈક તથ્ય જણાયુ અને એ તે મુજબ કરી જોવાને જ દરબારભવનમાં આવ્યો હતો. પછી એણે એક હાથમાં ચેતતી મશાલ રાખી, બીજો હાથ સિંહાસનના વ્યાઘ્રસ્ત પર મૂક્યો કે તરતજ મે એને છૂપા રહી—દમ ભગાવવા માંડયો— ચાલ્યા જવાને સૂચવ્યુ—છેવટે જ્યારે એણે મારૂં ન જ માન્યુ, ત્યારે મારે આ શ્વેત વસ્ત્ર આપાદમસ્તક ઓઢી ભૂત બની એને ચમકાવવો પડયો અને ખરેખર એણે મને સ્વર્ગસ્થ જયસિહ મહારાજનુ ભૂત જ ધાર્યું એ આગળ ને હું પાછળ આખરે શાસ્ત્રોક્ત વચનાનુસાર એણે ભૂતથી બચવાને ભૂતપર બળતો મશાલનો અગ્નિ ફેક્યો. મને એવો સ્વપ્નેય ખ્યાલ નહોતો કે એની બેપરવાઈથી ફેગોટાયલી મશાલથી મહાલયમા આગ લાગશે. નહીંતર હુ એને કિલ્લાસુધી મૂકી આવવાના કર્તવ્યને બદલે આગ બુઝાવવાનુ કામ પહેલું કરત.'

'વાહ. ગઢવીજી, તમે નો ત્યારે જયસિહમહારાજના દત્તકપુત્રને જયસિંહમહાગજના જ ભૂતથી જેર કર્યો ?

'હા, જી જયસિંહ મહાગજનો માનીતો જયસિહમહારાજનું જ માને ને ?'

'મત્રીશ્વર, પછી તમે એ બેને પકડી આણવાની બાબતનો શું બદોબસ્ત કર્યો ?'

'ગજન, લલિતકુમારને એ બન્નેની શોધમા મે ક્યારનાય રવાના કરી દીધા છે.'

'અને ધાગે કે એમને લલિત જીવતા પકડી પાટણ લાવ્યો તો તમે તમારા દ્રોહી દીકરાની શી વલેહ ધારો છો ?'

'શિરચ્છેદ.'

'પુત્રનો શિરચ્છેદ થશે અને બાપ મૂગે મોઢે તે જોયા કરશે?'

'પણ હું એને મારો દીકરો જ નથી ગણતો. કારણ, એ દેશદ્રોહી છે–પિતૃદ્રોહી છે. રાજન !, એના જેવા જો મારે દેશદ્રોહી સો દીકરા હોય તો સામ્રાજ્યશ્રેયના યજ્ઞમા એવા સોયેનુ હસ્તે મુખે હુ તો બલિદાન આપું–અને તેય વિના સંકોચે, આંખને આંસુથી ભીની કર્યા વગર–એક પણ નિશ્વાસ મૂકયા વગર !'

'મત્રીશ્વર, લોકો તમને પાષાણહૃદયી કહેશે'

'રાજન, સત્યટેકના સરક્ષણાર્થે રાજા હરિશ્ચન્દ્રને ય પોતાના પ્રાણપ્રિય, આખોના તાગ સમા પ્યારા પુત્ર રોહિતાશ્વનુ મૃત્યુ સમી શાંતિથી સહન કરવુ પડયુ'તુ, પરમપ્રિયા સતી શૈબ્યાનો શિરચ્છેદ કરવાને હસ્તમા પરમશાન્તિથી શમશેર સજવી પડી'તી; પ્રજાનંજનાર્થે પરમસાધ્વી સીતાનો રાઘવને પાષાણહૃદયે પરિત્યાગ કરવો પડયો'તો; તદ્દવત્ મારે પણ મારે શિરે આવી પડેલી ફરજ પાષાણહૃદયે અદા કર્યે જ છૂટકો. રાજન, ક્ષમા કરજો ! પણ મને કહેવા દો કે જેમ પહાડીપત્થરિયા પ્રદેશમાં જ પાષાણહૃદયો પાકે છે, તેમ મહારાજ, પાષાણહૃદયો એટલે–સગદિલ નહીં, હૈયાં સૂના નહી પણ–હીરહૈયા મર્દો, મરણિયા, સિહણસુતો, (અમારી જનેતા જન્મભૂમિ મારવાડને લોકો ભલે મરુ કહે પરંતુ)–શૌર્યના, મર્દાનગીના, જોબન ને જગની મસ્તીના ખમીર અને સાચા ચેતનના હીરના ચરૂના ચરૂ પણ, એ મરુ કહેવાતી કઠિન ભૂમિમા જ ભર્યાં છે. મહારાજ, જે ગુજરાતે મારા પગમાં પગરખા, અગમા અગરખા–અને શિર પર ગુર્જર સામ્રાજ્યની મત્રીગીરીનો શિરપેચ ધારણ કરાવ્યો છે તેને મેં મારી જીવનભૂમિ માની છે અને એ ગુર્જર સામ્રાજ્યની વૃદ્ધિ, સમૃદ્ધિને ખાતર મેં મારૂં જીવન સર્વસ્વ સમર્પ્યું છે–જાણો !' વૃદ્ધ મન્ત્રીને આટલુ બોલતામા તો ગેમાચ થઇ આવ્યા તેના અગેઅગે નવીન જુવાની ઝબકી ઊઠી તેનાં લોચનમાંથી શૌર્યાગ્નિની શિખાઓ સળગી

ઊઠી. આજે ગુર્જરજનતાએ શ્રદ્ધાથી જાણ્યું ને જોયું કે મારવાડી વાણિયો સ્વર્ગસ્થ મંત્રીમણિ મુંજાલની બુદ્ધિલક્ષ્મીને ચળકાવશે ને વિકસાવશે એની રાજનીતિજ્ઞતાને પુનરપિ જગાડશે અને જાળવશે, એની મહત્તાને વધારશે ને સુધારશે

વૃદ્ધ મંત્રીશ્વરના યુવાનને શોભે તેવા શૂરાતનભર્યા સંભાષણથી દરબારમાં એકેએકના માથાં અભિમાનથી ઉંચકાયાં. અને સર્વના મનમા દૃઢ થયુ કે ગુજરાતને માથે—જ્યાસુધી આવા વયોવૃદ્ધ, અનુભવી અને એકનિષ્ઠ સ્વામિભક્તો મંત્રીશ્વરો, સમ્રાટો અને મહાધર્માચાર્યો જન્મશે અને જીવશે, ત્યાંસુધી આ મહાગુજરાતના સદ્‌ભાગ્યનો, સામ્રાજ્યસિદ્ધિનો, લોકવૈભવનો, ગુર્જરસાહિત્યનો, જૈનત્વ, બ્રહ્મત્વ અને ક્ષાત્રત્વરંગે સજીત સાચા આર્યત્વનો, માનવસંસ્કૃતિનો, અને મર્ત્યલોકના ન્યાયધર્મનો પ્રતાપી પ્રભાકર પોતાની પૂર્ણકલાથી લોકહૃદયાકાશમાં પ્રકાશશે. અને સારા ય સંસારને તપ, સંયમ, સત્ય, બ્રહ્મચર્ય, વિનય, પવિત્રતા, નિર્લોભતા, નિષ્પરિગ્રહિતા, ક્ષમાશીલતા આદિ ઉચ્ચ સદ્‌ગુણોનું જીવન જીવતાં શીખવાડશે.

'મંત્રીશ્વર, તમારી સ્વદેશાભિમાનની અગ્નિજ્વાળાઓએ આજે ગુર્જરરાષ્ટ્રમાં નવચેતનની ચિનગારીઓ ચમકાવી છે. તમારા સરખા બુદ્ધિવૈભવભર્યા એક ને અજોડ મંત્રીવર્યને પ્રાપ્ત કર્યા બદલ અમે આજે અમારી જાતને કૃતાર્થ ગણીએ છીએ.'

'મહારાજ સમક્ષ પાટણની એક બીજી વ્યક્તિના ઉત્સર્ગનો ઉલ્લેખ કરવો રહી જાય છે.'

'કોનો ?'

'સદ્‌ગત પાનાચંદ શેઠનો.'

'મંત્રીજી ! અમારા પિતાનુ ...'

'મહારાજને ગઈ ગુજરી નહીં સંભારવાની આ સેવકની નમ્ર વિનતિ છે. એણે મરતાં મરતાં એક મહત્કર્મ અને સત્કર્મ કર્યું છે—આજ્ઞા હોય તો નિવેદું.'

'નિવેદો.'

'એણે પોતાની અબ્જોની સંપત્તિ ગુર્જરસામ્રાજ્યના વિસ્તાર ને વર્ધનને માટે સમ્રાટના ચરણમાં સમર્પણ કરી છે.'

'પણ મંત્રીશ્વર, અમને એ અગ્રાહ્ય લાગે છે.'

'મહારાજ, જૂલ્મથી કે જબરદસ્તીથી પ્રજાની પાસેથી પડાવી લીધેલી સંપત્તિ વખતે અગ્રાહ્ય હોય, પરન્તુ આ તો શેઠે મૃત્યુકાલે સ્વેચ્છાથી સમર્પેલી સંપત્તિ છે.'

'મંત્રીશ્વર, જરૂર પડશે ત્યારે એ મીલ્કતથી કાર્ય કરીશું'

રાજન ! પાટલિપુત્રની પડતી દશામાં બ્યાસી વર્ષના વૃદ્ધ, યશોધવલવર્માએ–સમ્રાટ હર્ષના ફુવા મહાસેનગુપ્તના સામ્રાજ્યસંગઠનને ખાતર–પ્રજાના શ્રેષ્ઠિપુરૂષો પાસેથી લક્ષ્મીસંચય કરી કાર્યસિદ્ધિ સાધી હતી–તો આપ રાજન ! વૈભવશાલી ગુજરાતને અમગાવતી સમી બનાવવા પાનાચંદની લક્ષ્મીને રાજ્યકોષમાં સંકેલી લ્યો, એવી આ દાસની નમ્ર ઈચ્છા છે'

'મંત્રીશ્વર, ભલે તેમ કરો–તમારી આશા એજ આજથી અમારી આશા બને છે.'

'રાજનની મહત્કૃપા ! ગઢવીજી, હવે મહારાજ્ઞીના હાથોપર છદ્મ વેશે યુદ્ધમા ભાલાનો ઘા કરનાર પેલા યુવકને હાજર કરો.'

'મંત્રીશ્વર, એ કોણ છે ?' સમ્રાટે પ્રશ્ન કર્યો.

'રાજન, બીજા ભવે મહાદેવી થવાની ઉમેદવાર છે–એક નગરનાર છે.'

'નગરનાર ? અને મહાદેવી થવાની મહત્ત્વાકાંક્ષા ?'

તે નગરનાર જરૂર મહાદેવી થાત, પરંતુ મહારાજના એક કુટુમ્બીજનથી તે કાર્ય સિદ્ધ ન થયું. આ અદના સેવકે અને કૃષ્ણદેવે તેની બાજી ધૂળમાં મેળવી દીધી.'

'અમારો કુટુમ્બીજન ?'

'પરન્તુ અત્યારે તો એઓશ્રી આપને ચામર ઢોળી પોતાનું

આધીનત્વ કબૂલ કરે છે. મોટા મહીપાલ તરફ સહજ સમ્રાટની દષ્ટિ કરી અને તરત જ બે સૈનિકોએ સભામાં એક યુવતીને લેઈ પ્રવેશ કર્યો. યુવતીને જોતાં મહીપાળનું મોઢું પડી ગયુ, હાથમાનું ચામર પણ જરાક સરકી ગયુ.

મંત્રીએ કહ્યું. 'અનતા, સમ્રાટની ક્ષમા માંગ.'

હેમસૂરિએ વચમા ટહૂકો કર્યો, 'મંત્રીશ્વર, આવી મૂર્તિમંત નિર્દોષતા પાટણમાં નગરનારી રૂપે રમે છે ? કેવી સુંદર ?'

'સૂરિજી, સુંદર છતાં તલ્વાર છે !'

'મંત્રીશ્વર, જો જિનશાસનની એક શુભપળે આજ્ઞા થશે તો આ ધારદાર તલ્વારને દીક્ષાની સરાણુ પર ચઢાવી વધુ પાણીદાર કરી બતાવીશ.–પણ એની આકૃતિ કહે છે કે એ શુભ દિવસની એને માટે હજુ વાર છે'.

સૂરિજીનું ભાવિ કથન શ્રવણ કરતાંજ સમ્રાટે પ્રશ્ન પૂછ્યો, "સૂરિજી, આપને એમ ભાસે છે કે આ મહાદેવી થવાની મહત્ત્વાકાંક્ષા સેવતી કૃત્રિમ મહાદેવી એક દિવસ સાચી મહાદેવી બનશે ?"

'બનશે. બે બુદ્ધિશાળીના ભોગે.'

'સૂરિજી, આપ શુ કહો છો ?'

'એક મહાપુરૂષ'

'એ કહેવાની મના છે ! સમ્રાટને આગળ એક પણ પ્રશ્ન નહી પુચ્છવાની અમારી પ્રાર્થના છે !'

'સૂરિજી, એવા મહાપુરૂષના ભોગે જો નગરનારી સુધરતી હોય તો તો જગત સ્વર્ગ જ બની જાય તો.'

'જીવનક્રમની પરંપરા સમજવામાં સમ્રાટ ભૂલ કરે છે.'

'અમારી ભૂલ થાય છે તો સુધારો ને ?'

'એ સુધારવા જતાં સમ્રાટને સામ્રાજ્ય ભૂલી જવુ પડશે–માટે ક્રમમાં ચાલતા અને ક્રમમા ચાલી રહેલી વિશ્વમાયામાં અફળ હસ્તક્ષેપ નહીં કરવાની સૂરિની સમ્રાટને પુનરપિ પ્રાર્થના છે !'

'સૂરિજી, અમને જાણ્યા વિના સંતોષ નહી થાય'

'સમ્રાટને સ્તંભતીર્થના ઉપાશ્રયનો પ્રસંગ યાદ કરવા પ્રાર્થના છે.'

'કયો પ્રસંગ ?'

'મુસાફર વેષે સમ્રાટ પધાર્યા'તા તે પ્રસંગ. પુસ્તકાગારમાં ગૌપ્યગોપનની લીલાનો પ્રસંગ અને નેત્રો પર હથેળી ફેરવી દેખાડેલા દશ્યનો પ્રસંગ'

'હા, હા સમજ્યા; સૂરિજીને અમે બહુજ શ્રમ આપ્યો છે.'

'સમ્રાટને ક્યાં ખબર નથી કે સૂરિના શરીર તો એવા અસંખ્ય શ્રમે ઘડાયાં હોય છે ?'

'મંત્રીજી, નગરનારને એના ગુન્હાની અમો ક્ષમા આપીએ છીએ.'

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામા પ્રતિહારે પ્રવેશ કર્યો અને કહ્યુ, 'ભૃગુકચ્છથી બે સૈનિકો આવ્યા છે.'

'જા, જા, જલ્દી તેમને સભામા તેડી લાવ.'

પ્રતિહાર ગયો ને સૈનિકોને લઈ પાછો ફર્યો.

સૈનિકોએ સામરિક અભિવાદન કર્યું ને સમ્રાટે મંત્રી તરફ જોઈ કહ્યું, 'મંત્રીશ્વર, અમે ભૃગુકચ્છમાં નર્મદાતટે આવેલા એક જીર્ણવિહાર ઉપર દેવચકલી બેઠેલી જોયેલી તે સમયે અમને એક શકુનિકે રાજા થવાના શુકન કહ્યા હતા તો તે સ્થળે 'શકુનિવિહાર' નામે એક નવવિહાર નિર્માણ કરવાનુ અને તૈયાર થયે અમને જોવા બોલાવવાનું દંડનાયકને આજે જ લખી દેજો. નોધી લ્યો. હાં-તમો ક્યાંથી ભૃગુકચ્છથી આવો છો ?'

'હા, જી.'

'લલિતકુમાર ક્યા છે ?'

'એમણે જ અમને આ સંદેશપત્ર લઈ અહી પાઠવ્યા છે ?' એમ કહી સૈનિકે ભેટમાથી પત્ર કાઢી આગળ ધર્યો.

'પણ તો સાથે એ કેમ ના'વ્યા ?'

'પોતે ચાહડ અને અજયની શોધ કરવા ભૃગુકચ્છમાં દંડનાયકને

ત્યાં રહ્યા છે.'

'લ્યો, મંત્રીજી, પત્ર વાંચો. અને લલિતકુમાર શું લખે છે તે અમને જણાવો.'

ઉદયને પત્ર લઈ વાંચ્યો અને તેની ઘડી કરતાં કરતાં કહ્યુ, 'મહારાજ, બન્ને શત્રુઓ એના પંઝામાંથી હાથતાળી આપી પલાયન કરી ગયા છે. અને તે પણ ખંભાત તરફ.'

'પણ ખંભાત તો સહીસલામત છે ને ?'

'હા, જી પાટણ તરફ આવતી વખતે ઝવેરી કસ્તુરચંદને સર્વ વ્યવસ્થા સમજાવી–કાર્યભાર સોંપતો આવ્યો છુ'

'જો. એમજ હોય તો પછી ખંભાત જઈ એ બન્ને કૈ જ કરી શકનાર નથી !'

'ના, રાજન, આમ સામ્રાજ્ય સંસ્થાપનની શરૂઆતના કસોટી-કાલમા છેક શાંતીથી તો ન જ બેસી રહેવાય.'

'પણ મંત્રીજી, જો સ્તંભતીર્થ સહીસલામત જ છે તો પછી ત્યા નકામી ધાંધલ કરી અશાંતિ ફેલાવવાની શી જરૂર છે ?'

વચમા પ્રતિહારે પ્રવેશ કર્યો અને કહ્યુ, 'મહારાજને ખંભાતથી એક યતિ આવ્યા છે તે મળવા માગે છે.'

'જા, જલ્દી સન્માનથી તેડી લાવ.'

'મહારાજ, આંબડ જો અહીં આવ્યો હોત તો આપણે આ વિષયનુ ઠીક નિરાકરણ કરી શકત.' મંત્રીએ કહ્યું.

'અમે પણ એજ વિચાર કરી રહ્યા છીએ કે, ન તો મહેતાજી કે ન તો લલિતકુમાર બેમાથી એકેય નથી આવ્યા. આનો અર્થ શું ?'

'એનો અર્થ એજ કે તેઓ શત્રુઓને જેર કરવાની ચિંતામા ગુંથાયા હોવા જોઈએ'

સહસા એક યતિએ સભામાં પ્રવેશ કર્યો અને સમ્રાટને આશીર્વચનથી વધાવ્યા.

'મંત્રીજી, યતિજીને યોગ્ય આસન આપો'

'મહારાજ, મારે આસનની જરૂર નથી. હુ તો આપને એક બે કલ્યાણકારક વાતો કહેવા આવ્યો છું તે કહીને પ્રયાણ કરીશ કારણ કે હું યાત્રિક છું. 'પણ યતિનો વેશ ધારણ કર્યો છે' 'ને મને જરૂર પડે તો કાલે બ્રાહ્મણનો વેશ ધારણ કરી લઉં અને પરમ દિવસે વાણિયો ય બનું ટૂંકમાં મને બહુરૂપી કહેશો તો ચાલશે.'

'ધંધો શુ કરો છો ?'

'પર્યટન અને પરોપકાર'

'તો આ વસ્ત્રની અંદર તલ્વાર જેવુ શું દેખાય છે ?'

'તલ્વાર જેવુ શા માટે ? તલ્વાર જ છે. એ મારી યુદ્ધકલા-નપુણ્યની નિશાની છે.'

'વારૂ, તો બહુરૂપી, જે કૈં નિવેદન કરવુ હોય તે સુખે કરો.'

'ખંભાતમાં અત્યારે ને અત્યારે સૈન્ય મોકલવાની તૈયારી કરો'

'તમે સ્તંભતીર્થથી પધારો છો ?'

'જી હા, ત્યાં પ્રજા સમજી જશે તો અજયપાળ રાજા થઈ બેસશે અને જો ઉશ્કેરાશે તો મોટો બળવો થશે.'

'પણ પ્રજા સમજી જાય એવુ તમને લાગે છે ?'

'જ્યાં પ્રજાનો મુખી સમજી ગયો હોય ત્યાં પછી પ્રજાને સમજતાં શી વાર લાગે, રાજન્ ?'

'પ્રજાનો મુખી ? કોણ ? તમે કોની વાત કરો છો ?'

'રાજન, હું સ્તંભતીર્થના નગરશેઠની વાત કરૂં છુ.'

'મંત્રીજી, તમારી શંકા સાચી પડી.'

'રાજન, મને જરાક શક હતો કે કદાચ નગરશેઠ ફૂટી જાય તો ? અને થયુ પણ તેમજ—રાજનને યતિજીનો યોગ્ય સત્કાર કરવાની સેવકની નમ્ર વિનતી છે.'

'જય જિનેન્દ્ર ! જય જિનેન્દ્ર ! હુ સત્કારનો ભૂખ્યો નથી—પણ પરોપકાર પરમધર્મનો !' એમ કહી, યતિ સભામાંથી પવનવેગે તરત પસાર થઇ ગયો.

'મંત્રીશ્વર, જે હોય તે એ, પરંતુ હવે વગર વિલંબે આપે સ્તંભતીર્થ તરફ કોઈકને સૈન્ય આપી રવાના કરવો જોઈએ. આપ એની વ્યવસ્થા માટે કોનું નામ સૂચવો છો?'

'દક્ષ અને અનુભવી તરીકે તો મહાસેનાપતિ કૃષ્ણદેવનુ જ નામ હુ સુચવુ છુ.'

સમ્રાટની તથા સર્વ સભાજનોની નજર કૃષ્ણદેવ તરફ વળી

'મહાસેનાપતિ! સૈન્ય કેટલુક લેઇ જવું પડશે?'

'પણ રાજનને મારે બદલે બીજાને ખંભાત પાઠવવાની નમ્ર પ્રાર્થના છે.'

'આપ જેવા અનુભવીને વ્હેતા મૂકી અન્ય કોને પાઠવીએ?'

'મારા સિવાય બીજા ઘણાય વીરપુરુષો પાટણમાં પડયા છે તેમાથી કોઈકને. મારામાં હવે રાજન, અવસ્થાને અંગે કાર્યભાર વહન કરવાની હામ નથી રહી!'

'ઉદયન જેવા વૃદ્ધપુરૂષ મંત્રીત્વનો ભાગ વહન કરે છે ને આપનામા હામ નથી? આવા અણીના અવસરે આપ જેવા મહારથીઓજ જો સામ્રાજ્યની પડખેથી ખસી જશે તો પછી ગુર્જરરાષ્ટ્રને બીજા કોની ઓથ રહેશે? આપે જરાક વિચાર કરવો ઘટે છે.'

સૂરિજીએ વાર્તાલાપની વચમાં કહ્યું, 'કૃષ્ણદેવ, સમ્રાટ સત્ય વદે છે. તમારી હુંફે તો આજે આ ગુજરાતનુ સિંહાસન યોગ્ય પુરૂષથી બની રહ્યુ છે—અને હજુ ય તમારા જેવા કેટલાયની હુંફે અમારે આગળ ધપવાનુ બાકી રહ્યું છે. આમ રાજનની આજ્ઞાનો એકદમ અનાદર કરવો તમારા જેવા પ્રજ્ઞપુરૂષને ન છાજે!'

'પણ સૂરિજી, મારી પ્રજ્ઞતા કરતા કોઈક જુવાન યોધ્ધાની શૂરવીરતાનો ઉપયોગ કરો!'

'તો કૃષ્ણદેવ તમે ખંભાત જઇ તમારૂં વિષયપતિપદ સંભાળી લેવા રાજી નથી?' સમ્રાટે પૂછ્યુ

"હા. જી, એમજ."

'તો તમો સામ્રાજ્યને હવે ખપ નહી જ લાગો ?'

'રાજન, પાટણમાં સ્થિતિ કરીશ–અને સામ્રાજ્યની બનતી સેવા કરવામાં તત્પર રહીશ. મને હવે આપના કોઇપણ પદની પરવા નથી.'

'તો હવે સ્તંભતીર્થ તરત જાય કોણ ?' મંત્રીએ જરાક અકળાઈને પૂછ્યું. અને જાણીબૂઝીને કૃષ્ણદેવને એક બાજૂ વ્હેતો મૂક્યો.

સૂરિજીએ કહ્યુ, 'તમે જ' વિચક્ષણ સૂરિજીએ પણ ઉપસ્થિત ક્ષણ પરખી જઇ મંત્રીનો જ માર્ગ ગ્રહણ કર્યો ને ઠંડે પેટે મંત્રીને દર્શાવ્યો.

'અરે, રાજનની આજ્ઞા મળે એટલીજ હું તો રાહ જોઉં છું પણ .....'

'પણ–સમજ્યો ! પાટણ પડી ભાંગે. પાટણ પહેલુ, પછી ખંભાત. પાટણ હશે તો ખંભાત જેવા અસંખ્ય પ્રદેશો સાચવશે. વારૂ, તો રાજન, ભૃગુકચ્છના મહેતાને મોકલીએ તો કેમ ?'

'સૂરિજી, આ વૃધ્ધનુ માનો તો કૃપા કરી ભૃગુકચ્છને એક ઘડી માટે પણ છૂટું મૂકવાનો યત્ન મા કરશો. આપને ખબર તો હશે જ કે હજુ ય પેલો રેવાપાલ જીવે છે. તે છે તો સન્યાસીના વેશમા પણ તેથી કૈ ભોળવાઇ જવાની જરૂર નથી.'

'તો સ્તંભતીર્થ જાય કોણ ?'

'સૂરિજી, આપ કોઇએ ગભરાવાની જરૂર નથી.' એમ બોલી સમ્રાટે છત્ર ધારણ કરી રહેલા મહાકુમાર તરફ દૃષ્ટિ કરી અને કહ્યુ, 'મહાકુમાર.'

'જી.'

'તમે સ્તંભતીર્થ જશો ?'

'હાજી, ગમે ત્યાં જઈ શકીશ.'

'કેટલુ સૈન્ય લેઈ જશો ?'

'મને જરૂર જણાશે તેટલુ.'

'બીજી કૈ ખાસ જરૂર હોય તો કહી દેજો'

'થોડુક નૌસૈન્ય મળી શકશે ?'

'તે ભૃગુકચ્છના દંડનાયકની પાસેથી મેળવી લેજો. મંત્રીજી! મહાકુમારને નૌસૈન્યની મદદ માટેનો દંડનાયક પર એક પત્ર લખી આપો.'

મંત્રીએ તરત જ પત્રલેખનનાં સાધનો મંગાવી, કહ્યા મુજબની વ્યવસ્થા કરી દીધી અને મહાકુમારને પત્ર આપતાં કહ્યુંઃ 'મહાકુમાર કીર્તિપાળદેવ, ખંભાત તરફ કાલે પ્રભાતમાં પ્રયાણ કરો અને તે પહેલાં આજ રાત્રે મને મળજો હું આપને સ્તંભતીર્થના કેટલાક ગુપ્તમાર્ગોની માહિતી આપીશ. તેમ જ નગરશેઠની મારે તમને ખાસ પિછાન આપવી પડશે'

આમ એક બાજુ રાજકાજ પૂર્ણ થતાં સભામાં ગાયકના સંગીતે સર્વત્ર મોહિની પાથરી દીધી અને ઘડી પહેલાંની મસ્ત સભા શાંત બની ગઈ.



## પ્રકરણ ૭ મું

## નગરશેઠને ત્યાં

'શેઠ! આજે રાજ્યાભિષેકને તો પંદર દિવસ થઈ ગયા તોય કોઈ ચલ્લુ ન ફરક્યુ'

'તો આપણે પણ હવે અજયપાળ મહારાજના રાજ્યાભિષેકની તૈયારીઓ કરી નાંખીએ. પણ શ્યામસિંહ, તારો દીકરો જરૂર દાટ વાળશે.' સ્તંભતીર્થના નગરશેઠની હવેલીની ગચ્છી પર બેસી મધ્યરાત્રે ત્રણ વ્યક્તિઓ કૈંક ખાસ જરૂરી વાતોની ચર્ચા ચલાવી રહેલી દગ્ગોચર થાય છે. પણ કસ્તુરચંદ શેઠ! મેં તો એ મૂરખાને ઘણોય સમજાવ્યો છતા કોણ જાણે શુ ય એના મગજમા ગુજરાતને મહા-ગુજરાત–રાષ્ટ્ર અને સ્વરાષ્ટ્રનું ભૂત ભરાયુ છે જે મારૂ એણે કહેવું જ કાને ન ધર્યું.'

'પણ એ બધા પ્રતાપ પેલા લાટના દંડનાયકના છે એની પાસે બાલ્યાવસ્થામા તેં એને રાખ્યો ને એણે જ ગળથૂથીમાં આવુ આવુ ગરમ ગરમ પાયુ છે!'

'તેમાં વળી તમારી પાદડીએ એને ઘેલો બનાવ્યો છે.'

'પાંદડી કોણ?' સૌન્દર્યપિપાસુ, ગોરીરસિયા અજયે વચ્ચે જ સવાલ પૂછ્યો.

'આપે પાંદડીનું નામ નથી સાંભળ્યું, મહારાજ?'

'અમારે ખંભાત આવવા જવાનુ નહિ એટલે અમે પાદડી કે

ફૂલને ક્યાંથી જાણીએ ?'

'આ પાંદડી તે આ નગરશેઠની દીકરી છે.'

'મહારાજ, બહુ જ હરામખોર છોકરી છે.' પાંદડીથી થાકી ગયેલા પિતાજીએ રદિયો રજૂ કર્યો .

'હરામખોર એટલે કે કેવી ?' અજયે પૂછ્યુ.

'એટલે કે આમ બીજી બધી વાતે સારી છે પણ મહામસ્તીખોર છે ટીખળી છે એક તો એ કે એને ઇચ્છિત લગ્ન કરવા છે અને તે પણ વળી ગમે તે જાતના અને એના કરતા રૂપમાં અને ગુણમા ચઢિયાતા સાથે. હુ જે જે યુવકને એની સાથે વાતચીત કરવા બોલાવુ છુ તેની એ બેફાળ મશ્કરી કરી બિચારાને લીલે તોરણે હાંકી મૂકે છે. જાણે કે એને મન તો સૌ હરાયા ઢોર !'

'તમે એને મારી પાસે એક વખત મોકલજો. હું એને સમજાવી દઈશ !' પાદડી નામના પડઘાથી અને એના સ્વભાવના વર્ણનથી અજયનુ દિલ એને જોવાને, મળવાને અને એની સાથે પ્રેમાલાપ કરવાને તલપી ઊઠયુ–પણ શુ કરે કે વાર્તાનું શકટ અત્યારે બીજે પંથે ચાલી રહ્યું છે.

'પણ મહારાજની તો લાજ જ કઢાડશે' અજયની પ્રેમરસતરસની ખ્યાતિથી જ્ઞાત–ખધા નગરશેઠે વાતનુ મૂળ જ છેદી નાંખ્યું— અને આગળ ચલાવ્યુ, 'મહારાજ, અત્યારે પાદડીની વાત વહેતી મૂકો નહિતર આપણા સુભાગ્યની પાન્ડી પણ કરમાઈ જશે.'

'વારૂ, તો કિલ્લેદારના દીકરાની તમે શું વાત કરતા'તા ?'

'કે એ ફૂટી ગયો છે તે ઊધું વાળશે !'

'એનુ નામ તમે શું કહ્યુ..?'

'મહારાજ ! એનું નામ શૂરસિંહ છે–અને કામ પણ શૂરૂ છે. બડો બાંકો છે ! જો હાથમા રહ્યો તો ઠીક ! નહીતર ભલા ભૂપજી. ભાઈને પણ ધૂળ ચાટતો કરી દે એવો સ્વભાવે તીખો છે.'

'પણ એ તમારાથી એકાએક વિખૂટો કેમ પડી ગયો ?'

'એને તો મહાગુજરાત બનાવવું છે.'

'શ્યામસિંહ, મહાગુજરાત કેવુક વળી ?'

'એ મહારાજ, હું પામર નહીં સમજાવી શકુ !'

'તો કોણ સમજાવશે ?'

'નગરશેઠની દીકરી' કિલ્લેદારે રસતરસ્યા અજયને પાદડીના સૌંદર્યદર્શન કરાવવાની મન સાથે પ્રતિજ્ઞા કરી લીધી પણ નગરશેઠ ગભરાયા.

'તો પાદડીને બોલાવો'

'મહારાજ, મેં એક ધખત નહી કહ્યું કે એ આપની લાજ કાઢશે ?' વાણિયાએ વાત ઉડાવવા માંડી'

'રહેવા દો હવે—નકામી શેખી શા માટે કરો છો ?'

'નકામી નહી, શ્યામસિંહ, હુ સાચું કહુ છુ !' નગરશેઠ મનમાં તો બહુજ ખીજાયા પણ કરે શું ?'

'કહ્યુ ને સાભળ્યુ હવે' ખભાતની વસ્તીમાં તો ખુલ્લે ચોક ફરે—પછી વળી બાપ જેવા આ અજયમહારાજની તે લાજ શી ? બેસો, હુ બોલાવી આવુ છુ.' કહી શ્યામસિંહ ઊઠયો.

'પણ—અત્યા, ઊંઘતી હશે.'

'જગાડીશ—મહારાજને ખાતર, પછી તંતે ચઢેલો શ્યામસિંહ ગયો અને નગરશેઠ અજય સાથે વાતે વળગ્યા.

'મહારાજ, દેવાનાયકના કેટલા માણસ આવી ગયા ?'

'આ નવસો હઝાર આવી ગયા છે અને કાલ પરમસુધીમાં બીજા હઝાર દોઢહઝાર આવવા વકી છે.'

'તો તો સારૂ નહીતર ઉદાજીના સૈન્ય ઉપર આધાર રાખવા જેવું નથી।'

'તમને શુ લાગે છે. એ લોકો આપણુને સાથ નહીં જ આપે !'

'નહીં જ આપે—અને અણિને વખતે ફસ્કી જશે !'

'તેથી મે પહેલેથી જ મારા વિશ્વાસુ દેવાને સાધી રાખ્યો છે. તે ઠીક કર્યું ને !

'બરાબર છે. મેં પણ દેવાના માણસોની હુંફેજ આપ શ્રીમાનને સાથ આપવાની હામ ભીડી છે—નહીતર હું ભલો વાણિયો તે આપને કયા મારા જોર ઉપર સાથ આપી શકું.' 'પણ મહારાજ, સેવકને યોગ્ય અવસરે ભૂલશો ના, હોં?'

'યોગ્ય અવસરેજ યોગ્યને યોગ્ય બદલો મળે છે, ગભરાવ છો શા માટે? મે મુંજાલનાં પગરખામાં તમારા પગ ઘલાવવાની ઈચ્છા રાખી છે.'

'મહારાજની કૃપા. પણ એક વાત કહી દઉં' એમ કહી નગરશેઠે ગચ્છીમાં નજર ફેરવી કોઈ નથી આવતું તેની ખાત્રી કરી કહી દીધું. 'મહારાજ, શ્યામસિંહ બહુ વિશ્વાસ રાખવા લાયક માણસ નથી. પછી તો આપની મરજી—હા—મે જે સાચુ હતુ તે કહી દીધુ.'

નગરશેઠની શ્વાનવૃત્તિ જોઈને આપ્તજનઘાતી, નમાલા, ભાવિ ગૂર્જરપતિને એમ લાગ્યુ કે જો આ બે સાઢિયા લઢયા કરશે તોજ મારૂ કામ ને શ્રેય સધાશે.

એટલામા પાદડીને લઈ શ્યામસિંહ પણ આવી પહોચ્યો.

ગજગામિની પાદડીને ગચ્છીમાં આવતી જોઈને એકીટશે અજય તેને જોઈ રહ્યો. અનંતાને, લાખો લવંગિકાને, સહસ્ર સોહાગિનીને કોરે મૂકે તેવી, માતા સૌભાગ્યની કુખે સ્તંભતીર્થે આ એક પાંદડી પ્રકટી હતી. એ પાસે આવતાં જ અજયથી દૃષ્ટિ સ્થિર ન રાખી શકાઈ, એટલે સહસા એણે પોતાનાં નેત્રો ભૂમિ પર રોપી લીધા.

અને નમ્યાં નેત્રે ય પ્રશ્ન પૂછ્યો, 'બાલા, તારૂ નામ શું છે?'

'મને બાલા ના કહેશો!' પાંદડીએ ગર્વથી માથું ઊંચક્યુ અને અજય તરફ ટીકી રહી.

'બાલા નહીં તો બીજું શું કહું?'

'તમારા જેવા ઉંમરલાયકને એ મારે શીખવવાનું ન હોય!'

'પણ મને બાલા નામ વધારે મીઠું લાગે છે!'

'આજે બાલા, કાલે સુંદરી અને પરમ દિવસે ત્રીજું કૈંક–બધું મીઠું લાગશે!'

'અરે, પાદડી' નગરશેઠે હદપાર રહી વાત કરતી પુત્રીને અટકાવવાનો સહજ પ્રયત્ન કર્યો.

'જી.'

'તુ કોની સાથે વાત કરે છે તેની તને ખબર છે?'

'પિતાજી, મારે એ જાણવુ નથી!'

અરે, દીકરી, પણ–આ તો અન્નદાતા છે, જરા સમજી, વિચારીને વાત કર.'

'અંન્નદાતા તમારા જેવાના.'

'અરે, રાજાજી તો આખી પ્રજાના અન્નદાતા જ કહેવાય.'

'કોણ, આ રાજા છે?'

'અરે, જો તને બોલતાં આવડે છે કે નહી?'

અરે, પણ રાજાજી કે એમ પૂછુ છું એમાં તે આવડો શો ગુન્હો કર્યો મે?'

'હા–તે નરપતિ છે એ તુ થોડા દિવસમાં જાણશે.'

'અને ત્યારે એ પધાર્યા તેના જ માનમાં તમે મને ઓરડામા ગોંધી રાખી'તી કેમ?'

'દીકરી, તું હદપાર જાય ત્યારે મારે કરવુ શુ?'

'અમે મહાગુજરાતની વાત કરીએ એમાં હદપાર?'

'લે, એ જ મહાગુજરાત સમજવાને માટે તો તને મહારાજે ઊંઘમાંથી જગાડી–બોલાવી છે. બેટા, પાદડી, એ તારૂ મહાગુજરાત શુ? તે જરા રાજનને સમજાવ.'

'નરપતિ થયા છે ને મહાગુજરાત શુ તે નથી જાણતા? મહાગુજરાત એટલે અમારૂ ગુજરાત!'

'એ અમારૂ તમારૂ નહી–જરા બરાબર પ્રવચન કર–પેલો શૂરસિંહ ને તુ, તે દિવસે દીવાનખાનામાં ચર્ચા કરતા'તા તે સમજાવ.'

'પિતાજી, સાંભળો ત્યારે.'

'પણ જો ટૂંકમા પતાવજે—અમારે બીજું ઘણું કામ છે.'

'અને મારે તો રોમે રોમે કામ છે.'

'હા, બોલ ત્યારે.' પાંદડીને જન્મ આપી હાથ ધોઇ નાખનાર નગરશેઠે હુકમ કર્યો.

'પણ પિતાજી... .' કહી પાદડી અટકી પડી

'વળી પાછુ શું થયુ?' બાપે પૂછ્યુ.

'કૈં નહી. પણ મારે પૂછવાનુ કે આ રાજાજીને મહાગુજરાતની વ્યાખ્યા જાણવાની શી જરૂર પડી છે? એમને અને અમારા વ્હાલા વતન મહાગુજરાતને શો સંબધ છે તે જણાવશો?'

'એમને તુ મહાગુજરાત કોને કહે છે તે જાણવુ છે.'

'પણ એઓ કોણ છે—ક્યાંના છે—શું વ્યવસાય કરે છે એ સર્વ સવિસ્તર જાણ્યા સિવાય અમારી મહા મહેનતે સરજેલી—મહાયત્ને સાચવેલી,—અને જીવનમરણ સાટે ય સિદ્ધ કરવાને આરાધેલી એ મહાગુજરાતની વ્યાખ્યા એમને હુ કહેનાર નથી?'

'અરે, મૂરખી . ...' નગરશેઠને પાંદડીએ આગળ વધતાં અવરોધ્યા અને કહ્યું, 'પિતાજી આગળ ન બોલશો.'

'તો ક્યારનો હુ કહું છુ તે તારે મન તો હુ જાણે ઘાસ જ કાપી રહ્યો છું કેમ?'

'પિતાજી, ઘાસ તો શું પણ એક તણખલું ય કાપવાની તમારામા ગુંજાશ નથી!'

'જેમ મોમા આવે છે તેમ' લવ્યા જ કરે છે, ખરૂ ને?'

'આ લવારો નથી. સાચી વાત કહુ છુ કે તમારા લોકોથી કૈંજ બની શકનાર નથી. પિતાજી, મારૂ માનો તો આ ઘીના કુપ્પામાથી હાથ ઉઠાવી લ્યો—નહીતર અંતે ફાંસીનો માંચડો જોવાનો વખત આવશે.'

'પણ હું શુ પૂછું છુ ને તું આ શુ બબડે રાખે છે?'

'હું એમ બમકું છું–( આપના કહેવા મુજબ ) કે તમારા સ્તભતીર્થમા રચાતાં ષડયત્રની પાટણપતિને ક્યારનીય ખબર પડી ગઈ છે.'

'પણ તને એ બધુ કોણ પૂછે છે?'

'તમારૂં કમનસીબ! રૂઠેલી કુલદેવતા–અન્નપૂર્ણા!'

આટલા બધાની વચમા પોતાની જ દીકરીને બેફામ બોલતી અને પોતાની જાતને હીણી પાડતી તે નગરશેઠથી ન ખમાયુ. તેનો પિત્તો ઉછળી આવ્યો ને ગુસ્સામાં જ સામી બેઠેલી પુત્રીને લત્તાપ્રહાર કરવાને પોતાનો ટાંટિયો તરછોડયો. ઝટ પાંદડી બેઠેલી ઊભી થઈ ગઈ. પિતાના ગુસ્સાએ પુત્રીને પોતાના અસલ સ્વરૂપમાં પ્રકટ થવાની ફરજ પાડી.

પાંદડી પાવક બની–ચારુવદના ચંડી બની. તેની ચલવિચલ થતી આખો સ્થિર બની. તેના રોમે રોમે શૌર્યાગ્નિની શિખાઓ સળગી ઊઠી અને પોતાના હણાતા સ્ત્રીત્વના સન્માનાર્થે તે ગર્જી. 'પિતાજી તો શુ? પણ આખી આલમમા આ પાંદડીને લત્તાપ્રહાર કરી શકે એવો કોઈ જનેતાએ જણ્યો જાયો હું જોતી નથી?'

નગરશેઠ તો દીકરીને રૌદ્રરૂપા જોઈ ઠંડા જ થઈ ગયા, પણ હરામ શ્યામસિંહે પ્રથમથી જ તૈયારી કરી રાખી હતી. કારણ નગરશેઠ કરતાંય પાદડીની પ્રકૃતિથી તે વધુ પરિચિત હતો. તેણે તરતજ પાદડીની પાછળ જ અદબભેર ઊભેલા બે સૈનિકોને નયનપલ્લવીથી સંકેત કરી દીધો. જેથી તરત જ ગચ્છી છોડી ઘરમા પલાયન કરી જવાની તૈયારી કરતી પાંદડીના બે હાથ બે સૈનિકોએ પકડવાનો પ્રયાસ કર્યો.

પણ પાંદડી? અને તેના હાથ પકડવા? એ કેટલા શેરની વાત? રણચંડીએ હાથ તરછોડયા અને હાથના સુવર્ણકલ્લા બે હસ્ત પકડવા આવનાર સૈનિકોને એવા તો વેગથી લમણામા ઝીંકયા કે બન્ને લોહીલુહાણ થઇ, ગચ્છીની ફરસબધી પર તમ્મર ખાઇને ગબડી પડયા.

શ્યામસિંહને તો શુ પણ અન્યાને સુદ્ધાં આ વિફરેલી વાઘ્રણનો ભય લાગ્યો અને ત્રણેના મનમાં એમ થયુ કે જોતજોતામાં એ શુંનુ શુ કરી નાખશે ? અને અ તે બન્યુ પણ તેમજ.

એ જીવનવેરાગણે–સ્વદેશસોહાગણે અને છંછેડાયલી નાગણે કમ્મર નીચે છુપાવેલી કટાર ખેંચી પોતાના વામ હસ્તમાં ધારણ કરી અને કાલનેય કંપાવે એવી એક કારમી કીકિયારી કરી અને આવેશના આવિર્ભાવથી ફાટી આંખે અને ફાટે અવાજે બોલવા લાગી, 'નિમક-હરામ ! કૂતરાઓ ! આ કટારથી તમારા જેવાંઓનાં કાળજા ચીરી અમે ખોબે ખોબે તમારૂં લોહી પીવાનો દૃઢ નિશ્ચય કર્યો છે !'

નગરશેઠ ધ્રૂજતા ધ્રૂજતા પુત્રી પર પિતાપણાનો હક્ક બજાવવા જરાક વચમાં બોલી ઊઠ્યા, 'અરે, પણ દીકરી ! બેટા, પાંદ—'

'ચૂપ !–પાદડી જેવી પાંદડીને દીકરી કહેવાનો તમારા જેવા દેશદ્રોહી બાપને લેશમાત્ર અધિકાર નથી ! ખબડદાર જો મને આજથી દીકરી કહી તો ?'

જીવનને જુગાર ગણતા કિલ્લેદાર શ્યામસિંહથી ન રહેવાયુ–તેને એમ લાગ્યુ કે નગરશેઠ સાવ પાણી વગરના છે. અંતે તેના પેટનું પાણી હાલી ઊઠયુ અને તેથી જ તેણે વઢી પડેલા બાપદીકરીના વચમાજ કૃત્રિમ ક્રોધ કરી રાડ પાડી તે બોલી ઊઠયો 'પણ કોણ કહે છે કે અમે દેશદ્રોહી છીએ ? જા, જીવન વ્હાલુ હોય તો સીધી જા નહીતર—' એમ કહી શ્યામસિંહે કમ્મરે લટકતી તલ્વારની મૂઠ પર હાથ નાખ્યો કે સહસાજ વિફરેલી વીરાઙ્ગનાએ, એક છલાંગ મારી, કાતિલ કટારથી ચરર કરતી તેની છાતી ચીરી નાંખી.

આ અનેરો દાવ સાધી પાછળથી ઘા કરી પાંદડીને પૂરી કરવા અજયે તલ્વાર વીંઝી અને અંતરીક્ષમાંથી સહસા એક તલ્વારે આડે આવી તેને પાછી ધકેલી. ઉગામેલી કરવાલ પાછી પડતાજ અજયે સહસા ગરદન ફેરવી અને દૃષ્ટોદષ્ટ મળતાં, આગંતુક વ્યક્તિને તેણે પ્રશ્ન કર્યો, 'મોત માગી રહ્યો છે ?'

'ના, મોત મુઠ્ઠીમાં રાખી ફરૂં છું!'

'કસ્તુરચંદ, આ કોણ છે?' અજયે નગરશેઠ તરફ ફરીને પૂછ્યું.

'હું નથી ઓળખતો?'

'તો તમારા મકાનમાં એ આવ્યો કેવી રીતે?'

'અરે, એમને શું કામ પૂછો છો?—આ હાથમાં જોતા નથી? આના બલે? નીચે મને રોકનારને બધાને સાફ કરતો આવ્યો છું! અને હવે તમારી ખબર લેવી છે.'

અજયને એક કંપારી વછૂટી અને મનમાં થયું કે ગૂર્જરપતિ થતાં પહેલાં અહીં તો નહીં જ પતી જાઉં?'

'મને છંછેડવામાં મોત મળશે!'

'અરે, કહો તો તમને હંફાવું?' આમ બોલી આગંતુક વ્યક્તિએ સહસા એક ચીલઝડપ મારી, તલ્વારવાળું અજયનું કાંડું પકડી લીધું અને દાંત કચકચાવી કહ્યું, 'હાથમાંથી તલ્વાર મૂકી દે નહીંતર—આ મારા હાથમાંની શમશેર સીધું તને અત્યારેજ યમાલય દેખાડશે!'

આગંતુક વ્યક્તિના શરીરબલે અને વ્યક્તિત્વના પ્રભાવે, અજયે હાથમાંથી તલ્વાર ફેંકી દીધી, જે નવીન યોદ્ધાએ ઊંચકી લીધી અને કહ્યું, 'પાદડી, ચાલ.'

પાદડીના નેત્રો બોલનાર તરફ વળ્યા. 'મને તમે બોલાવી? ક્યાંથી આવો છો?'

'આ મુદ્રિકા કહેશે, લ્યો' યોધ્ધાએ આમ બોલી પાદડીના હાથમાં એક વીંટી મૂકી

મુદ્રિકા પર યુવતીની દૃષ્ટિ પડતાજ તેણીએ ઓળખી અને કહ્યું, 'ચાલો'

'તમારા પિતાજીને રામરામ કરી લ્યો.'

'બાપુજી, રામરામ—અને રાજાજી!—' એમ કહી પાદડીએ પોતાની અસલ પ્રકૃતિ પર આવી જઈ, અજય તરફ 'રામરામ' ને બદલે અંગૂઠો હલાવી બતાવ્યો.

આ બધુ થવા છતાંય અજયને કોઈક અમર આશાંકુરોએ અજબ શાંતિ પકડાવી રાખી.

'નગરશેઠજી! હવે પાદડીને પેલે ભવે મળજો, કારણ તમારે માટે પાટણમા ઉદાજીએ ફાસીનો માચડો તૈયાર કરાવી રાખ્યો છે,' એમ કહી યુવક યુવતીએ ચાલવા માંડયુ અને જતાં જતાં પાંદડીએ કેંક અધૂરૂ હશે તે પૂરૂ કર્યું, રાજાજી! મહાગુજરાત આનું નામ?'

---

# પ્રકરણ ૮ મું

## મહાગુજરાતને માટે

આગંતુક યોદ્ધાપુરુષ સાથે પાંદડીએ ગચ્છીમાંથી નીચે ઊતરી દ્વાર પર ઝોકાં ખાતાં દ્વારપાળને ઢંઢોળ્યો. અડધી ઊંઘમાંથી ઝબકી ઊઠેલો દ્વારપાળ, 'ઓ–ઓ–ઓ!' કરી ઊઠ્યો.

પાંદડીએ કહ્યું, 'અરે ભાઈ, એ તો હું છું ચાલ, ઝટ બેઠો થઈ જા.'

દ્વારપાળ બેઠો થયો અને આંખો ચોળી, બગાસું ખાતાં ખાતા અફીણીની માફક બોલ્યો, 'કોણ? પાં—ઓ—ઉ——દડીબા?'

'હા, ચાલ, ઊઠ ને બે ત્રણ મશાલો લાવ.'

'બા અત્યારે કશેક જવું છે?'

'હા, દીવો લેઇ કૂવામાં પડવા! તારે એ બધી શી પંચાત? તું તારે કહ્યું તે કર, એટલે થયું' હૈયે અથાગ પ્રેમ છતાંય પાંદડીએ કૃત્રિમ રોષ કર્યો

યોદ્ધાએ કુતૂહલપૂર્ણ નેત્રે પૂછ્યું, "અત્યારે હવે મશાલની શી જરૂર છે? અને તેય એક નહીં ને બે ત્રણ?"

'મશાલ આવે એટલે કહું.'

'પણ આકાશ તરફ તો જૂઓ હવે મળસ્કું થવાની તૈયારી છે'

'પણ આકાશમાં પ્રભાત ઊગે તે પહેલાંજ આપણે અહીં પ્રભાત કરી જઈએ! લોકને જોવાની ઠીક મઝા પડશે! અને માગ બાપના

દુશ્મનો આનંદથી કાખલી ફૂટશે !' એટલામાં દ્વારપાળ ચાર ચેતતી મશાલો લેઈ આવી પહોંચ્યો અને પૂછ્યુ, 'બા, હવે માણસોને બોલાવુ ?' ચાર મશાલો ધરનાર તો જોઇશે ને ?'

'એ મશાલો મારે ધરવાની છે ! વારૂ, જો સાંભળ, હુ તો હવે સદાને માટે ખંભાત છોડી જાઉં છુ.' પાદડીના અવાજમાં પ્રેમ હતો તેના ગળામાં બોલતા બોલતાં ખરખરી બાઝી હતી.

'જાઉં છુ.' શબ્દ કાને પડતાંજ વૃદ્ધ દ્વારંપાલની આંખો ચકરવકર થવા લાગી—આંસુથી ભરાઇ ગઇ અને 'ગદ્‌ગદિત કંઠે. બોલ્યો, 'બા—બા—કયા—કયાં જાવ છો ?'

'શંકર, રડ ના. તને મારે માટે કેટલી બધી લાગણી છે તે હુ સારી પેઠે જાણું છું. તે મને દીકરીની માફક નહાનેથી મોટી કરી છે મારા બાપ કરતાય તારા હૈયામા મારે માટે ઘણો પ્રેમ છે'

'પણ બાપુ, હું નાઇલાજ છું મારે આજે પિતાનો ત્યાગજ કરવો પડશે-પણ મને તારા અટૂલા જીવન માટે દયા આવે છે. શંકર, બાપુ ! રડ ના !' એમ કહી વૃદ્ધ શંકરની અશ્રુભરી આંખો લૂછતા પાદડીએ તેનો વાંસો પસવારવા માંડ્યો. પણ ભોળી પાદડીને ખબર નહોતી કે 'જાઉં છુ' 'સદાને માટે અને—'પિતાનો ત્યાગ' આ શબ્દથી શંકરનો પ્રેમાળ જીવ ઉર્ધ્વગમન કરી રહ્યો હતો. શંકર એકાએક સામે ઊભેલી પાદડીના ચરણમા ફસડાઈ પડયો. તે જમીન પર સહસા બેસી ગઇ અને ડોસાની છાતી પર તેણે માથુ મૂકી, ભીની આંખે કાન માંડયાં—અને ઊભા થઈ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી બોલી, 'અરે, બિચારો મારે ખાતર ખપીયે ગયો ! મને બાપ કરતાંય વધારે વ્હાલો હતો ! હશે, જેવી વિધિની ઇચ્છા !' પાદડીએ આખમાથી અશ્રુ લૂછી નાખ્યા અને ફરી કઠિન કાળજુ કરી બોલવા માડયુ, 'લ્યો, ચાલો ત્યારે હું હવે મારૂં કર્તવ્ય પૂરૂ કરી લઉં !' એમ બોલી શંકરના હાથમાથી જમીન પર દૂર પડી ગયેલી ચેતતી ચારે મશાલો તેણે હાથમાં લીધી.

'પણ તમે કરો છો શું તેજ મને તો સમજાતુ નથી? જો આમ, વખત ગુમાવીશુ તો નાહકના સંકટમા પાછા ફસાઇ પડીશું!'

'લ્યો, સાભળો ત્યારે. હુ મારા પિતાના આ વૈભવશાલી રંગમહાલમાં અગ્નિદાહ મેલુ છુ.' કહી પાંદડીએ મહાલયના અભ્યંતર ભાગ તરફ જવાને પગલાં માંડવા માડયાં.

'પણ શામાટે–એવો તે એમણે તમારો શો ગુન્હો કર્યો છે કે તમે તમારા બાપને ઘરબાર વગરનો કરવાને તૈયાર થયાં છો?'

'એણે મારો તો કંઇ ગુન્હો નથી કર્યો, પરંતુ એણે દેશદ્રોહીઓની દોસ્તી કરી છે–મહાગુજરાતનો દ્રોહ કર્યો છે! મારા પ્યારા વતનને ખાતર આ બધુ હુ કરૂ છુ. એમા જો સાક્ષાત જિનેશ્વર ભગવાન પણ આડે આવે તોય હું ડગનાર નથી.'

'બાલા, આજસુધી હું એમ જાણુતો'તો કે મહાગુજરાતનાં સ્વપ્નાં હુ એકલોજ સેવુ છુ અને હું એકલોજ મારા મહાગુજરાતનો મરણિયો છુ. પણ આજે મને આનંદ થાય છે કે ગુજરાતને મહાગુજરાત બનાવવાને માટે તમારા સરખી સન્નારીઓ–વિરાઙ્ગનાઓ પણ જીવનોત્સર્ગ કરવાને કમ્મર કસીને ધસી રહી છે. તો સ્વદેશદ્રોહી પિતાના મહાલયને આગ લગાડી કરો શ્રીગણેશ નગરશેઠના નાશથી તેને કૂતરાની માફક ઘરબાર વગરનો રખડતો કરવો એ દેશહિતૈષિ, સ્વામિભક્તો, રાજભકતો દેશભકતોને માટે મહાપુણ્યનુ કર્મ છે. લાવો, બે મશાલ મને પણ આપો–અને બે તમે રાખો' એમ કહી યોદ્ધાએ પાંદડીના હસ્તમાંથી બે ચેતતી મશાલ લીધી. બન્ને જુદી જુદી દિશામાં ગૃહદાહ અર્થે ચાલ્યા ગયા

ઉભય પોતપોતાનું કાર્ય અચૂક પાર કરી પાછા ફર્યાં. મહાલયની બ્હાર નીકળી સામે ઊભી રહી પાંદડી બોલી, જરૂર કલાકેકમા આગ લાગશે—અને જો એમની વિધિ વાંકી હશે તો સાથે એ પણ અંદર હોમાઈ જશે. ચાલો, હવે આપણે અહીંઆ જરાય થોભવાની જરૂર નથી. મારા 'શંકર બાપા'ની પણ અવગતિ નહીં થાય–તેમના શબનો

અગ્નિદાહ આપોઆપજ થઈ જશે.'

પાંદડીએ અને પુરૂષે આગળ ચાલવા માંડયુ. થોડેક જતામાં તો ચૌટામાં ફરી પાછી પાંદડી એક ઘર આગળ ઊભી રહી અને કહ્યું, 'રહેજ થોભો. હું તો ધારૂં છું કે હજુ સમુદ્રકાંઠે પહોંચતા સુધીમાં તો કોણ જાણે સોએક કામ નીકળશે?'

'ના, એવું કંઈ જ નહી. આ છેલ્લુ અને પહેલુ એકજ કામ છે.' એમ કહી પાદડીએ ઘરનાં દ્વાર પર ગણત્રીબંધ ટકોરા માર્યા થોડીક-વારે દ્વાર ખૂલ્યુ અને એક યુવતી બ્હાર આવી.

'કેમ પ્રાણ! ખુશીમાં તો છે ને?'

'આપની આજ્ઞાથી'

'તો હવે બીજી આજ્ઞા સાંભળી લે. 'હું જાઉ છુ જોકે 'નિશ્ચિત નથી–પણ ખંભાત છોડીને.'

'ખભાત છોડવા સુધી વાત આવી?'

'હા, માથાં મૂકવા સુધીની.'

'તો તૈયાર છીએ, ફરમાવો.'

'આપણા 'કુકકુટદલ'ને અત્યારે ચેતાવી આવજે કે તલ્વારો ઘસીને તૈયાર રાખે. જોકે હજુ સવાર થતાં થોડીવાર છે' અને કદાચ આજે પ્રભાતમા કે કાલે મારા પિતા, અજયસિંહનો રાજ્યાભિષેક કરનાર છે. તેને અટકાવવામા અને બન્નેને જીવતા કેદ કરવામાં 'કુક્કુટદલે' બલ-પ્રયોગ કરવાનો છે.'

'પણ અજયપાળની પાસે લશ્કર હશે ને?

'હા, તીરકામઠાંવાળા હઝારેક ભીલ ભેગા કર્યા છે.'

'ત્યારે તો અમારે પણ ખરેખરી તૈયારી કરવી પડશે?'

'તૈયારી નહી પણ તલ્વારી–પટાબાજી–મરણિયા થવુ પડશે.

'હુ હમણાંજ જઇને 'કુકકુટદલ ભેગું કરૂં છુ અને તમે નચિંત થઈ પધારો, તમારી ગેરહાજરીમાં–સેનાપતિની પૂઠ છતાંય 'કુમારિકા-દલ' કેવો રણરંગ ખેલે છે તે સાંભળજો! અમારી શમશેરોના

ખણખણાટ અને અશ્વોના હણહણાટ તમો જ્યાં હશો ત્યાં સાભળશો એવું કૈંક અદ્દકુજ કરી બતાવીશુ. લ્યો, ત્યારે પધારો, સેનાપતિજી'.

'પ્રાણ! મને તારા સેનાપતિત્વમાં અટલ વિશ્વાસ છે. જ્યા મારી પરમપ્રિય પ્રાણ છે ત્યાં સર્વત્ર પ્રાણ પ્રાણ જ પુરાઈ જશે! લે, ત્યારે આવ, છેલ્લુ વેલ્લુ એક ઉનું ઉનુ આલિગન અન્યોન્ય આપી લેઈએ' એમ કહી પાદ્દડી પ્રાણને ભેટી પડી અને છૂટાં પડતાં પડતાં. 'જય ગુજરાત! જો, બનશે તો તમને યુધ્ધસમે આવી સાથ આપીશ' કહ્યુ. પ્રાણએ 'જય, ગુજરાત!' ઝીલ્યુ અને મહાગુજરાતની કુકકુટદલિની રણરભાઓ સાત્રુ વિખૂટી પડી

રસ્તામાં ચાલતા યોદ્ધાએ પ્રશ્ન કર્યો, 'પાદ્દડી! તમે તો મહાઅજબ શક્તિ છો!'

'ના, જી હું સ્વદેશસેવા બજાવવા ઉપરાત બીજુ વધુ કૈંજ નથી કરી રહી'.

'પણ તમે તો સ્ત્રીઆમાં પણ ચેતન પૂર્યું છે.'

'મહાશય! આ સ્ત્રીઓ નથી.'

'ત્યારે શું સ્ત્રીવેશમા પુરૂષો છે?'

પાદ્દડીને સહજ હસવું આવ્યુ, 'ના, જી એવુય નથી—પણ આ તો મારા મહાગુજરાતની કુમારિકાઓ છે'

'ત્યારે તો ગુજરાત ચેતનવંતુ છે!'

'અરે, સમરવીર! આ કુમારિકાઓમાં નર્તંતુ ચેતન તો ગુજરાતની સાર્વભૌમ સત્તા સ્થાપશે! ગુજરાતની ગુણિયલ ગુજરાતણો પોતાની વ્હાલી પુત્રીઓના સ્વદેશયજ્ઞમાં બલિદાન અર્પી સ્વતંત્રતા અને સ્વાધીનતા વાછે છે—આઝાદીના મહોત્સવો માણવા ઇચ્છે છે!'

'તો ગુજરાતના ખૂણેખાચરે ય ગુલામી હવે શોધી નહીં સાપડે?'

'બરોબર તેમજ! ગુજરાતે પોતાનો ઈતિહાસ રચવા માડયો છે. જેની ગૌરવગાથા આ 'કુક્કુટધ્વજ' (કંઠમા લટકતો કુકડો બતાવે છે) લાટ, સૌરાષ્ટ્ર, કચ્છ અને ઠેઠ સપાદલક્ષપર્યંત ગજાવશે અને

તમારા મારા જેવા મહારથી અને મહારથિનીઓ 'શું શાં પૈસા ચાર' ના શબ્દથી ગવાતી ગુજરાતને મહાગુજરાત બનાવશે'!'

'તો શું આ કુમારિકાઓ પરણશે નહી ?'

'શા માટે નહીં ? પહેલુ સ્વદેશસેવાનુ લગ્ન પછી દેહલગ્ન.'

'તમે આ કુમારિકાઓને સપૂર્ણ તાલીમ આપી છે ?'

'અરે, સંપૂર્ણ તો શુ પણ પુરૂષનેય એક કોરે મૂકી દે, એવી કેટલીક અશ્વરોહણકલામા કુશળ છે—અને તરવારની પટાબાજીમાં કહો તો ઊંધે મોંઢે શત્રુપર ધાર્યો ઘા કરી બતાવે! તમે જાણો છો કે સ્તભતીર્થ સમુદ્રકાંઠે ઊભુ છે એથીય અમને તો બીજાય ઘણા લાભ છે—જે બીજાને નહીં હોય. સ્તંભતીર્થની એકકેએક કુમારિકા તરી જાણે છે જેવી ભૃગુની. અને નૌચલનકલામાં પણ કેટલીક હૃષ્ટપુષ્ટ કુમારિકાઓએ તો નૈપુણ્ય પ્રાપ્ત કર્યું છે. હવે કૈં પૂછવુ છે ?'

'હા, અને એમના ભણતરને માટે'

'ઓહો—કેટલીકના તો પિતાઓજ એવા પ્રખર વિવિધશાસ્ત્ર-વ્યુત્પન્ન છે કે તેમના સસ્કારો એક પાઠશાળામાં શિક્ષણ લેનારી કુમારિકાઓ કરતાંય બે ડગલાં આગળ માંડે છે. ટૂંકમાં ભાવિ રાષ્ટ્રની મહાગુજરાતણને શાસ્ત્ર અને શસ્ત્ર ઉભયપક્ષે સજ્જિત રાખવામાં આવી છે—એટલે ભવિષ્યમા ગૃહજીવનમા પડતાં એને શિર ગૃહકાર્યની અણઘડતાનો કે અછકલાપણાનો દોષ ન આરોપાય તેની પ્રથમથી જ સાવચેતી રાખવામાં આવી છે!'

'વારૂ, સૂરિજી માટે તમારો શો અભિપ્રાય છે ?'

'હેમચન્દ્રજી માટે ? એ તો મારા ગુરૂ થાય'

'ત્યારે તો તમે એમને જેટલા ઓળખો તેટલા બીજા કોઈ જ નહી !'

'પણ જૂઓ, આ કિલ્લાનુ દ્વાર આવી પહોંચ્યુ. આપણે એઓ-શ્રીના વિષયમાં એક શુભ દિવસે બેસીને પેટ ભરી વાતો કરીશું—પણ ટૂંકમાં કહું તો, ઓટીએ ધર્મ અને જેની મુઠ્ઠીમાં ગુર્જરરાષ્ટ્ર તેનુ નામ સૂરિજી !'

યોદ્ધાને પોતાના ભાવિજીવનને સમુજ્જવલ અને યશસ્વી બનાવ-નારા આ અણમોલ પ્રસગ માટે અભિમાન થયું.

પાંદડીએ દુર્ગદ્વાર આગળ બેઠેલા સૈનિકને પૂછ્યુ, 'કેમ, દ્વારને તાળું વાસ્યું છે કે? ઉઘાડી નાખ!'

'હજુ ઉઘાડવાની વાર છે.'

'પણ હું કહું છું ને કે ઉઘાડી નાખ.'

'પણ તમારૂ સાંભળે છે કયો સાલો?'

પાંદડી પાસે ગઈ અને સૈનિકની કાનપટ્ટી પકડી ઊંચકયો અને કહ્યું, 'કેમ, ચરબી ચઢી છે?'

'કો—કો—કોણ? પા—પા..' સૈનિક ધ્રૂજવા લાગ્યો

'હા, પાંદડીબા.'

પાંદડીને સામાન્ય જનતા જુદાજ સ્વરૂપમાં પિછાનતી હતી કારણ તે આખો દિવસ કૈં ને કૈં કામમાં અહીંથી તહીં ને તહીથી અહીં રખડયાજ કરતી. સ્તંભતીર્થનો એકકે યુવક એવો નહીં હોય જેની સાથે પાંદડીએ વાતચીતનો આનદ ન લૂંટયો હોય! તે કેટલીક વખત તો પોતાના ફુરસદના સમયમાં 'કુકકુટદલ'ના કુમારિકાસમાજમાં ઇશ્કીટટ્ટુ યુવકોને નિમત્રણ આપતી—અને ત્યાં તેની બેફામ મશ્કરી કરાવી તેને ધૂળથીય હલકો કરી નાંખતી. તેને લોકો રગીલી ધારતા પણ કેટલાય ખૂબસુરતીનો ખજાનો ગણાતા યુવકોને એવી તો રંગતાળી આપીને એ છટકી જતી કે તેનાં વસ્ત્રો કોઈ પણ હિસાબે અરંજિત—વિશુદ્ધ રહેતાં.

સૈનિકે પાંદડીનુ નામ સાભળતાંજ વગર આનાકાનીએ દ્વાર ઉઘાડી આપ્યુ અને બન્ને મહાગુજરાતીઓ સમુદ્રકાઠે ચાલી નીકળ્યા.

---

# પ્રકરણ ૯ મું

## જલ-મિલન

જલમાં એક નાવડી જલદેવીનુ ગીત ગાતી અને નર્તતી જણાતી હતી અને જરાક દૂર એ ચાર જહાજ ઊભેલાં દૃષ્ટિગોચર થતાં'તાં

પાંદડીએ જહાજના ટંડેલને પાસે જઈ પૂછ્યુ, 'આ જહાજ ક્યારે ઊપડશે?'

'કોણ છો ? ક્યાં જશો ?' ટંડેલે પ્રશ્ન કર્યો.

'જોતો નથી એક મરદ ને એક બાયડી છે તે?' પાંદડીએ સેજ ઠાવકું મોઢું રાખી ટંડેલનો ઠઠ્ઠો કર્યો

'ના, ના બા! એ તો મે સેજ પૂછ્યુ તેમાં આપ ચીડાઈ શુ જતા હશો?'

વચ્ચેજ ચોઢ્ઢો બોલી ઊઠ્યો 'પાદડી, આપણે જહાજ બા'જમાં નથી જવુ. એક નાવડું લઈ લે-મને સરસ હંકારતાં આવડે છે.'

'અને મનેય આવડે છે તો ચાલો, એમ કરીએ.' ટંડેલને કાને 'પાંદડી' નામ પડતાજ તેણે કાલાવાલા કરવા માંડ્યા, 'બા તમે તો નગરશેઠના દીકરી!—ચાલો—બેસી જાવ—અમારે તમારી પાસેથી બદામે લેવી હરામ છે!'

'એ ભાઈ, હવે બીજી કોઈકવાર બેસાડજે—આજે તો અમે આ નાવડીમાજ જઇશુ.'

'પણ બા, સમુંદરના માજાળ પાનીમાં નાવડીનો ભરૂસો નહીં હોં!'

'અરે, તને એકલાનેજ શું તરતા અને હલેસા મારતાં આવડે છે?'

'ના, બા, એવુ ની!–પન આ તો ઊધે વ્હેને જવાનું ઓશે તો બડી હરકત થશે.'

''જરા વધારે હલેસાં મારી લઈશું? કેમ, તમે ટાપસી કાં નથી પૂરતા વાતમાં?'

'હા, તમે કહ્યું એ મેંજ કહ્યું સમજો ને!'

'અલ્યા, ત્યારે એકાદ નાવડી આપશે કે? તને એનો બદલો મળશે અને નાવડી ત્રણચાર દિવસે પાછી ફરશે.'

'અરે બા, લઇ જાવ–તમને કોને ના કીધી જે? ને બદલો તો જોઇશે ની!'

'ના, એ વાત ન ચાલે. કોઈની પાસે કશુ ય મફત ન લેવુ વેઠ ન કરાવવી એવો અમારે નિયમ છે.'

'સારુ, સારુ અમણે તો લઇ જાવ–પછે લાવો પાછી, તારે બદલાની વાત કેઇ રેશે. લ્યો, આ નાવડી ને આ અલ્લેસાં' એમ કહી ટંડેલે એક નાવડી પાંદડીને સુપ્રત કરી.

એમને જોઇતું'તુ તેમ જ થયું. નાવડીમાં ઉભય બેઠા અને સહકારથી હલેસાં મારી જોતજોતામાં તો ક્યાંયની ક્યાય હંકારી મૂકી. મધ્યાહ્ન થયો, સાયંકાલ પડી અને જલ કાપતા કાપતાં રાત પણ પડી ગઈ.

રાત્રિ કાજળ શા અંધકારે લીપી હતી. ચંદ્ર ઘનખંડોમાં છુપાઈ ગયો હતો. અન્યોન્યના મુખ આછાં જણાતાં હતા. અને તે અંધારામાં તારક શી ચળકતી ચોખ્ખાની શ્યામ કીકીઓ તરફ ટીકીને પાંદડીએ વાત શરૂ કરી 'તમારું નામ શું?'

'બાહુશ્રી'

'નામ ઘણું જ સુંદર છે.'

બાહુશ્રીની આંખોમાં તેજ આવ્યાં ને ઓસર્યાં, અને તમારૂં નામ તો પાંદડી એજ ને? ભૂલ તો મારી નથી થતીને?'

'ભૂલ તો તમે ય કરશો અને હું ય કરીશ તેથી કૈં તમારૂ કે મારૂ મૂલ્ય ઘટવાનુ છે?'

'ત્યારે શું તમારૂ નામ પાંદડી કહેવામાં મારી ભૂલ થાય છે?'

'ના, ના પાદડીમાં ભૂલ નથી પણ તમારૂ ..મા'

'તમારૂમાં ભૂલ છે? તુ કહેશો તો ચાલશે!'

બાહુશ્રી જેવો વીરપુરુષ 'તુ' સંબોધનની રજા મળે અને વગર આનાકાનીએ તે શુભ પળોનો સદુપયોગ ન કરી લે એટલો બધો અરસિક નરોતો કૈં!

'ત્યારે હવે મારે તમને આજથી તું કહેવુ એમજ ને?'

'બાલા કહેશો તો ચાલશે.....'

'પણ તમે બાલા જેવાં લાગતાં નથી.'

'જુઓ, તુ કહેવાનુ રહી ગયુ–ભૂલી ગયા!'

'મને તો તું એક નવયૌવના–યુધ્ધદેવી જેવી લાગે છે.'

'બાહુશ્રી! ટૂંકમાં તુ ને હુ ગુણાવગુણમાં સમાન છીએ'

'પણ તે તો નહી પરણવાનો નિશ્ચય કર્યો છે ખરૂ ને?'

'અરે, પરણ્યા પછી પ્રેમ કરવામા જે મીઠાશ રહેલી છે તેવી મને તો બીજા કશાયમા જણાતી નથી!'

'તો ધારૂ છું હજુ લાયક મૂરતિયો નહીં ભેટયો હોય?'

પાદડી આ પ્રશ્નના ઉત્તરમા અવાક બની નીચુ જોઇ રહી. અને બાહુશ્રીએ ફરી પૂછ્યુ, 'વિધિએ તમારે લાયક મૂરતિયો જ નથી ઘડયો–એમ તો આપનુ કહેવું નથી ને?'

છેવટે પાંદડીએ ઓઠ ફફડાવ્યા, 'એ તો બધુ વિધિને પૂછે જણાય! પણ વારૂ, તમને શૂરસિંહ કયાં મળ્યા'તા?'

'નર્મદાતટે.' માનુનીએ કરેલા માનભંગનો ભાવ છન્ન રાખી ગોપ્ધો બોલ્યો.

'શુ તેઓ ભુજકચ્છના દંડનાયકને મળવા જતા'તા ?'

'તે તો મને ખબર નથી—કારણ મે ઘણુ એમને પૂછ્યું જેના જવાબમા એમણે ફક્ત એટલુ જ કહ્યુ હતુ કે હુ મહાગુજરાતની સેવા કરવા જન્મભૂમિ સ્તભતીર્થનો પરિત્યાગ કરી નીસર્યો છુ—પણ સ્તભ-તીર્થ તરફ મારૂ હૃદય હજુય એકજ વ્યક્તિને ખાતર આકર્ષાયા કરે છે. માટે જો આપ તે કાર્ય કરો તો મને શાતિ વળે !'

'એક વ્યક્તિમાં હું !—બીજુ કોણ વળી ?'

'હા શૂરસિંહે પણ એજ કહ્યુ કે પાંદડીને માટે મારૂ હૃદય વ્યથાથી વલોવાઇ રહ્યુ છે અને તેય તે દેશદ્રોહી કૂતરાઓના પઝામા કદાપી ફસી પડે તેટલાજ માટે '

'બીજુ કે કહેતા'તા મારે વિષે ?'

'તમારા શતમુખે તેઓ વખાણ કરતા હતા, અને કહેતા'તા કે બાહુશ્રી ! પાંદડીને જોશો ત્યારે તમારો ગર્વ ગળી જશે !'

'શી બાબતમા ?'

'ટૂંકમાં સર્વ બાબતમા '

'પણ તમને એમ લાગ્યુ ?'

પાંદડીના આ પ્રશ્નથી ચતુર બાહુશ્રીએ જોયુ કે તે પોતાના વખાણ સાભળવાને અત્યુત્સુક બની ગઇ છે, એમાં બાહુશ્રીને સરવા-ળે ફાયદો લાગ્યો—એટલે તેણેય તેમ કરવામાં ને કહેવામાં કચાશ ન રાખવી એમ મન સાથે દૃઢ નિશ્ચય કર્યો અને બોલવા માડયુ. 'પાંદડી, તારાં જ વખાણ તારે મોઢે કરવા એ તને નીચી પાડવા જેવુ ગણાય, છતાય મને તારા પ્રથમ દર્શને તારામા જે ગુણદર્શન થયુ છે તે કહ્યા વિના મારાથી રહેવાતું નથી. ગુજરાતને આંગણે જો સ્ત્રીસમાજને કોઇએ પણ શૌર્યપાઠ ભણાવવામાં પહેલ કરી હોય તો તે તુ છે.—અને હજૂય ભવિષ્યમા તારા શુભ હસ્તે ગુર્જરરાષ્ટ્રનાં શાં શાં શ્રેયપગરણો મંડાશે તે કલ્પી નથી શકતો તારા જેવી વીરાગનાને અકે રમાડવાને ધારણ કરવા માટે જન્મભૂમિ જનની ગુર્જરી ગર્વ લે છે '

પાદડી બાહુશ્રીના મુખે પોતાના ભારોભાર વખાણ શ્રવણ કરી ધરાઇ ગઈ એટલે તેણે વચમાં જ કહ્યુ, હવે કોઇ કવિરાજને માટે કાવ્યગૂંફન કરવા થોડીક સ્ત્રીપ્રશંસાની સામગ્રી રહેવા દો!–વારૂ તો અત્યારે ગુજરાતનુ અશ્રેય વાંછનાર કયી કયી વ્યક્તિઓ છે.'

'એક તો અજય અને બીજો ચાહડ.'

'તો આપણે અજય જેવા કટ્ટા શત્રુને આમ ખંભાતમાં છૂટો મૂકી આવવામા ને આમ નિશ્ચિંતપણે કાયરની માફક પલાયન કરી જવામા ભૂલ નથી કરી?'

'ના, જરા ય નહી,'

'કેવી રીતે? સમજાવો જોઉ.'

'આપણી પાસે અત્યારે સંધબળ નથી, તેમ અમારૂ કુકકુટદલ નહોતુ ?'

'એ ત્રણ હઝાર તીરંદાજ ભીલ્લસૈન્યની સામે શું તમારૂ ત્રણસો ચારસો યુવતીઓનુ દલ ટકી શકે? તમે લોકોએ ભીલ્લોનુ શરસંધાનનું કૌશલ્ય જોયુ છે?'

'હા, અમારા દલને પણ મે એક ભીલ્લનાયક પાસે જ બાણ-વિદ્યાનુ શિક્ષણ અપાવ્યું છે'

'છતાં ય ભીલ્લ જાતિના સ્વભાવજન્ય કૌશલ્યને તમે નહી જ પહોંચી શકો! તમારી એક વીસ–બાવીસ વર્ષની યુવતી અને ભીલ્લનો એક દશ વર્ષનો બાલક બને સરખાં કહીએ તો ચાલે!'

'વારૂ, તો અત્યારે આપણે ક્યા જઈશું?'

'ભૃગુકચ્છ.'

'ત્યા જઇ શું કરવુ? દંડનાયકની મદદ માગીશું?'

'ના, ત્યા કુમાર કીર્તિપાળ પાટણથી આવી પહોચ્યા હશે, તેમનો યુદ્ધમાં સાથ કરી પાછા ખંભાત કરીશુ. હું ધારૂ છુ કે, શૂરસિંહ પણ આપણને ત્યાં ભરૂચમા ભેટી જાય એ બનવાજોગ છે,'

'તમો કહો છો એમ પણ કદાચ બને–એ તો મસ્તરામ છે. આજે ભરૂચ તો કાલે પાટણ! એમનું કે જ ઠેકાણુ નહી! એમને

આખો દિવસ લટાર મારવાની–રખડયા કરવાની બહુ જ ટેવ છે. વારૂ, ચાહડને તમે કોઈ દિ મળ્યા છો?'

'એક વખત નર્મદાના માળાળ જલમાં મળ્યો છું. દંડનાયકે મને એને પકડવા મોકલ્યો હતો–પણ મગરના પંઝામાં એનો પગ સપડાઇ ગયો એટલે એને પકડવાને બદલે મદદ કરવાનુ મારે શિરે ધર્મસંકટ આવી પડયુ'

'પછી તમે એને બચાવ્યો?'

'હા, એને જીવતો છોડી દીધો.'

'એવા દેશદ્રોહીને?'

'હા, એણે ગુજરાતનો સદાને માટે પરિત્યાગ કરવાનું મને વચન આપ્યુ'તુ.'

'રાજ્યનીતિમા એવાં વચન કરતાં મને તો તલ્વારથી ઉત્તર આપવો વધારે યોગ્ય જણાય છે.'

'પણ નિઃશસ્ત્ર હતો!'

'એક તલ્વાર આણી આપવી'તી!'

'પણ મગરથી ઘવાયલો હતો—નિર્બળ હતો—નિ:શસ્ત્ર અને નિર્બળની સાથે દ્વન્દ્વયુદ્ધ કરવાની યુદ્ધશાસ્ત્ર મના કરે છે. દ્વન્દ્વ તો સમાન સાથેજ હોય– આવી સ્થિતિમા મારે તેને જતો કરવો પડયો. પણ જરાય ગભરાવાનુ કારણ નથી'

'તમને ખાત્રી છે કે તેણે ગુજરાત છોડયુ છે?'

'તે તો હુ કેમ કહી શકુ? પરંતુ શરીરસ્વાસ્થ્ય પ્રાપ્ત થયેથી તેણે તેમ કરવાનુ મને વચન આપ્યુ છે.'

'અને તે ગુજરાતમા હોય તો અજયને સાથ નહીં આપે એમ તમે માનો છો?'

'અજયને વિષે એના અભિપ્રાયો બદલાઈ ગયા છે.'

'છતાં બાહુશ્રી! દેશદ્રોહી કયી પળે પલટાઈ જશે તે કહીજ ન શકાય!'

'પણ નચિંત થાવ એ ગુજરાતમાં નથી.'

'હમણા કહો છો કે કહી ન શકાય—ફરી કહો છો ગુજરાતમાંજ નથી—આમા સત્ય શું ?'

'બન્ને સત્ય છે.' બાહુશ્રીએ પોતાના સ્વાર્થને ખાતર ખંધાઇથી આબડ મ્હેતા જેવા રાજનીતિજ્ઞને અને યુદ્ધકુમારને હાથતાળી આપી હતી—અને ચાહડને જતો કર્યો'તો એ વાત પાંદડીથી છૂપાવી.

ચાહડમંત્રીના મિલને બાહુશ્રીના મનમા એક મહત્ત્વાકાંક્ષાનું બીજ રોપ્યુ હતું જેને વૃક્ષરૂપે પ્રકટાવવાની તે બાજી રમી રહ્યો હતો.

પાંદડીએ પૂછ્યુ, 'પણ કેવી રીતે ?'

'સારો થયો હશે તો ગુજરાત છોડયુ હશે. અને ખંભાત તરફ આવતાં આવતાં હું એની સ્થળે સ્થળે તપાસ કરતો આવ્યો છું પણ એનો મને પત્તો નથી લાગ્યો પણ.....' એક કૌતુક સાભળ્યુ છે. બાહુશ્રી વિચારમાં પડી ગયો.

'તે શું વળી ?'

'કે નર્મદાને સામે કાંઠે એક કુટિર છે તેમાં હમણાં એક મહંત આવ્યા છે—લોકો કહે છે બહુ સિદ્ધપુરૂષ છે.'

'તમે ગયા'તા ?'

'હા—ચાર કલાક બેઠો પણ દર્શનજ ન થયાં. લોકોએ કહ્યું એ તો, લોકો તેમને બહુ પજવે છે-એટલે વખત છે રાતોરાત પલાયન કરી ગયા હશે'

'એટલે મને મહંત પર ' શક જાય છે!'

'તમને કોણ લાગે છે ?'

'કાં તો રેવાપાલ, કા તો ચાહડ રેવાપાલ તો નહી પણ ચાહડ છદ્મવેશમા ગુજરાતની હીલચાલ જોવા ભરાઈ રહ્યો હોય એ બનવાજોગ છે. ચાહડને મે જીવતદાન આપ્યુ છે પણ ગુજરાતનુ અશ્રેય કરવા નહીજ ! તો ચાલ, ભૃગુકચ્છને બદલે પહેલાં ત્યાં જઇએ.'

'વારૂ, લાવો. હુ જરા હલેસાં મારૂ !'

'ના, કૈં એવી જરૂર નથી. મને બહુ સારી રીતે આવડે છે.'

'પણ એકલા હલેસા મારતા મારતા તમારા હાથ રહી જશે.'

'તું મારી ચિંતા ન કરીશ!'

'પણ મારા હૃદયે એ કામ આજથીજ ઉપાડી લીધુ છે.'

'વારૂ, પણ તુ હવે સુખેથી જરા નિદ્રા કાઢી લે.'

'તમને જોયા ત્યારથી મારી તો ઊંઘજ ઊડી ગઈ છે.'

'અને તને મે જ્યારથી જોઈ છે—ત્યારથી મારા તો ભૂખ–તરસ ને થાક કોણ જાણે કયાય નાસી ગયા છે.'

'તમે તો બહુ મીઠ્ઠા બોલા છો.'

'મારી તો જીભમાં અમી હશે પણ તારી તો આંખડી અમીથી ભરી છે ( અને તારી કાયા અમૃતે) બાકી બ્રહ્માએ જાણે દેખીતો પક્ષપાતજ કર્યો હોય એમ લાગે છે—માટે તુ ઊંઘી જા!'

'અરે, પણ આમ તમારૂ બોલ્યુ તમેજ કયાં ફોક કરો છો? એક પક્ષે કહો છો કે તારી કાયા અમૃતે ઘડી છે અને બીજે પક્ષે અમૃત કાયાને નિંદર લેવાનુ કહી રહ્યા છો'

'પાંદડી, વારૂ, તને ફાવે તેમ કર—પણ એક વાત પૂછુ કે શૂરસિંહ ને તારે કેવી રીતે પરિચય થયો? અને શૂરસિંહ તો શ્યામસિંહ કિલ્લેદારનો દીકરોજ કની?'

'તમારો ને મારો પરિચય કેવી રીતે થયો?'

'ઓચિંતો જ!'

'પણ તમે ખંભાત કેમ આવ્યા'તા?'

'રખડવા.'

'અરે, ફોગટ રખડવા આવો એવા કાચા નથી તો! કૈંક સ્વાર્થસર આવ્યા હશો! મને તો તમારા ઉપર વિશ્વાસ નથી ચોટતો!' પાંદડીએ બાહુશ્રીના હૃદયસાગરમા ઊંડે ડૂબકી મારવાનો પ્રયાસ કર્યો.

'જો એમજ હોય તો તો આપણે અત્યારથીજ છૂટાં પડી જઈએ એ તારે ને મારે બન્નેને માટે વધારે શ્રેયસ્કર છે, શું સમજી? વારૂ,

તુ આ હોડી હંકારી જા !'

'અને તમે ?'

'હુ નદીમાં કૂદી પડું છુ.'

'તો મને શુ તરતાં નથી આવડતુ ?'

'તેમાં શુ થઈ ગયુ ?—પણ—'

'પણ શું ?'

'પણ કોણ કોને તારશે ?—એ સમસ્યા હજુય અણજાણી પડી રહી છે.'

'તમે મને ને હુ તમને.'

'પણ વિશ્વાસ—પ્રકાશ વિના ઘોર અંધારું ને.

'વારૂ, તો ધરો કે મે તમારામાં વિશ્વાસ વેર્યો, તો પછી તમે મને . આ ભવ—'

'સાગરથી તારીશ ! શિરને સાટે !'

ધીમે ધીમે ગીચ અધકારમા પાદડી બાહુશ્રીની પાસે આવી તેના શરીરની અડોઅડ બેઠી અને પોતાનો હાથ બાહુશ્રીની હલેસાવાળી મુઠ્ઠીભર મૂકી કંપિત સ્વરે બોલી, 'મારા બાહુશ્રી ! વ્હાલા બાહુ...!' તે વધુ આગળ કૈંજ ન બોલી શકી તેને રોમાંચ થઈ આવ્યા—શરીરે શીત શીત વળી ગયાં !

બાહુ–શ્રી ને એક યૌવનાના કોમળ કરસ્પર્શે પાગલ પ્રેમીજન બનાવ્યો. પાદડીના કેવલ કરસ્પર્શે બાહુશ્રીના આખા અંગમાં એક ધ્રુજારી વછૂટી અને તેની વજ્રમુષ્ટિ ઢીલી પડી ગઇ તેથી પ્રેમસામ્રાજ્ય સર કરવાને અધીરા બનેલા હાથમાથી હોડી હંકારવાનુ નિર્જીવ હલેસું અગાધ જળમા સરી પડયુ અને પોતાના હસ્તરૂપી સજીવન હલેસાંથી એક સજીવન સુદરીને તેણે પોતાના તરફ ખેંચી લઈ સહસા પોતાના હૃદયસાગર પર હીંચોળવા માંડી.

પણ બીજી જ પળે રણવીરે તેને પોતાની બાથમાથી છૂટી કરી અને સહસા બોલી ઊઠયો, 'પણ તેં તારા પ્રિયજનને દગો દીધો છે !'

પાંદડી કૈંજ ન બોલી.

પાંદડીના હૃદયમા તોફાન જાગ્યુ.

'તું બોલતી કેમ નથી?'

તું મને કેવોક ધારે છે? હુ વિલાસી નથી. વિપથગામી તો સ્વપ્ને ય નથી.'

પાદડીએ ઊચું જોયુ અને એક વાક્ય પરાણે બોલી, 'હુ ય વિલાસી કે વિપથગામી નથી.'

'પણ તે બીજી ભૂલ કરી છે!'

'અને તમો, ભૂલ કર્યા પછી–ભૂલોની પરંપરા ગણાવવા બેઠા છો?'

'પણ હજુ આપણે બચી શકીએ એમ છે, તેથી જ જેમ જેમ યાદ આવતુ જાય છે તેમ તેમ કહુ છુ કે આપણે એકમેકમાં પૂરેપૂરા લપસી પડીએ તે પહેલા અન્યોઅન્યની ભૂલોથી માહિત થઈ જઈએ તો વખતે બચી પણ જઈએ!'

'પણ અન્યોન્યની ભૂલોથી જ અન્યોન્યને યથાર્થ સમજી શકાય છે તો ભલે તેમ બનો–તેમાં વાંધો શો છે?'

'વાધો એક જ કે હુ બ્રાહ્મણ છુ.'

'અને હુ ય બ્રાહ્મણ છુ!'

'ના, તુ જૂઠુ બોલે છે'

'તુ તો ખભાતના કસ્તુરચદની દીકરી.'

'એ તો જગજાહેર વાત છે'

'તો પછી તારી જાતને બ્રાહ્મણ કેવી રીતે ગણાવે છે?'

'શૂરસિંહે મને એક દિવસ કહ્યુ'તુ.'

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામા ચદ્રના ઝાખા અજવાળામા એક તરાપો આવી ધીમી ગતિએ જતી નાવડીને અથડાયો અને બને ચમક્યા.

'પાદડી! પાંદડી–જો-જો'

'મને બીક લાગે છે. મને બીક લાગે છે એમ કહેતી કહેતી પાદડી બાહુઓની સોડમાં લપાઈ ગઈ.

'પાંદડી !–પણ આ તો દેવોનાયક જણાય છે!'

'પણ આ તરાપા પર ફાસીના માંચડા જેવું શું છે ?'

'દેવાનાયકને કોઈએ ફાસી દીધી છે.'

પાદડીએ એક આરામનો શ્વાસ મૂકી બાહુશ્રીની છાતીમાં છુપાવેલું માથુ હીંમતથી ઊચક્યુ અને દેવાનાયક તરફ ટીકી ટીકીને જોવા લાગી અને બોલી ઊઠી, 'ખરૂં છે !–ચાલો, એક પાટણનો શત્રુ પતી ગયો. હવે જ અજયનું બલ વિછિન્ન થઈ જશે. પણ જોયુ એના ગળામાં એક પાટિયુ બાંધ્યુ છે અને તે ઉપર કૈંક લખ્યું છે '

'હા--હા......'તાકી તાકીને વાચી જોવાનો બાહુશ્રીએ પ્રયાસ કર્યો અને અંતે બોલ્યો, 'મહાગુજરાતના ઉન્નતિમાર્ગમાં આડે આવનાર દેશદ્રોહી કંટકોની મહાકુમાર કીર્તિપાલ આ દશા કરશે--માટે સવેલાસર એવા દેશદ્રોહીઓએ દરિયામાં ડૂબી મરવુ કાં તો મહાગુજરાત છોડી પ્રાણરક્ષાને ખાતર પલાયન કરી જવુ શ્રેયસ્કર છે.'

'ત્યારે તો મહાકુમાર પણ આ તરફ આવતા જ હશે ?'

'જરૂર હવે અજય ઢીલો પડશે.'

તરાપો આગળ વહી ગયો.

'વારૂ, પણ હવે મને થોડીકવાર હલેસાં આપો !'

'હમણાં નહી. તુ હવે જરા ઊઘી જા.'

'તમને જોયા ત્યારે મારી ઊંઘ ઊડી ગઈ'તી પણ આ દેવાને ફાસીને લાકડે લટકતો જોયો ત્યારે ગયેલી ઊંઘ પાછી આવી અને અને મે જોરથી મારી આંખો મીચી દીધો'તી–તમે જો સાથે ન હોત તો જરૂર હું ચમકીને હોડીમાથી ઉથલી જ પડી હોત' આમ બોલી પાદડીએ બાહુશ્રીના ખોળામા માથુ ઢાળી દીધુ અને તેની અંધારામા ટમટમતી આખો તરફ તાકીને જોતા કહ્યું, 'મને વ્હાલા ! તમારી અધારામાં ચમકતી આખોમા તોફાન દેખાય છે !'

'અને મારી પાંદડીની મસ્ત આખોમાં મને પ્રેમનાં અનંત ને અણમોલ રત્નો દેખાય છે.'

'તો ડૂબકી મારીને તે લઈ લ્યો ને !'

'પણ તારી રજા વિના તે લેવાનો મને લેશમાત્ર અધિકાર નથી!' એમ કહી અધીર પ્રેમીજને આજ્ઞાની રાહ જોયા વિના જ પોતાની જંઘા પર સૂતેલી–સુંદર પાંદડીના ધવલ મુખચંદ્રને ચૂમવાને પોતાનું મસ્તક નમાવ્યું અને સહસા જ મદમત્ત બનેલા પાગલ યુગલને–હતાં ન હતાં કરવાને–ધીમી ગતિએ જતી નાવડીની સાથે–પૂરજોસમાં સામે વ્હેણે ધસમસી આવતું એક વિશાળ જહાજ અથડાયું

જે પ્રચંડ જહાજ તેમની નાવડીને ઊંધી વાળી પસાર થઈ ગયું.

અને જલસમાધિ લેતા લેતાં–

'પાંદડી !'

'વ્હાલા !'

એમ અન્યોન્યને સંબોધી પ્રેમીજન એકમેકને ભયથી–અને આશાનિરાશાથી ભેટી પડયા.

---

# પ્રકરણ ૧૦ મું

## બે સેનાપતિ

સાક્ષાત સાગરસુતા શી પાદડીને જલદેવે પોતાના રત્નાગારમાં બોલાવી લીધી તે સમયે-તેજ ભયંકર પળોએ સ્તંભતીર્થની બહારના સમુદ્રના ઉપકંઠે ઊભેલા એક અતિ પ્રાચીન અને દેવી કામાક્ષીના ગીચ તરુઘટાથી છવાયલા જીર્ણમંદિરના મધ્યભાગે આવેલા વિશાળ ચોકમાં આપણું 'કુકકુટદલ' પેલા દગલબાજ, દેશદ્રોહી નગરશેઠ અને અન્ય મળતિયાઓની મદદથી-અજયપાળના કાલે પ્રભાતે થનાર રાજ્યાભિષેકમાં કેવી રીતે આડખીલી નાખવી તે બાબત મંત્રણા ચલાવી રહ્યું હતું.

દેવીમંદિરના સમવેત કુમારીસમાજમાંથી એક વીશ વર્ષની યુવતી ઊભી થઈ તેને 'તેમજ અન્ય સમવેત સમાજમાંથી કોઈને પણ પહેલી દૃષ્ટિએ 'કુમારી' સંબોધન કરી શકાય કે કેમ તે એક વાંધા પડતી વાત હતી. કારણ કોઈના પોશાકપરિધાનમાં સ્ત્રીત્વનો લેશમાત્ર આભાસ નહોતો થતો. સાફા, સુરવાળ અને ટૂંકા ચૂસ્ત પાયજામાથી તથા કમ્મરપટાથી તેમજ કમ્મરપટામાં સજેલા તલવાર આદિ શસ્ત્રાસ્ત્રથી તેમની સર્વની અંગાકૃતિ એક નવજુવાનને શરમાવે તેવી લાગતી હતી

જેમની દાઢિયો છેદી નાખેલ છે તેવા નાની ડીંટિયોવાળા પ્રફુલ્લ કમલની પીઠ જેવા ઉપસેલા-નાના નાના કંદુકયુગ્મ શા બે સ્તનોથી જ કેવલ તેમની અંગનાકૃતિ ઉઘાડી પડી જતી હતી પણ દયાની

દેવીઓના હૈયાંઓ આજે સ્વદેશસેવાના મહાયજ્ઞનો કૂંડ બન્યાં છે, તેમની રૂધિરધમનીઓમા જોશથી અને હોંશથી ધસમસી રહેલી રૂધિરની ધારાઓ ઊકળી રહી છે અને તલવારની ધારથી છેડાઇ બહાર પડવા– મુક્તધારાઓમાં વ્હેવા તલપાપડ થઈ રહી છે;

ટ્રકડીના સરદારે ઊભા થઈ કહ્યુ, 'હવે વાદવિવાદ બંધ કરો.'

સર્વત્ર શાતિ છવાઈ ગઈ.

સરદારે બોલવા માંડયુ, 'મહાગુજરાતણો! જો તમારામાં શૌર્ય હોય, ખમીર હોય તો કાલનો અજયપાળના રાજ્યાભિષેકનો દારૂણ પ્રસગ ઉલ્લંઘી જજો, ઉથલાવી નાંખજો અને સારાય મહાગુજરાતને સંદેશ પાઠવજો કે હજુ ય ગુજરાતણ, ગૌરવથી પોતાનુ મસ્તક, સોમનાથના શિખરસમુ ઉન્નત રાખવાને સમર્થ છે. આજે ગુજરાતને નમાલી જનેતાઓની જરૂર નથી. ગુજરાતને તો જરૂર છે નરસિંહપ્રસૂતા નારીસિંહણોની–કપરા કસોટીકાલે રણમા માથુ કપાવે એવી રણચંડીઓની. ભારતના સનાતન સ્ત્રીરત્નો કોણ કહે છે નમાલા હતાં? તો કેવાં હતાં?–

* રસના રસિક રસમાહી રસબસ બની,
જીવન–ઉલ્લાસનાં ઉચિત મૂલ્ય આકતા.
નરને અમિત નૂર પાઈ શણગારતા,
મણિ ને મુદ્રિકા મળી ગૃહને ઉજાળતા.
ક્રાન્તિ કાલ શાન્તિથી ન દમ્પતિ વીતાડતા,
દમ્પતિ મળીને દેશઋણને પતાવતા.
શસ્ત્રથી સજ્જિત નર, શાસ્ત્રે વ્યવસ્થિત ઘર,
શાસ્ત્ર, શસ્ત્ર કાલોચિત વાવરી બતાવતા.
કાલની વીરાંગનાઓ સસ્કાર શૃગાર ધરી,
પુરુષમાં પ્રાણ પૂરી સંસાર ઉજાળતી!
સહધર્મચારિણીનું આચરણે ધન્ય નામ,

* મનહર.

સુખ–દુઃખમાં પ્રમુખ ઝીલે તાતી તલ્વાર!
ચારુતા ને ચાતુર્યતા, ચિત્તે પ્રીત–નવનીત–
—ભરીભરી નરી રૂપ–પ્રતિમાની ઘડનાર!
જીવન–કાનન ઘન! તેમા કામિના કોયલ–
–કાલુ, મીઠું ગાઈ મન–મંદિર ગજાવનાર!
સચિવ સમાન ઘરરખ્ખુ ગુણીયણ ગોરી,
મુનિ, ધૂનિ, ગુણીના સંસારની શૃંગારનાર!
રાજ ને સ્વરાજ ને અરાજબીજ રોપનાર!
સંસાર–સામ્રાજ્યના સિતારની બજાવનાર!
નિત્ય નિત્ય વિધવિધ સુરભિત સંગીતથી
નૃ, કુલમણિને નાચ નચવતી એકધાર!
મત્ત તેં તરુણિ! કર્યો પ્રેમનો વારૂણી પાઈ,
વિષયી વિષય–વિષે હણી હર્યો ભૂમિભાર!
પ્રેમદા ને ક્ષેમદા સ્વમોક્ષદાતા માતા ગણી–
‘બુદ્ધ’ ને ‘શંકર’ ધર્મવીર તર્યા ભવપાર!
શક્તિ રગે, પ્રેમ દગે, સેવા શ્યામા ઉરે ઝગે,
તારનાર જમાનો જુવાનો કરી ઈકતાર!
જીવનવસંત તણી રૂપરાણિ! રસરાણિ!
કંઈ કંઈ રસરાજના કર્યા છે તે ઉદ્ધાર!

—ગુજરાતણો! આ હતી ભારતવર્ષની વીરાંગનાઓ’. ..’

સરદાર પોતાનું પ્રવચન સંપૂર્ણ કરે તે પહેલા તો ‘કુક્કુટદલ’ના એક સૈનિકે મંદિરના ચોકમાં ત્વરિત ગતિએ પ્રવેશ કર્યો અને ત્વરિત સામરિક અભિવાદન કરી કહ્યું, ‘આપણુ ‘કુક્કુટદલ’ મંદિરમા સલામત નથી. મંદિરની બહાર અજયપાળના સૈનિકોએ મંદિરને ઘેરી લીધુ છે અને એક તોપ ગોઠવી આખા મંદિરને તોપને ગોળે ઉડાવી દેવાની તૈયારી થઇ રહી છે માટે નાસો.’

સૈનિકે પોતાનુ વક્તવ્ય પૂર્ણ કર્યુ કે તરત જ સરદારે કહ્યું.

'સર્વે મારી પાછળ જલદી ચાલો, આવો! આપણે કાલપઝામાંથી છટકી જઇએ !'

સરદારે ચાલવા માંડયું અને સમગ્ર 'કુકકુટદલે' તેનું દ્વિગુણિત-ગતિએ અનુસરણ કર્યું. જોતજોતામા તો સમગ્ર કુમારિકાસૈનિકસમાજ મંદિરના કોઇક ગુપ્ત માર્ગે ક્યાંય અદશ્ય થઇ ગયો અને મંદિરની બહાર તોપનો નિનાદ થયો. મંદિરના ભૂક્કેભૂક્કા ઊડી ગયા

અજયપાળનો પાઠવેલો ગર્વિષ્ઠ અને મૂર્ખ સેનાનાયક સમજ્યો કે મંદિરના પાષાણખંડોની નીચે કચડાઈ, છુંદાઇને કુકકુટદલની સત્યાનાશની પાટી વળી ગઇ.

વખત છે સેનાનાયક એવુ સમજવા સરખી મૂર્ખામી ન કરત પરંતુ સરદારના હુકમને અનુસરી અદશ્ય થઈ જતા બ્હારના સૈનિકોને ભૂલથાપ આપવાને કુકકુટદલે ગુપ્ત માર્ગની નીચેથી ભયંકર કાળજા કંપાવે એવી ચિચિયારીઓ કરી હતી—જે કિકિયારીઓ બ્હારના સૈન્યના સેનાનાયકે પોતાના વિજયની અને 'કુકકુટદલ'ના વિનાશની છેલ્લી ગર્જના માની લીધી હતી.

બેચાર સૈનિકોને મંદિરમા ડોકિયુ કરી આવવાની સરદારે આજ્ઞા કરી તે પણ જેવુ સરદારે બ્હારોબ્હાર ડોકિયુ કર્યું તેવુ જ ઊડતુ નિરીક્ષણ કરી પાછા ફર્યા અને સૈનિકના ફૂલણજી સ્વભાવ મુજબ જવાબ આપ્યો, 'જી બધુ સફાચટ મેદાન.'

સરદારે મૂછોને વળ ચઢાવતા પૂછ્યુ, 'બરાબર જોયુ છે ને ?'

'જી, મંદિરનો એક કાંકરો પણ જીવતો રહેવા નથી પામ્યો.'

'અને 'કુકડીઓ' તો મંદિરના મોટા મોટા પત્થરાઓની નીચે દબાઈને છુંદાઇ ગઇ હશે!'

'અરે, તમે પણ એકાદનુ માથું બાથુ જોયુ કે નહીં ?'

'અરે, સેનાપતિજી! એમનુ—કુકડીઓનું માથુ આવડુ!—નાની સક્કરટેટી જેવડુ......' એમ કહી બે હાથ પહોળા કરી અભિનયથી પત્થરની લંબાઇ બતાવતાં આગળ હાકયુ, 'અને પત્થર આવડા આવડા!'

'અને ટાંટિયો બાંટિયો કોઈનો–જરાકે દેખાયો કે નહીં ?'

'અરે, સેનાપતિજી! સક્કરટેટી જેવડું માથું જ ન જણાયું પછી ત્યાં પડોળા જેવડા પાતળાપુણી ટાંટિયાના તે શા હિસાબ? ટાંટિયા તો પથરા પડતાંની સાથે જ પીસાઈ ગયા હશે.'

સરદારે ફરી એકવાર બીજી બાજુની મૂછને જરા વધારે જોરથી આમળ ચઢાવતાં કહ્યું, 'ઠીક ઠીક તો ચાલો, અજયપાળ મહારાજને આપણા વિજયનું સૂચન કરવાને–રણશીંગડું ફૂંકો અને કૂચ કરો.'

એક અગ્ર ભાગે ઊભેલા તૂરીબાજે બિષાણુ નાદ કર્યો અને અજય-પાળ મહારાજનું દલબલ પોલા વિજય સાથે શહેરમાં પાછું ફર્યું. સૈન્ય આવી, સ્વર્ગસ્થ કિલ્લેદાર શ્યામસિંહની હવેલી આગળથી પસાર થઈ ગયુ અને સૈન્યાધ્યક્ષે થોડેક દૂર જઈ, એક મેદાનમાં ઊભા રહી સૈન્યની છેલ્લી સલામી લઈ તેને વિદાય કરી દીધુ અને પછી પોતે એકલો જ કિલ્લેદારની હવેલી તરફ પાછો ફર્યો અને ડહેલીએ સશસ્ત્ર પહેરો ભરતા રક્ષકને મહારાજને ઉપર જઈ સંદેશો પાઠવ્યો. 'જા, મહારાજને ખબર આપ કે સેનાપતિજી આપને મળવા માગે છે.'

પહેરેગીર મહારાજને ખબર આપવા જ ન ગયો ને બ્હારોબ્હારાજ જવાબ આપ્યો, 'મહારાજને અત્યારે નહીં મળાય, કેમ કે મહારાજ તો નિદ્રાધીન થઇ ગયા છે.'

સૈનિકે જરાક મશ્કરી કરી, 'કાલે સવારે તો કાંટાનો મુગટ પહેરવો છે ને અત્યારે નચિંત ઊંઘી રહ્યા છે? હં, રાજા થવાના લખ્ખણ તો જૂઓ? આ અમને અડધી રાતે દાતરડાં બધાવી શું લણવા મોકલ્યા'તા ત્યારે? હં! રાજાધિરાજ પોઢી ગયા છે–અને તે ય હાર-જીતને સાંભળવાની પરવા કર્યા વગર! એવી જો પહેલેથી જ બંદાને ખબર હોત તો, જે બે બાપનો હોત તે લડવા જાત–અને જો જાત –તો એકાદ બે ને, આપણી પણ કરી લેતો આવત. પણ હત્તેરી કી! હત્ત...તેરીકી! બંદાને પહેલેથી આ મોંકાણની ખબર નહી ને? પણ શ્યામસિંહ!–'

પહેરેગીર જો વચ્ચે ના બોલ્યો હોત તો આ ગાંડા સેનાપતિનું સંભાષણ હજુ ય લાંબૂ લસરક થાત. એને લોકો ગાંડો જ કહે છે.

'પણ તમે આ બધુ કોને સંભળાવો છો?'

'વળી કોને કેમ? તને?'

'એ કરતાં મહારાજને જ જઇને સંભળાવો ને કે કૈં શિરપાવ-શણગાર મળે.'

'હવે તને કહીએ છીએ ત્યારે વળી તુ મહારાજની વાત વચમાં લાવે છે, તો વળી શું? વાત કહુ તે જરા સાંભળ!'

'તારા જેવા ઉલ્લુને સેનાપતિ જ કોણે બનાવ્યો?'

સેનાપતિએ વધારે પાસે જઈ અંધારામાં ઊભેલા દ્વારપાળનુ મોઢું જોયુ ને બોલ્યો, 'કોણ? શ્યામસિંહ કે? મારા બાપાએ મહેરબાની ન કરી હોત તો બચ્ચાજી! કિલ્લેદાર કેમ થયા હોત તે બતાવત!'

'સેનાપતિજી! શ્યામસિંહના ભૂતની સાથે મસાણમાં જઈ વાત કરજો–જાવ, અહીથી સીદ્ધા ઘર તરફનો રસ્તો માપો, નહીંતર ધડ પર માથું હાલી ઊઠશે'

'હત્તેરીકી! એ પણ સાવ ભૂલી ગયો!' આંખો ફરી બીજીવાર ચોળી અને ધારીધારીને પહેરેગીર તરફ જોઈ બોલ્યો, 'અલ્યા ભૂલ્યો! ભૂલ્યો! આ તો ગેમલસિંહ!' નામ કહી હથેળીથી મોઢું વગાડી આગળ બોલ્યો, 'શિવ! શિવ! ગેમલસિંહ! મિત્રધર્મ ના ભૂલીશ. અને મહારાજને માટે જે કૈં આ ભૂલકણો લવી ગયો તે મહારાજને કાને ન જાય એ સંભાળજે.'

'પણ મને તો એમજ થાય છે કે–કે.' તને આટલી ઊંચી સેનાપતિની જોખમદારી જ કોણે આપી?'

'તુ ને હુ બન્ને પહેરેગીર હતા. તુ શ્યામસિંહનો અને હુ ખંભાતના સૂબાનો. શ્યામસિંહ પણ એક વખતનો પહેરેગીર તારા મારા જેવો જ! એ તો સૂબાની મહેરબાની ઊતરે નહિ ને શ્યામસિંહ

કિલ્લેદાર બને નહિ અને તે પણ મારા બાપાની સિફારસથી ! શું ?'

'શું શુંનાં બચ્ચાં ને મેથીનો વઘાર ! કેમ તારે હવે અહીંથી ટળવું છે કે નહીં ? ગાંડા ! નહીતર...'

એમ કહી ગેમલે સેનાપતિને ખભે હાથ મૂકી તલ્વાર ઉગામી.

'અહૂહૂહૂ ! ભાઈ–ગે–ગે–ગેમલ !' કહી ગેમલે જોરથી પંઝામાથી પકડી રાખેલો સેનાપતિએ પોતાનો ખભો છોડાવવાનો પ્રયાસ કર્યો અને ફરી બબડવા લાગ્યો. 'ગેમલ ! મારા મગજની સ્થિતિ તું જાણે તો છે ! આ યુદ્ધમાં તોપના અસખ્ય અવાજ સાંભળી મારુ મગજ બ્હેર મારી ગયુ છે !'

'તો જખ મારવા સેનાપતિ થયો ?'

'અને તેથી હું વારવાર ભૂતકાલ ભૂલી જાઉ છુ !'

'વારૂ, વારૂ તારો ભૂતકાલ ગૂંજામાં રાખ. મને તારા ઉપર એવી ચીઢ ચઢી છે કે તને જીવતો કાપી નાખુ. પણ તારા જેવા ગાંડાને... ..'

'હા–હા બરાબર છે–બરાબર ગાડાને ન મારવો જોઈએ !'

'જોયું ને મોત આવ્યું ત્યારે મારો વ્હાલો કેવો ડાહ્યો ડમરો થઈ જઈ કાલાવાલા કરે છે ? વારૂ, સાંભળ !'

'તુ દેશદ્રોહી છે !'

'હું ?'

'હા–તુ ! તારો બાપ નહી !'

'પણ કોણ કહે છે ?'

'તારાં કામો !'

'તો મારે હવે બીજાં ક્યાં કામો કરવાં ?'

'પણ તું ગયો'તો ક્યાં ?'

'કુકડીઓને તોપને ગોળે ઉડાવવા !'

'કોના કહેવાથી ?'

'મહારાજના.'

'ગુજરાતના મહારાજા કોણ છે તે જાણે છે, મૂરખા ?'

'અજયપાળ મહારાજ.'

'તને મૂરખા અને ગાંડાને સેનાપતિ બનાવ્યો એટલે ?'

'તો તુ સેનાપતિ બન !'

'મારે તમારા અજયના સેનાપતિ નથી બનવુ, હુ તો કુમારપાળ મહારાજનો સેવક બનીશ.'

'તો ગુજરાતના મહારાજા કુમારપાલ અહીંઆં કેમ નથી આવતા ?'

'તમારા જેવા ગાડાના પાપે–તારા જેવા દેશદ્રોહીના કરમે !'

'તો હવે મારે દેશસેવક કેવી રીતે બનવું ?'

'ચાલ, મારી સાથે હુ... ' ગેમલ પોતાનું વાકય પૂર્ણ કરે તે પહેલા તો દ્વારની સામેની દિશામાંથી–દૂરથી એક સનનન કરતુ તીર આવ્યુ અને તેની છાતી વીધી નાંખી.

'ઉહ–ઉહ !' કહેતાં મકાનની ફરસબધી પર ગેમલ ધબ દઇને પછડાઈ પડ્યો અને ગતપ્રાણુ થયો કે તરતજ ભયગ્રસ્ત ગાંડા સેનાપતિએ હવેલીના પ્રચંડ દ્વાર ફટોફટ વાસી દીધા અને અદર ભરાઈ બેઠો.

અદર બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો, 'દેશસેવક કેવી રીતે થવુ ?'

'તેનુ દિલ ધબકતુ હતુ. સૈન્ય સમુદાયમાં તો ગાંડો–શેર બનતો પણુ એકલો પડતાજ બકરી બે' !

એને થયુ, 'કાલે સવારે મહારાજે સૈન્યથી હવેલીની બ્હારથી રક્ષા કરવાનુ કહ્યું છે તેનુ કેમ કરવુ ?'

વળી થયુ, 'પણ આ તીર કયાંથી આવ્યુ ?–અને હવે–અત્યારે–અધારે બ્હારજ કેમ નીકળાય ! એ તો જે થાય તે સવારે, સવાર થશે કે બારણું ઉઘાડીને પોબારા–પણ અત્યારે ? અત્યારે તો અગિયારા કે બારાએ નહીં. ઉહું ! અત્યારે તો ઊંઘી જવામાં જ

માલ છે. પણ આ ગેમલ બિચારો !–પણ હું શું કરું ? મને જવા દીધો હોત !–અરે, મહારાજ જ હોત તો આ તીરના–તલ્વારથી આમ એ ટુકડા.' આમ અસંખ્ય ગાડાયેલા તરંગો કરતાં ગાડો સેનાપતિ ઊંઘી ગયો–પણ ઊંઘતા પહેલાં ગાડો–ગાડો ય ઊભો થઇ ત્રણ ત્રણ વખત બારણાંનાં સાંકળ–આગળા તપાસી આવ્યો.

એક સેનાપતિ હવેલીના બારણાં વાસી અંદર ભરાઈ ગયો.

બીજો સેનાપતિ હવેલીને ઘેરો ઘાલી પ્રભાતમા કેમ સર કરવી તેના વિચારો કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૧ મું

### ભસ્માવશેષમાં શેષ

જે સમયે કામાક્ષીદેવીના મંદિરને તોપને ગોલે ઉડાવનાર આપણો ગાંડો સેનાપતિ કિલ્લેદારની હવેલીના દ્વાર વાસી માંહ્ય ભરાઇ બેઠો હતો તેજ સમયે આગના ભોગ થઈ ચૂકેલા નગરશેઠના ભસ્માવશેષ મહાલયના ખંડિયેરના કોઈ ઉંડાણમા 'કુકકુટદલ'ના પ્રાણભા સરદારે પોતાના મંડળને એકઠા થવાની અને તેની રાહ જોવાની સૂચના આપી દીધી હતી.

પ્રાણભાએ કિલ્લેદારની હવેલીના દ્વારનુ કડું ખખડાવ્યુ.

અંદરથી ધ્રૂજતો અવાજ આવ્યો, 'હુ સવારે તમારે શરણે થઈશ પણ . ...'

'સવારે શરણે થજે કે સ્વર્ગે જજે તેની મારે પંચાત નથી પણ... .'

અંદરથી વચ્ચેજ જવાબ આવ્યો, 'પણ સવારે જરૂર! અત્યારે એવી તો ગુલાબી ઊંઘ આવે છે કે–કે.. . '

કે–કે રહેવા દે અને જો જીવતા રહેવુ હોય તો હું પૂછું તેનો સાચેસાચો જવાબ આપી દે!'

'મને લોકો ગાંડો સરદાર કહે છે!'

'પણ મને તમારા સરખો આખા ખંભાતમાં એકકે ડાહ્યો માણસ જડતો નથી. '

'ભાઈ, તમને નવગજના નમસ્કાર કરૂં છું.'

'નવ કર કે નેવું કર, પણ મને એક પ્રશ્નનો જો સાચ્ચો જવાબ પ્રભુને માથે રાખીને આપી દે તો હું હમણાં જ અહીંથી ચાલ્યો જઈશ.'

'ભાઈ ગાંડો માણસ જૂઠ્ઠુ બોલવા જાય તો યે ભૂલથી તેનાથી સાચું બોલાઈ જાય છે.'

'વારૂ તમને ખબર છે કે અમારૂં સારૂંય દલબલ તમારા જેવા ઊડબક અને ઉતાવળિયા સેનાપતિના તોપના ગોલે ઊડી ગયું છે?'

અંદરથી ના કે હાં કશીય પ્રત્યુત્તર ન મળ્યો.

પ્રાણુભા સમજ્યો ને કહ્યુ, સારી રીતે સમજી શકું છું કે વીરપુરુષો પોતાના વીરત્વની પોતાને મુખે કદી પણ પ્રશંસા કરતા નથી. હશે–પણ હું પૂછું છું કે આ હવેલીમાં કોણ કોણ છે?'

'આ હવેલી તો કિલ્લેદારની છે અને કિલ્લેદાર મરી ગયા છે.'

'પણ અત્યારે કોણ છે અંદર?'

'અત્યારે?–અત્યારે તો આ સેવક અને તેનો મરી ગયેલો ભાઈબંધ ગેમલ!'

'અરે, હૈયાફૂટા! ઉપર જઈને જોઈ આવ!'

'અત્યારે બાપજી! મારાથી ઉપરે નહીં જવાય ને હવેલી બ્હાર પણ નહીં નીકળાય!' કેમ અજયપાળ મહારાજ મને જીવતો મારી નાંખે બાપ!'

'ત્યારે અજયપાળ મહારાજ અહીંઆં છે, ખરૂં?'

'નગરશેઠનુ મકાન બળી ગયુ એટલે બીજે જાય જ કયા?'

'અને હશે!'

પ્રાણુભાને જે બાતમી જોઈતી'તી તે ગાંડાના મુખમાંથી અનાયાસે જ આપોઆપ નીકળી પડી એટલે તેણે વધારે પૂછપરછ ન કરતાં ચાલવા માંડયુ. અને નગરશેઠના ખંડિયેર મકાનના ઉંડાણમાં એક ટોળી કૈંક ગુપ્ત વાર્તાલાપ કરી રહી છે ત્યાં સરદાર પ્રાણુભાએ પ્રવેશ કર્યો.

એક જણે પૂછ્યું, 'કેમ, શી ખબર છે?'

સરદારે જવાબ વાળ્યો, 'ખબર શી વળી!–ફતેહના ડંકા!'

'અજયપાળજી અને પેલો દેશદ્રોહી પણ કિલ્લેદારની હવેલીમાં જ છે ત્યારે?'

'કોણ પેલો ગાંડો?

'ગાંડો તો અંદરજ ભરાઈ બેઠો છે–પણ હું નિશાન ચૂકી ગઇ. હા, પણ બિચારો નિર્દોષ અને સાચો દેશસેવક પેલો ગેમલ માર્યો ગયો

'અરર, બહુ ખોટું થયું?' 'પણ આપણે શું કરીએ? એ તો પાપડી ભેગી ઇયેળ બફાઈ જાય! શું કામ એવા હરામખોર, નીચ, દેશદ્રોહીઓના પક્ષમા ભળ્યો?'

'વારૂ હવે આપણે પ્રભાતમા 'લાવલશ્કર સાથે હવેલીને ઘેરો!'

'પણ પ્રભાતમાં તો રાજ્યાભિષેક થવાનો એ શું ખરી વાત?'

'ખરી નહી તો?–બધા લાવલશ્કર સાથે રાજ્યાભિષેકની સાધનસામગ્રી સાથે એ બાયલો અંદર ભરાઈ બેઠો છે!'

'વારૂ, પણ બધી ખબર પડી છતાં રાજ્યાભિષેક કરનાર રાજ-પુરોહિત કોણ છે તેની ખબર ન પડી!'

'મને ખબર છે, આપણા શહેરનો પેલો લોભિયો બામણ હશે' એમ કહી સરદાર હસી પડયો

'આ પેલો–ચાર બદામ દખણા મળવાની હોય તો ચાર કોશ ચાલી નાખે એસ્નો પેલો ભદલ મહારાજ?'

'હા ચોંટિયાચોર–ભદલમહારાજ!'

'ના એવા અભણનો તે આવા અભિષેકના કાર્યમા કોણ ભાવ પૂછે? તમે કપર્દીનુ નામ સાભળ્યુ છે?'

'હા, એ તો બહુ વિદ્વાન છે. એ જ અજયપાળને પાટણમાથી નાશી છૂટવાને સમયે ઉદયનનુ ખૂન કરવામા મદદે બહાર પડયો હતો.

પણ ઉદયન તો જીવે છે!'

'હા...એને બદલે એનો એક નોકર શેઠની ગેરહાજરીમાં

મશરૂની તળાઇ તકિયાની મોજ માણવા પલગમાં પોઢયો'તો તે બિચારો વઢાઈ ગયો અને મંત્રીજી તો તેજ રાત્રે ગજેન્દ્ર સામંતથી છૂટા પડી મહારાજના મહાલયે રાજ્ય બાબતની થનારી મત્રણામાં ભાગ લેવા ગયા હતા એટલે મંત્રીજી તો બચી જ ગયા?'

'હા–પણ અજયપાળ અણિશુદ્ધ નાસી ગયો અને કપર્દી નાસતાં નાસતા રજનીચરોના પંજામા સપડાઈ ગયો પણ મહારાજના રાજ્યાભિષેક કાલે એને એના ગુન્હાની માફી મળી હતી–છતાં સત્તાલોભી–મૂર્ખ–એ કપર્દી ફરી પાછો આ કાવત્રામા ભળ્યો છે '

કુકકુટદલના માણસો કૈંક ઉંડા વિચારમાં ગરક થઈ એકમેકની સામુ જોઈ રહ્યા'તા, એટલામાં અતરિક્ષથી અવતરતો હોય એવો એક ક્ષીણ અવાજ આવ્યો, 'અને તમે?'

સરદાર સહ સર્વ જણની નઝર જે દિશામાંથી અવાજ આવ્યો તે તરફ બોલનાર વ્યક્તિની શોધ કરવા વળી.'

અને સરદારે ગર્જના કરી, 'કોણ?' ભૂતલ કક્ષના ઉંડાણમાં જેનો પડઘો પડયો

સામો જવાબ આવ્યો, 'હુ આવુ છું.'

ફરી સરદાર ગર્જ્યો, 'પણ કોણ છે?'

જવાબ આવ્યો, 'પણ હું આવુ છું' થોડીકવાર થઈને 'ઉંહ! ઉહ' કરી વિચિત્રતાભર્યું અતરિક્ષમાથી કાળજું કોરી નાખતુ આર્ત્તનાદી રૂદન સાભળવા માડયુ!

વળી પાછુ રૂદન અટકયુ ને અટ્ટહાસ્ય શરૂ થયુ. જેનો ચતુર્દિકમાં પડઘો પડયો. તરતજ ટુકડીનો સરદાર ઊઠયો અને સ્કધપર લટકતાં કામઠાં પર હાથ નાંખી બોલ્યો, 'જે હોય તે સાવધાન!'

સરદારે જે દિશામાં શરસધાન કરી છોડયુ તેનાથી ઊંધીજ દિશામાંથી એક વ્યક્તિએ આવી તેને ખભે હાથ મૂકયો અને પ્રાણભા સહજ ચોકયો ને પાછળ ફરી જોયુ.

તે વ્યક્તિ પોતાના માંસવિહોણા હાડપિંજરને પૃથ્વી પર મહા-

યત્ને ઊભા રહેવા ટેકણી રાખતી હોય તેવુ જણાતું હતુ. ખંડિયેરના આછા પ્રકાશયુક્ત ભગ્નાવશેષ લક્કડ-પત્થરના પુંજની મધ્યમાં તે આકૃતિ શાકિણી કે જીવત ડાકિણી જેવી જણાતી હતી.

સરદારે હીંમતથી પૂછ્યુ, 'તું કોણ છુ ?'

'તું તે હું છું !'

અરે જ્યાંથી આવી હોય ત્યાં ચાલી જા ! તારી ભૂતાવળમાંથી ભૂલી તો નથી પડીને ?'

'હું ? હું ?' બોલી તેણે અટ્ટહાસ્ય કર્યું.

'હા-તુ-ડાકણુ ! જીવતી ! જાય છે કે નહી ? એમ કહી ધક્કો મારી કાઢવાને સરદારે તેનો ખભો પકડયો ને તેણે એક કારમી ચીસ પાડી કહ્યું, 'મને દુઃખીને મારશો ના !'

'તારે લક્ષ્મી જોઇએ છે ?'

'મારી લક્ષ્મી તો કયારનીય લુંટાઇ ગઈ છે પણ . ...'

'પણ પણ શું કરે છે ? કહેવું હોય તે ઝટ કહી નાખ !'

'કહેવાનુ તો મારે ઘણુંય છે પણ મને હાફ ચઢી જાય છે બોલતા બોલતામાં !'

'વારૂ, પણ તારૂ નામ તો કહે ?' મારૂ નામ પ્રાણકોર. આ હાડપિંજરને તું ન ઓળખે, પણ હુ તમને બધાને ઓળખુ છું.'

'બરાબર છે, ડાકિણી ત્રિકાલદર્શી હોય છે.'

'અરે, પ્રાણુ ! તુ કોને ડાકિની કહે છે ?'

'આ સામે ઊભેલા હાડપિંજરને !'

'આ હાડપિંજર કોનુ છે તે ખબર છે ?'

'ના, જાણવાની મારે જરૂર નથી, ને ફુરસદે નથી '

'પણ મારે તો કહેવુ જોઇએ કે આ હાડપિંજર પાદડીની બા-સૌભાગ્યનુ છે.'

'પાંદડીની બા ? અરે એ તો કે-દા'ડાના મરી ગયા છે '

'પાણુ ! પ્રાણુ ! હજુ આ દુઃખિણીના ભાગ્યમાં મોત નથી

લખાયું. પાંદડીની મા નથી મરી ગઈ એ નિશ્ચય માની લેજે.'

'પણ માનવા જેવું હોય તો ને!'

'પાંદડી કોની દીકરી તે તુ જાણે છે ને?'

'વળી કસ્તુરચંદ નગરશેઠની'

'નગરશેઠની વહુનુ નામ જાણે છે?'

'હા, મોંઘીબા.'

'મોંઘીબાને છોકરા કેટલાં?'

'છોકરામાં કે છોકરીમાં જે ગણો તે પાદડી!'

'પ્રાણુ! હુ આ જે વખતની વાત કરૂં છુ તે વારે તમે બધાં ધૂળમાં રમવાં જેવડા હતા–તું નગરશેઠને ત્યાં રમવા આવતી'તી.'

'વારૂ, પછી?'

'તુ શૂરસિહને ઓળખે કે?'

'શ્યામસિંહ કિલ્લેદારનો દીકરો!'

વાર્તાલાપના અધવચમાં જ હાડપિંજરની આંખોએ અંધારા આવ્યા ને 'ઓહ–પ્રાણુ! ઓહ!' કહી ધબ દેતું કે તે જમીન પર પછડાઈ પડયું ને બધા અસ્વસ્થ બની ગયા. સરદાર જમીન પર બેસી ગયો અને હવે તેને કૈંક ખાત્રી થઈ કે જેને પોતે ડાકિની માને છે તે ડાકિની યા તો શાકિની નથી પણ કોઈક દુખિણી છે.

'પ્રાણુ! પ્રાણુ! .....' મંદ સ્વરે હાડપિંજરે પ્રાણુના નામનો પોકાર કર્યો

'સૌભાગ્યબા!–શું છે?' 'સૌભાગ્ય' શબ્દના મધુર અવાજે મૃત્યુના મુખમાં હોમાતાં હાડપિંજરમાં પ્રાણ ફૂંક્યો.

'મારી પાંદડી–મારી પાંદડી!–બેટા!'

'પાંદડી હમણાં આવશે'

'ના–નહીં આવે–નહી આ ..!'

'આવશે, જરૂર આવશે.'

'ના–ના–આવે! ના, આવે–મને સ્વપ્નુ આવ્યુ કે મારી

પાંદડી......રી......' આમ કરી સૌભાગ્યે રડવા માડયું.

'સૌભાગ્ય ! રડો ના–પાંદડી જીવે છે–પાંદડીને મરતાં હજુ બહુ વાર છે!'

'પણ તમે નગરશેઠને મારવાના ?'

'ના–નહીં મારીએ.'

'ના–ના એ કૂતરાના કટકેકટકા કરી નાખજો તમારી તલ્વારના અણિયાથી એના શરીરને કોરી કોરી–ને ચાયણી કરી નાંખજો. જો તમે ખરેખરા મરદ હો તો બધાને જીવતા જવા દેજો પણ નગરશેઠને ના છોડશો.'

'જરૂર–જરૂર એમ જ થશે.'

'પણ મને તેનું માથું મળવું જોઈએ.'

'કોનું'

'એ દેશદ્રોહી નગરશેઠનુ ?'

'એણે તમારૂં શું બગાડયુ છે ?'

'એણે મારૂં જીવન લૂટયુ છે! પણ–પણ એનું–મા–મા..!' સૌભાગ્ય આગળ કંઈ જ ન બોલી શકી.

પ્રભાત થયું ને મૃતદેહની વ્યવસ્થા કરીને ટુકડીએ આગળ કૂચ કરી.



## પ્રકરણ ૧૨ મું

### પટપરિવર્તન

રતભતીર્થના કિલ્લામાં અંધકારણે અજયપાળ પોતાની રમતના શેતરંજ પર મ્હોરા ગોઠવી રહ્યો છે.

'કુકકુટદલ' નગરશેઠના ખંડિયેર મકાનમાંથી કિલ્લેદાર શ્યામસિંહની હવેલીને ઘેરો ઘાલવાની અને અણગમતા બની બેઠેલા, રાજા-અજયપાળને પદભ્રષ્ટ કરવાની મહેચ્છા સાથે કૂચ કરવાની તૈયારી કરી રહ્યુ છે.

સરદારે તૂરીબાજને રણયાત્રાનો સંકેત સૂચવતો તૂરીનિનાદ કરવાની આજ્ઞા ફરમાવી. તૂરીવાજકે કૂચસંકેતક નિનાદ કરવાને કમ્મર પર લટકતી તૂરી મુઠ્ઠીમાં પકડી. માત્ર સંકેતની શરૂઆતનો 'તૂ-તૂ' નિનાદ કર્યો, એટલામાં તો સનનન કરતુ સામી દિશામાંથી એક તીર આવ્યુ અને તેની મુઠ્ઠીને વિંધી નાંખી લોહીલુહાણ કરી નાંખી સર્વત્ર દલમા એક કોલાહલ મચી રહ્યો તીરને છેડે એક ચીઠ્ઠી બાંધી હતી, જેના પર સરદારની નજર પડી. સરદારે કલબલથી તૂરીબાજની મુઠ્ઠીમાં ખૂંપી ગયેલું તીર ખેંચી નાખ્યુ અને તેની સારવાર કરવાની આજ્ઞા કરી પોતે ચીઠ્ઠી વાંચવા માડી.

ચીઠ્ઠીમા લખ્યું'તુ, 'કુલદ્રોહી ! દેશદ્રોહી! તારામાં કૈંક ખમીર હોય તો સામનો કરજે! તારો કાકો કીર્તિપાળ આવે છે-પૂંઠ ન બતાવીશ !'

લિખિતંગ, મહાકુમાર કીર્તિપાળ

સરદારે ચીઠ્ઠીની ઘડી કરતાં કરતાં કહ્યું, 'સૈનિકો ! મહાકુમાર કીર્તિપાળ પાટણથી આવી પહોચ્યા હોય એમ આ ચીઠ્ઠી બોલે છે.– ચાલો, ઠીક થયુ–આપણને ઓચિંતીજ ઈશ્વરે મદદ કરી છે.'

એક સૈનિકે પ્રશ્ન કર્યો, 'પણ પ્રાણુભા ! એ ચીઠ્ઠી આ ખડિયેરમા પાડવવાનું કે પ્રયોજન ?'

'પ્રયોજન ? ધારણામાં મહાકુમાર ભૂલ્યા છે. એમણે ધાર્યું હશે કે અજયપાળનો રાજ્યાભિષેક નગરશેઠના જ મકાનમાં થતો હશે અને તેજ હિસાબે દિશા તાકીને આ શરસંધાન કર્યું લાગે છે–પણ ચાલો, જે થયું તે ઠીકજ થયુ છે. આપણે પણ તેમનો ભ્રમ ભાગવાને એક ચીઠ્ઠી પાઠવીએ.–પણ શરસધાન કોણ કરે છે ?'

ટુકડીના નાના વિભાગના એક સરદારે કહ્યુ, 'હું કરીશ આપ ચીઠ્ઠી લખી દો !'

સરદાર પ્રાણુભા ચીઠ્ઠી લખવાના સાધનો શોધવા લાગ્યો. એટલામાં તો ચપળ સૈન્યદલમાંથી એક સરદારના હાથમા બળી ગયેલા ખડિયેર મકાનમાથી એક કોલસાનો કટકો શોધી આપ્યો, બીજાએ પોતાના માથાપગના સફેદ સાફામાંથી ફાડીને એક લાંબો ચીંદરડો આપ્યો. બે સૈનિકોએ જમીન પર કપડાનો ચીંદરડો તાણી ખેંચી રાખ્યો અને સરદારે તે પર કોલસાથી લખ્યુ.

પરમ સન્માનનીય મહાકુમાર કીર્તિપાળદેવ !

આપનુ શરસધાન યથોચિત દિશામાં આવી પહોચ્યુ છે. પરંતુ આપને જે બાતમી મળી છે તે ભ્રાંતિમૂલક છે–માટે નિવેદન કે નગરશેઠનુ મકાન તો આગથી ભસ્મીભૂત થઇ ગયુ છે અને અજયપાળનો રાજ્યાભિષેક તો અત્યારે શ્યામસિંહ કિલ્લેદારની હવેલીએ થઈ રહ્યો છે. કિલ્લેદાર પતી ગયો છે–પણ અજયપાળનુ ભીલ્લસૈન્ય આવી પહોચ્યું છે–અમો હવેલીએ ઘેગો ઘાલવા જઈએ છીએ આપ અમને જલ્દી આવી મદદ કરશો.

અમો છીએ મહાગુજરાતના સમ્રાટ
શ્રી કુમારપાળ મહારાજના સેવકો,
'કુકકુટદલ'ના સૈનિકો

સરદારે ચીટ્ઠી લખી રહ્યા બાદ આખા સૈન્ય સમક્ષ એક વખત વાંચી સંભળાવી અને કહ્યું, 'લે, હીરૂભા! ચઢ પાષાણ સ્તંભની ટોચે અને બરાબર દૂર દષ્ટિ નાંખી જે જહાજ પર કુકકુટધ્વજ ફરકતો જણાય તેને અનુલક્ષીને અચૂક શરસંધાન કર–જો ચૂકે નહી! કારણ વચમાં જ હું ધારૂં છું કે શ્યામસિંહની હવેલી આવે છે તો તેને ચુકાવી તારે શરસંધાન કરવાનું છે તે ભુલાય ના–લે ચીટ્ઠી–જલ્દી ચઢી જા–હનુમાનકૂદકો ભૂલી તો નથી ગયો ને?'

'સાચો સૈનિક ના ભૂલે–લાવો ચીટ્ઠી!' કહી–ચીટ્ઠી લઈ હીરૂભા, બે મળી એક બનેલા પાષાણસ્તંભની કુંભીની ટોચે જઈ ઊભો અને સરદારના આપેલા સર્વ સૂચનને લક્ષમાં રાખી શરસંધાન કર્યું.

હીરૂભાનું અચૂક શરસંધાન કહેતું'તું કે તીર જરૂર મહાકુમારના જહાજમાં પહોંચ્યું હશે, પણ પૂઠ ફરીને હીરૂભા જેવો સ્તંભથી નીચે ઊતરવા જાય છે કે તરતજ સામેથી સનનન કરતું એક શર આવ્યું જેણે તેની પીઠ વીંધી નાખી. શરે હીરૂભા અદ્ધર સ્તંભથી નીચે ફેંકાયો પણ તેનું શરસંધાન નિહાળતા પ્રાણુભાએ તેને તરતજ ઝીલી લીધો નહીંતર એના શરીરના મકાનના બળેલા કાટમાં પછડાઈ જરૂર ભૂકેભૂક્કા થઈ જાત

તૂરીબાજની માફક હીરૂભાને પણ સારવારમાં સોંપવામાં આવ્યો

પ્રાણુભા તરત જ સૈનિકો તરફ જોઈ બોલ્યો, ગભરાવાની જરૂર નથી? મહાકુમારે હીરૂભાને શત્રુ–સૈન્યનિરીક્ષક ધરીને જ વીંધી નાખ્યો છે! મહાકુમાર હો કે ગમે તે હો પરંતુ શરસાધક કોઈક આબાદ છે! અચૂક ધારી જગાએ નિશાન તાકે છે! ચાલો, આપણે હવે વિલંબ કરવાની લેશ માત્ર જરૂર નથી.'

ઘાયલ તૂરીબાજની જગાએ નિયત થયેલા તૂરીબાજે તૂરીનાદ કર્યો અને કુકકુટદલે શ્યામસિંહની હવેલી તરફ કૂચ કરી.

જે સમયે કુકકુટદલ કિલ્લેદારની હવેલી તરફ પ્રયાણ કરી રહ્યું હતું તે સમયે મહાકુમારના જહાજમાં લલિતકુમાર શર પર બાંધેલા

ચીંદરડા પર લખેલી ચીઠ્ઠીમાંનું લખાણુ તેમને સંભળાવી રહ્યો હતો.

ચીઠ્ઠીમાંનું વાચન પૂર્ણ થતાં જ મહાકુમારે લલિતકુમારને પ્રશ્ન પૂછ્યો, 'લલિત, કુકકુટદલ કોણ છે?'

'મહારાજ મને ખબર નથી. પણ લાગે છે તો આપણા તરફનું, કેમકે સમ્રાટના સેવક તરીકે પોતાના દલની પિછાણુ આપી છે એ એમ જ સાબિત કરે છે કે-એ દલ સમ્રાટપક્ષીય હશે!'

'મને પણ એમ જ ભાસે છે.'

'પણ મામા, ત્યારે આપણે એક મોટી ભૂલ કરી, કે આપે જે શરસંધાન કર્યું તે જરૂર એ દલના કોઈક સૈનિકને જ યમાલય બતાવવામાં સહાયભૂત બન્યુ હશે'

'તારૂ અનુમાન યથાર્થ છે-ચાલો, જે થયુ તે ખરૂ. આપણો હેતુ ક્યાં એવો અનર્થી હતો? આપણે તો ધાર્યું'તુ કે પેલા દ્રોહીનો કોઈક માણસ આપણા સૈન્યનુ નિરીક્ષણ કરતો હશે! વારૂ, પણ આપણે હવે શુ કરવુ?'

'કિલ્લાના બધાય દ્વાર બંધ છે એટલે કિલ્લો તોડવા સિવાય મને તો અન્ય માર્ગદર્શન થતુ નથી.'

'કિલ્લો તોડવામા નાહક ખરાબી થશે. પણ યુદ્ધમા તો ખાનાખરાબી જ હોય ને-બીજુ શુ હોય વળી? છતાં આપણી ગોઠવેલી તોપ ફક્ત કિલ્લાના જ દ્વાર તોડશે એની ખાત્રી શી?'

'મને નથી સમજાતુ મામા, કે આપ અત્યારે આવા સવાલ કેમ પૂછી રહ્યા છો? તોપનો ધર્મ જ છે કે એકેક ગોળે લાખ્ખોના પ્રાણ હણવા.'

'તો પછી લલિત! આપણો ધ્યેય કે સ્તંભતીર્થની વફાદાર પ્રજાને અને તેના જાનમાલને નુકશાન કરવાનો નથી-ફક્ત આપણી મદચ્છા તો પેલા દ્રોહીને જીવતો હસ્તગત કરવાની અને તેના મળતિયાઓને પ્રાણદંડની શિક્ષા કરવાની છે-પણ એમ કરતાં એમાં ખંભાતની ગરીબડી-વફાદાર પ્રજા રણયજ્ઞમા હોમાઈ જાય એવુ જરાય હું ઇચ્છતો નથી.'

'પણ મામા! આપણે ક્યાં જાણીબૂઝીને એમ કરવા બેઠા છીએ જે આટલી મોટી વિમાસણમાં પડી ગયા છો. પૃથ્વી પર પ્રલય અવતરે છે ત્યારે પોતાના કાલપંઝામાંથી તારવી તારવીને શું વિનાશ કરે છે?'

'હા, એની તારવણી, કેવલ બુદ્ધિવાદ પર ઝઝૂમી અને ગર્વથી ખોપરીને અદ્ધર ને ઊંચી રાખી ફરતા મૂર્ખ માનવીઓને કદાચ નહીં જણાય કે ન સમજાય તેથી શું?'

'હશે–પણ હવે કૈં કિલ્લામાં પ્રવેશવાનો રસ્તો તો કરવો જ પડશે ને?'

'હા, એક રસ્તો સૂઝે છે. ઉદયન મંત્રીએ મને એક ગુપ્ત માર્ગની માહિતી આપી છે–લલિત! મંત્રી પણ ઠીક તાકડે યાદ આવ્યો. વારૂ, જો કિલ્લાની અડોઅડ જ્યાં સમુદ્રના પાણી જણાય ત્યાં એમણે શોધ કરવા કહ્યું છે.'

'અડોઅડ પાણી તો આ ડાબે હાથે દેખાય, મામા!' લલિતે કોટની ડાબી બાજૂ તરફ તીવ્ર અન્વેષણ કરતી એક તીક્ષ્ણ નજર નાખી અને સહસા આનંદમાં આવી જઈ બોલી ઊઠ્યો, 'મામા! સામે તમને કોટમા કૈં દેખાય છે?'

'ક્યાં?'

'આ પેલાં ઝાખરા ઊગી નીકળ્યા છે તેની સહેજ નીચેના ભાગમા–જોયુ?–જાણે પત્થરમા કડુ જડેલું હોય એવું જણાય છે'

'હા,–જોયુ–કડુ જ છે અને દરિયાના ખારાં પાણીથી જરાક ખવાઈ ગયેલુ હોય એવુ જણાય છે–ચાલ, તો નાવડીમાં આપણે એ જઈ આવીએ ને ખાત્રી કરી લાવીએ.'

મામો ભાણેજ બંને ઈચ્છિનીય દિશા તરફ નાવડીમા પહોચી ગયા અને મહાકુમારના હાથમાંથી હલેસુ લઈ લલિતે જોરથી પત્થરને હડસેલવા માડ્યો સહસા પત્થર કોટની અંદરની બાજૂએ ધસ્યો અને હોડી પણ અદર ધસી ગઈ કારણ, પત્થર ઢાંકણુ ખૂલતા જ

સમુદ્રનું પાણી પણ અંદર વેગથી ધસ્યુ. જો જરાક માથુ ન નમાવી લીધુ હોત તો લલિતનું તાલકુ અંદરની બાજૂએ ધસતા કોરના પત્થરથી રંગાઇ જાત. પત્થરને સૂકાનથી ટેકવી રાખી મહાકુમારે દૂર દૂર સુરંગમાં નજર નાખી અને બોલ્યો, 'લલિત! સામે–ખૂબ લાંબે પ્રકાશ જણાય છે–અને અર્ધ વાસેલુ દ્વાર હોય એવો ભાસ થાય છે.'

'મામા! ભાસ શા માટે! દ્વાર જ છે–અને શરૂઆતના પાણીમાં નહી ડૂબેલાં બે પગથિયાં પણ જણાય છે.'

'તો લલિત, ચાલ ત્યા નાવડી હંકારી લઈ પૂરતી ખાત્રી કરી લઈએ.'

એમ કહી કુમારે પોતાના શસ્ત્રાસ્ત્ર તપાસવા માંડયા અને નાવડીને સુરંગના દ્વાર તરફ હંકારવા માડી. નાવડી દ્વાર પાસે આવી પહોંચી ને કુમારે કહ્યુ, 'લલિતકુમાર! દ્વાર તો ખુલ્લા જ છે–આપણે અંદર જઈએ?'

'મને વાધો નથી!–પણ તમો નાવડીમા જ રહો અને હુ જઈ આવુ તો તમને કઈ વાંધો છે?'

'ના, વાંધો શો એમાં–પણ જો, માર્ગ ક્યાં જાય છે અને ક્યાં નીકળાય છે તેની બરોબર તપાસ કરતો આવજે–જા.'

લલિત નાવડીમાથી ઊતર્યો અને અર્ધ વાસેલા દ્વાર ખોલી અંદર પેઠો અને ચારે બાજૂ એક ઊડતી નજર ફેંકી જોવાના ત્યા જ ઊભા ઊભા કહ્યુ, 'મામા! આ તો કોઈક ખંડિયેર હોય એમ લાગે છે. પણ માર્ગ તો સીધો છે ફક્ત વચ્ચે વચ્ચે મકાનનો આગથી અધૂરો બળી ગયેલો કાટમાલ પડયો છે તે સિવાય બીજી કોઈજ વસ્તુ વિઘ્નકર્તા નિવડે એમ નથી'

'કુમારને પણ ખંડિયેરનુ પ્રત્યક્ષ દર્શન કર્યા વિના દિલમા કરાર ન વળ્યો. એટલે તે પણ નાવડીમાંથી ઊતરી અંદર પેઠા અને લલિતની પાસે આવી કહ્યુ, 'લલિત! ચાલ, જરાક આગળ પગલાં

માંડીએ. જોઈએ તો ખરા કે રસ્તો ખંડિયેર વટાવ્યા બાદ ક્યાં નીકળે છે. કારણ પછી સૈનિકો સાથે આવીએ અને રસ્તો ખોળવામાં સમય ગુમાવીએ એ ન પાલવે-વળી માર્ગની માહિતી મેળવી લઈએ તો પછી ધસારો કરવાનો સુગમ પડે.'

ખંડિયેર વટાવી બન્નેએ આગળ વધી જોયું તો ખંડિયેરમાંથી બ્હાર રસ્તા પર નીકળતાં, નગરપ્રવેશ જ કરાય છે-તદુપરાંત તેમણે બીજી પણ એક વધુ વસ્તુનું નિરીક્ષણ કર્યું કે કોઈક આલીશાન મેહાલીય ભવનને આગ લાગવાના પરિણામે તે ખંડિયેર બન્યું છે.

બન્ને જણા માર્ગની ખાત્રી કરી પાછા ફર્યા અને લલિત બોલ્યો, 'મામા ! ત્યારે હવે આપણે જહાજ પર જઈ આપણું સૈન્ય કટકે કટકે નગરમાં ઘુસાડી દેવાની વ્યવસ્થા કરીએ. કેમ મારો અભિપ્રાય અયોગ્ય તો નથી ને?'

'અભિપ્રાય બીલકુલ યોગ્ય છે. પરંતુ બધુંય સૈન્ય નગરમાં પ્રવેશાવવાની મને તારી કલ્પના અયુક્ત લાગે છે.'

'સમજ્યો, તમે આગળનો વિચાર કરો છો !'

'હા, કારણ જો બધુંય સૈન્ય નગરમાં લઈ જઈએ તો બ્હારના સંરક્ષણાર્થે મોટું મીડું ! મારી તું વ્યૂહ રચના સમજ્યો કે નહીં ?'

'પણ મામા ! તો લશ્કરના વિભાગ જ કરી નાંખીએ તો ! કે આખા સૈન્યને ત્રણ સરખા ભાગમાં વિભક્ત કરી નાખીએ. જેનો એક ભાગ જહાજમાંજ રાખીએ, બીજો વિભાગ રાખીએ સ્તંભતીર્થમાં -નગરમાં ફરતો કે જે અજયપાળના માણસો જો વિફરે તો નિર્દોષ પ્રજાજનની રક્ષા કરી શકે અને છેલ્લો ત્રીજો, પણ સૈન્યસાર આપણી સાથે શ્યામસિંહની હવેલી આગળ થનાર અતિ ભાવિ યુદ્ધ માટે'

'હવે તારી વ્યૂહરચના મને રુચિકર છે પણ જો એક બીજી વાત યાદ આવે છે, કે ભલે આપણું સૈન્ય બહાર અજયના ભીલ્લસૈન્ય જોડે અથડાઅથડી કર્યા કરે પણ આપણે એ તકનો લાગ સાધી મોટો એક લાભ લઈ લેવાનો છે.'

'શો લાભ ?'

'કે કિલ્લેદારની હવેલીમાં આપણે તો ચાલુ યુધ્ધે જ ઘૂસી જવુ જોઈએ, જેથી આપણી હાજરી હોતાં સૈનિકો લડવામાં ઢીલા નહીં પડી જાય.'

અને બહાર એવુ અનિષ્ટ ભાવિને અટકાવવાને આપણે કોઈક કુશળ સૂકાનીના હાથમાં નાવનુ સૂકાન સોપવુ જોઈશે.'

'તેવા તો એ છે સમર–સામંત ?'

હા, એક સૈન્યના મોખરે રહેશે અને બીજો રહેશે મધ્યમાં; એટલે પછી યુદ્ધખેલનમાં સ્ખલન નહી આવે.'

'ચાલુ વાર્તાલાપની વચમાં જ ધનનન કરતો એક અગ્ન્યાસ્ત્રનો અવાજ થયો.

'લલિત! ચાલ હવે અહિ પળભર પણ થોભવાની આવશ્યકતા નથી સાભળ્યો આ તોપનો અવાજ ?'

'સાંભળ્યો ! કૈંક રમખાણ શરૂ થઈ ગયું લાગે છે ને હવે આપણું કર્તવ્ય એ જ કે આપણે વિના વિલબે કટિબદ્ધ થઈ મહા-ગુજરાતને માટે માથાં આપવા તૈયાર થઈ ગયેલી ખંભાતની જનતાને સપૂર્ણ મદદ કરવી જોઈએ ચાલો, જહાજ તરફ નાવડી હંકારી મૂકીએ.'

બન્ને સુરંગની બહાર નીકળ્યા ને નાવડી પૂર વેગથી જહાજ તરફ હંકારી મૂકી. જહાજ પર આવી જોયું તો સૈનિકોમાં પણ કૈંક કોલાહલ મચી રહ્યો હતો કોલાહલમાથી ઓચિંતો સહસ્રમુખેથી હૈયા હચમચાવી નાખતો એક કર્ણકઠોર નિનાદ ગરજી ઊઠયો, 'કુમારપાળ મહારાજની જય ! ગૂર્જરપતિની જય !'

મહાકુમારે જહાજ પર આવતાંજ જહાજના અગ્ર ભાગે ઊભેલા સમરને પ્રશ્ન પૂછ્યો, 'સમર ! આ શા નિમિત્તે જયનાદ થઈ રહ્યા છે.'

'મહાકુમાર ! સૈનિકો લડવાને અધીર બની ગયા છે ને કહે છે

કે તોપનો નગરમા મારો શરૂ થઈ ગયો છે છતા હજુ હમને સમર સ્થલે કેમ લઈ જવામા નથી આવ્યા '

'તેમજ થશે આપણા રણખમીરને તીરની માફક જ હવે છોડી મૂકવાનુ છે-પણ એક શરતે કે આપણી હાર થાય તો મહાકાલિના કંઠની કંકાલમાલા બનવા એકેકએક જણે માથા સમર્પી ખપી જવુ અને જીત થાય તો નગરમાં લૂટ ન કરવી-કારણે પ્રજા પારકી નથી. પરંતુ પાગકો એનો રાજા બની જવા બ્હાર પડ્યો છે એટલે એ અન્યાયી રાજાને શિક્ષા કરવાની છે, જ્યારે ખંભાતની-મહારાજની-પ્રજાનુ તો રક્ષણ જ કરવાનું છે અને તેથે જાનસટે બધાએ આ મારૂ નિવેદન સાભળ્યુ.'

'જી' સહસ્રમુખે સૈન્યમાં જીકાર થયો

'તો સંમતિસૂચક સર્વે પોતાની શમશેરો ઊંચી કરો અને બોલો એકવાર કુમારપાળ મહારાજની જય ! ગૂર્જરેશ્વરની જય !'

સહસ્ર અસિફલકો ઊંચી થઇ જે સૂર્યપ્રકાશથી પ્રતિબિંબિત રક્તિમાને લીધે કાલાનલની સર્વગ્રાહી શિખાજીહ્વાઓ શી ભાસતી હતી.

અને તેમનો જયકાર જાણે જીવનમૃત્યુની ક્ષિતિજે ગાજતો છછેડાઇ, જાગી ઊઠેલા પ્રાણકાલીનો ફૂત્કાર ન હોય તેમ શ્રવણગોચર થતો'તો.

તેમનામા લડવાની તમન્ના સળગી હતી જીવનસમર્પણની ત્યાગહોળી પ્રગટી હતી.

મહાકુમારે સૈન્યના ત્રણ સરખા ભાગ કરી નાંખ્યા અને કહ્યું. 'પ્રથમ ભાગ અમારી સાથે રહેશે અને કિલ્લેદારની હવેલી આગળ થનાર યુદ્ધમા ઝઝુમશે એ સૈન્યના અગ્રભાગે સેનાપતિત્વપદે તમારો પ્યારો યોદ્ધો સમરસિંહ અને મધ્યભાગે રહેશે સામંતસિંહ '

'બાકીના બે ભાગની વ્યવસ્થા કેવી કરવી ?' સમરે પ્રશ્ન કર્યો.

'એક ભાગ જહાજ પર, જેનો સરદાર પાટણથી નિયત કરવામાં આવ્યો છે તેજ કાયમ અને છેલ્લા વિભાગને નગરમાં જવાનુ છે

જ્યા તેમણે પાંચપાચની ટુકડીમા ફરી, આખા નગરની અને નગરજનોની સાવધાનીથી રક્ષા કરવાની છે. અ તમા મે ને લલિતકુમારે આ બધાથી ય એક મહદ્કાર્ય માથે રાખ્યુ છે'

'દેશદ્રોહીઓને યોગ્ય શિક્ષા કરવાનુ ?' સમરે ટહુકો કર્યો

'તું બરાબર અમને સમજ્યો છે—હ્યો, ચાલો, નાવડીઓ તૈયાર કરો કે કૂચ કરીએ.'

'કુમાર ! આપ શોધ કરી આવ્યા તે કિલ્લામા સુર ગ છે.'

'હા, એક ખ ડિયેરમાં થઈ ને નગરમા પ્રવેશ કરાય એવી અને વળી સહીસલામત.'

જોતજોતામાં લશ્કરના ત્રણ વિભાગ થઈ ગયા અને વ્યવસ્થા મુજબ સૈન્ય નાવડીમાં સીચાઈ કિલ્લામાના સુરંગદ્વાર તરફ રવાના થવા માંડયુ. મહાકુમાર અને લલિતની નાવડી સર્વથી અગ્ર ભાગે હંકારાતી હતી અને કયી દિશામાં પ્રયાણ કરવું તેનુ યથાર્થ માર્ગદર્શન કરાવતી હતી. ક્રમાનુક્રમે સૈન્યથી ભરેલી નાવડીઓએ સુરંગમાં પ્રવેશ કર્યો અને ખ ડિયેરમા સર્વેએ અવતરણ કર્યું

મહાકુમારે સમવેત સૈન્યને સ બોધી બોલવા માંડયુ, 'જૂઓ, તમો સર્વે સમ્રાટના આશયને જાણો છો—એટલે યાદ રાખજો કે પ્રજાપીડન લેશમાત્ર પણ ન થવુ જોઇએ તમારે વિન તિથી નગરજનોને દુકાનો બ ધ કરવા કહેવુ અને વધુમા સૂચન કરવુ કે અમોને તમાગ રક્ષણાર્થે જ મહારાજે પાટણથી પાડવ્યા છે—બીજુ—કહેજો કે તમો શૂરવીર પ્રજા છો એ અમો સારી રીતે જાણીએ છીએ તમારા લોકોના જાનમાલની નાહકની ખુવારી ન થાય એવી મહારાજની તીવ્ર અ તરેચ્છા છે માટે પોતપોતાના ભવનમાં સુખે સંચરો—પ્રજાબળના સાથની કે સ્હાયની જરૂર પડશે તો અમો હાકલ દઈશુ ત્યારે આવજો, પણ અત્યારે ગમે તેમ નગરમાં રખડવા રઝળવાનુ બ ધ કરી આપ આપનાં મ દિર તરફ પ્રયાણ કરી જાવ—અમો જીતીએ તો આન દજો અને હારવાની અણી ઉપર દેખો તો સાથ

આપજો-વારૂ, તો હવે નગરસંરક્ષક દલ પ્રયાણ કરે-કૂચ કરતાં કરતાં ચૌટે ને ચોકે મહારાજના સૈનિકો છો એ પ્રજાજાણ થવા બદલ વારંવાર સર્વેએ મહારાજના નામનો જયકાર કરવાની અમારી આજ્ઞા છે-જાઓ, કૂચ કરો.'

નગર સંરક્ષકદલે પ્રયાણ કર્યું અને શ્યામસિંહની હવેલી આગળ બીજીવાર તોપનો અવાજ થયો અને સાથે સાથે અજસ્ર માનવ-કંઠનો કોલાહલ પણ ગાજી ઊઠયો.

સહસા મહાકુમારે કહ્યું, 'ભવાનિ ! તૂર્યનાદ કરો અને નોબત-બાજોને નોબત બજાવવા કહો. ચલો, લાલતકુમાર કૂચની તૈયારી કરો-આપણો વિલંબ ને વાર્તાલાપ ભયંકર છે.'

સમરની સરદારી નીચે સંચાલિત સૈન્ય, જોતજોતામાં કિલ્લેદારની હવેલી તરફ આવી પહોંચ્યુ અને સામે 'કુકકુટદલ' નો સંહાર કરી રહેલા સૈન્યને વધારે શૂર ચઢ્યુ અને તરતજ તોપનો ત્રીજો બ્હાર થયો જેણે સમરના સૈન્યને અસ્તવ્યસ્ત કરી નાખ્યુ પરંતુ મધ્ય ભાગે તીરંદાજોની ટૂકડી પાસે ચાલતા સામંતે તરત કહ્યુ, 'અરે, માર્યા ઠાર !-મોહનભા ! વાઘજી ! નરપતસિંહ ! શું જોઈ રહ્યા છો ?-આ પેલા ગોલંદાજને જ પહેલો તાકો ને વિંધીને હેઠો પટકી નાખો-બીજો આવે તો બીજાને-ત્રીજાને-અને ધસારો કરી એની તોપને હસ્તગત કરી લ્યો-ભલે સો બસોનો ઘાણ નીકળે-હરકત નહીં પણ ગમે તે યત્ને એના તોપના ગોલ બંધ કરો-ધસી જઇ ખીલા ઠોકો ! આપણે કુમાર તરફથી તોપનો મારો નહીં ચલાવવાની જે આજ્ઞા કરવામા આવી છે તેમાં હેતુ છે-ચલો.'

એક પછી એક ક્રમાનુક્રમે સ્થાનભ્રષ્ટનું સ્થાન સાચવવા આવનાર સાત ગોલંદાજોને મહારાજની ટુકડીના તીરંદાજમાં આબાદ બાણા-વલીઓએ તીરથી વિંધીને જમીનપર પટકી પાડયા અને એકધારો ધસારો કરી અંતે તોપને હસ્તગત કરી. તોપ રૂપી એકકે હૂંકારે હઝારોને હચમચાવીને ધરાશાયી કરનાર રાવણને તાબે કરતા જ

યુદ્ધની નીતિ ફેરવાઈ ગઈ. હવે તીરની સામે તીર અને તલ્વારની સામે તલ્વારો અથડાવા લાગી. તોપના ધૂમ્રગોટાથી અને અસખ્ય જનપદના સંચારે ઊડેલી ધૂળના ગોટેગોટથી દિશાઓ છવાઈ ગઇ હતી ને તેમાં સ્થળે સ્થળે વિદ્યત્લેખા શી લાંબી, વાંકી તલ્વારો ચમકતી હતી.

મહાકુમાર અને લલિતે અણચિંતવ્યો સૈન્યમાં પ્રવેશ કર્યો અને વધુ જોમ રેડાયુ—પણ એ બે સુભટ ભડવીર સૈન્યમાં લડવા નહોતા પેઠા. એટલે એ તો જોતજોતામા લડતા યોદ્ધાઓની નજર ચૂકવી શ્યામસિંહની હવેલીમા ઘૂસી ગયા અને વર્તુલાકારે દોડતી સોપાનશ્રેણી ત્વરિત ગતિએ ચઢી જઈ, રાજ્યાભિષેક ભવનમા આવી પહોંચ્યા. ઘડી-ભર થંભ્યા અને કક્ષમા ચાલી રહેલી ક્રિયાનુ ઊડતી નજરે નિરીક્ષણ કરી લીધુ પછી બન્ને આગળ વધ્યા.

અજયપાળને અભિષિક્ત ભૂપાળપદ સમર્પવાને તેને માથે મુકુટ ધરવાની તૈયારી કરતા કપર્દીને અનુલક્ષી અને સબોધી મહાકુમારે ગર્જના કરી, 'સબૂર! બ્રાહ્મણ નથી પણ તુ ચાડાલ છે—નહીતર આવો એવચની નીવડે ?'

'કુમાર !—કુમાર !—' કહી કપર્દી થરથરી ઊઠયો. અને પ્રથમથીજ કુમારપાળ મહારાજની આકૃતિ, મૂર્તિમત દયા કે પ્રેમ શી ભાસતી હતી અને મહાકુમાર કીર્તિપાળ એટલે રૂદ્રાવતાર મહાકાલ

'મહારાજને જો તારી વશ્યા—મતિની માહિતી હોત તો તને આમ જીવતે ન જ ફરવા દેત'

'પણ કુમારશ્રી મને તો નગરશેઠે બોલાવી મંગાવ્યો છે'

'પણ તું આ શું કરી રહ્યો છે?' એમ કહી કુમારે તેની પાસે જઈ એકી ઝડપે તેના હાથમાથી મુકુટ છીનવી લીધો અને કહ્યુ, 'ઊભો રહે બાજૂમા! જો નાઠો તો મરી ગયોજ સમજજે.'

લલિતે વચમા જ કહ્યુ, 'મહાકુમાર ! પણ નગરશેઠ કેમ જણાતા નથી? ક્યા ઘૂસી ગયા?'

સિંહાસનસ્થિત અજયપાળ એકદમ ઊભો થઇ ગયો અને ચારે બાજૂ તેણે પણ ઊડતી નજર નાંખી લીધી તો તેને ખાત્રી થઈ કે આખરે અણીને અવસરે વાણિયો પોબારા ગણી ગયો છે. એટલે તેણે એક હોંકારો કર્યો, 'સાવન્તો ! શું જોઇ રહ્યા છો ? તમારી સામે કોનુ અપમાન થાય છે તે જાણો છો ?'

કુમારે સામો ટહુકો કર્યો, 'હા. જાણે છે હરામખોરનુ, કુલદ્રોહીનું !'

'કીર્તિપાળકાકા ! ચપટીમા ચોળાઇ જશો.'

'તે તો હમણાં જ જણાશે !' એમ કહી કુમાર, અજયની સમક્ષ ધસી આવ્યો

'તમારી ઇચ્છા શી છે ?'

'તારે માથે બળદના શિંગડાં પહેરાવી–એક પાટિયા પર 'દેશ દ્રોહી–કુલદ્રોહી–મહારાજનો ભત્રીજો અજય !' એમ લખી તે તારે ગળે લટકાવી મહાગુજરાતના મહાનગરોના ચોકે ચૌટે ને ચકલે તને ફેરવવાની.'

'કાકા ! આ સારૂ નથી થતુ.'

'તો તેં શું સારૂં કર્યું છે ?'

'તે તમારે જોવાની જરૂર નથી,'

'તો કાઢ તલ્વાર આમ બાયલાની માફક ઊભો છે શું ?'

'મારે કાકાનો '

'જાણ્યો જાણ્યો હવે ધર્મનો અવતાર ! મારે અસખ્ય નિર્દોષ માણસોનો સંહાર નથી કરવો પરતુ મારે તો એ અસંખ્યને આડે ચીલે ચઢાવનાર મૂળને જ છેદી સાફ કરવો છે ! ચાલ, તૈયાર થા !'

'મુકુટ જોઈએ તો લ્યો–તમને માથે પહેરાવુ !'

'મુકુટ નહી, મારે તો તારૂ માથું જોઈએ છે, અને મહારાજની આજ્ઞા તને જીવતો કેદ કરી પાટણમાં હાજર કરવાની છે–પણ મને ખાત્રી છે કે એ વસ્તુ તુ માન્ય કરે એમ નથી એટલે તારૂં કુલદ્રોહીનું માથું લઇ જઈ એમના ચરણોમાં સમર્પીશ ! પણ તને

હુ આજે છોડનાર નથી તારો પેલો સાથીદાર ક્યાં ટળ્યો ?"

'શોધી લ્યો જડે તો !"

'વાણિયાના દીકરાને ગાદી અપાવવા નીકળ્યો હતો પણ અંદરનો સ્વાર્થ પોતાનુ માથુ શણગારવાનો હતો. –બાયલા ! તલ્વાર ખેંચ, તલ્વાર તલ્વાર પણ ફેરવતા આવડે છે કે નહી ?' સભાસદો તરફ જોઇને કુમારે કહ્યું, 'સાવજો ! તમારા રાજાધિરાજને કોઇક તલ્વાર તો કાઢી આપો ! ઊઠો–ઊઠો ! શુ કાળા મોઢા લઈને બેસી રહ્યા છો ? પ્રાણ પ્યારો હોય તો જાવ, જીવતા છોડી દઉ છુ–નાસો ? ભાગો, નહી તર વિલંબ કરવામાં નકામાં માથા ગુમાવશો ! જાણો છો ને કે શિર સલામત તો પગડી બૌતેરી ! જાવ–પાટણ કુમારપાળ મહારાજની સેવામા સિધાવો કે તમારી કૈક કદર થાય ! સેવા કરીએ તો સાધુની અને સાથ કરીએ તો રણકેસરીનો ! આ શૃંગાલ જેવો બાયલો તે રાજા તમે ક્યાંથી શોધી નાંખ્યો ?'

મહાકુમારના અગ્નિઝરતા પ્રવચને દરબારમા દરબારી બની બેઠેલા પ્રત્યેકની મુખમુદ્રા પર શ્યામતા છવાઇ ગઇ અને કેટલાકે તો દરબારી છોડી, ઊઠીને ચાલવા પણ માંડયુ

પણ લલિત ઊભો ઊભો વિચાર કરતો હતો કે કુમારે દર્શાવેલી દયા અફળ નીવડનાર છે. કારણ દરબાર છોડી બ્હાર જશે કે તરતજ આ બધાય સાક્ષાત રણભુમિ પર કસાઈ પડી, મૃત્યુયજની આહૂતિ બનવાને સર્જાયલા છે. એટલેજ તેણે દયા દાખવતા કુમારને જરાયે ન ખાળ્યા. પણ આ અવસરનો લાભ સાધી, અજયપાળ એક છલગ મારી કક્ષની ડાબી બાજૂની અને સિંહાસનની પૃષ્ઠે આવેલા ઝરૂખામા પડતી વાતાયન તરફ નાઠો તે ઝરૂખામાં એક ગીડી હવેલીની પાછળના બગીચામા પડતી હતી. બગીચામાથી લતામંડપો વટાવી એક શસ્ત્રાગાર તરફ જવાતુ હતુ તે દિશા તરફ અજય મુઠ્ઠીવાળી પલાયન કરી રહ્યો હતો

વિદ્યુત્વેગે મહાકુમાર અને લલિતે પણ તેનુ અનુસરણ કર્યું

શસ્ત્રાગારના દ્વારે-આગળ નીકળી ગયેલા લલિતનો, બે સૈનિકોએ અવરોધ કર્યો એટલે તે બન્નેની સાથે લડવામાં રોકાયો. લલિતને બે સૈનિકો સાથે લડતો છોડી મહાકુમારે શસ્ત્રાગારના એકમાંથી બીજા —બીજામાંથી ત્રીજા—ચોથા એમ પાચમા ઓરડામાં નાસતા અજયપાળનો પીછો પકડ્યો અને રાડ પાડી, 'ઊભો રહે, નહીતર જાનથી કાપી નાંખીશ.'

'ઊભા રહેવાનું મારા ગુરૂએ મને શીખવ્યુજ નથી. મારી પાછળ ભાગ્યા આવો અને હુ જ્યા પેસુ ત્યા તમે પણ ઘૂસજો એટલે ખબર પડશે કે કોણ જાનથી જવાને સરજાયલું છે.' નાસતાં નાસતાં ને આમ બોલતાં બોલતા અજયે એક ગુપ્ત ભૂગર્ભદ્વારમા પ્રવેશ કર્યો. ભોંયરાનુ ગુપ્તદ્વાર બંધ કરવાને પ્રથમથી નિયુક્ત કરેલા સૈનિકે, અજયના અંદર પેઠા બાદ દ્વાર ત્વરિત ગતિએ વાસવાનો યત્ન કર્યો, પરંતુ એટલામાં મહાકુમારે આવી પહોંચી દ્વિગુણિત ગતિએ તલ્વારના ઘાથી તેને જમીન પર ઢાળી દઈ ભોયરામાં પ્રવેશ કર્યો. આ અરસામા દ્વાર પરના બન્ને સૈનિકોને યમદ્વારે પહોચાડી લલિત પણ ત્યાં આવી પહોંચ્યો અને ઘાયલ પડેલા સૈનિકોને પૂછ્યું, 'અલ્યા, મહાકુમારને જોયા છે ?'

ભોંયરામાથી જવાબ આવ્યો, 'લલિત, હું ભોંયરામાં છુ.'

'પણ. અજયપાળ ક્યાં ભરાઈ ગયો ?'

'ક્યાં શું ? મારી સાથે પટાબાજી ખેલી રહ્યો છે.'

'હું અંદર આવું ?'

'જરૂર નથી.'

'પણ અજાણી જગ્યામાં એક કરતાં બે ભલા.'

'પણ તો બ્હારના સૈન્યની ખરાબી થઈ જશે.'

'લલિને કહ્યું વારૂ, ને ભોંયરામાંથી એક વાક્ય કાને અથડાયુ, 'અરેરે, બાયલા ! દ્વાર બંધ કરી ઘૂસી જાય છે ?' કહી આજીવન બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર મહાકુમાર કીર્તિપાલે અંદર પેઠેલા અજય, દ્વારને સાંકળ વાસે ને પહેલાં તો પોતાના સુદૃઢ વજ્ર

શા સ્ફઘાઘાતથી તે હચમચાવી ખોલી નાખ્યુ જેનો ભયંકર અવાજ થયો.

એ અવાજે ભોયરાના મુખદ્વાર પર ઊભેલા લલિતના હૈયાને પણ હચમચાવી નાખ્યુ અને સાહસિક વીર, અધીર મને ભોંયરાના પગથિયાં ઊતરી પડયો અને બાજૂમાં પડેલા ઘાયલ સૈનિકે ઘસડાતા શરીરે આગળ ઘસી, પૂર્વકૃત સંકેત મૂજબ ઉપરનુ ભૂગર્ભ-દ્વાર વાસી દીધુ. દ્વાર વસાતાંજ લલિત પાછાં ઉપર પગથિયાં ચઢયો અને જોરથી દ્વાર ઠેલ્યુ જેનો બ્હારથી જવાબ મળ્યો, પાછા જાવ-પાછા ! વચ્ચેના દ્વાર બંધ હોય તો તમારા બાહુબળથી ઉઘાડજો !'

ધીરજ ન હારતાં લલિત ભોંયરામા નીચે ઊતર્યો તો ભોંયરાની અંદરનુ દ્વાર બધ જોયુ, બહુ હડસેલ્યુ પણ કોણ જવાબ આપે ? એ દ્વાર જતાં જતા મહાકુમારે જ વાસ્યુ હતુ અને તે પણ એ ભયે કે અજય વખત છે ને આડો ફંટાઈ પલાયન ન કરી જાય સિંહ શિયાળની જાળમા સપડાઈ ગયો.

આગળ અજય અને પાછળ કુમાર એમ દોડતા દોડતા, ઉભય ખંડિયેરમાં પડતા ભોંયરાના મુખદ્વારમાંથી બ્હાર પડયા. અજય દ્વીગુણિત વેગે જે સુરંગમાર્ગે મહાકુમારે નગરમાં પોતાના સૈન્યબળને પેસાડયુ હતું તે દિશા તરફ નાઠો અને સુરંગના જલમાં તરતી એક નાવડીમા બેસી પલાયન કરવા માંડયુ. પણ તે સહીસલામત નાવડી મારફતે પોબારા ગણી જાય તે પહેલાં તો મહાકુમાર ત્યા આવી પહોચ્યા અને દોરડે બાંધેલી નાવડીનું દોરડુ પકડયુ નાવડી આગળ ધસવાને બદલે ઊંધી દિશામાં ખેંચાતાં જ અંદર બેઠેલો અજય ચમકયો અને તરતજ તેણે પાછળ ગર્દન ફેરવી, તો તેણે જોયુ કે પોતે જે નાવડીમાં બેસી પલાયન કરી રહ્યો છે તે નાવડી તો દોરડાથી બાંધેલી છે અને તેજ દોરડું પકડી, નાવડીને કીર્તિપાળ પોતાના તરફ ખેંચી રહ્યો છે. તરતજ તેણે કમ્મર પટામાથી એક કટાર કાઢી અને નાવડીને આગળ વધતાં અવરોધ કરતુ દોરડુ સહસા 'ખચ્ચ' દેતુ કે કાપી નાખ્યુ.

અજયે વિના વિઘ્ને સુરંગમાંથી પલાયન કરવા માંડયું પલાયન કરતા અજયને હસ્તગત કરવા, કુમાર પાણીમાં પડતું મૂકવાની તૈયારી કરી રહ્યો છે એ અરસામાં સૈનિક વેશના એક જુવાને પ્રવેશ કર્યો અને અભિવાદનપૂર્વક કહ્યું.

'મહાકુમાર.'

'કોણ?' જલમાં જ પલાવવાની તૈયારી કરતા કીર્તિપાળે આગન્તુક તરફ ગર્દન ફેરવી.

'કુક-કુટદલનો સરદાર પ્રાણભા.'

'પ્રાણભા! હમણાં વાત કરવાનો અવસર નથી પેલો સામ્રાજ્યશત્રુ ક્યાં નાઠો?'

'આ સુરંગમાર્ગે સામે નાવડીમાં!' નાસી જાય.

'હા! થોભો, હું જ પલાવું છું.'

'ના, કુમાર! હું જ પલાવું છું! જરૂર પડે મારી મદદે આવજો.' એમ બોલી પ્રાણભા સરદારે, નાવડીમાં નાસતા અજયપાળનો પીછો પકડયો આમ અજય નાસી રહ્યો છે અને તેની પૂઠ સરદાર પ્રાણભા પકડી રહ્યો છે કુશળ તરવૈયાએ જોતજોતામાં સુરંગના દ્વારને વટાવી જવાની ત્વરા કરતી અજયની નાનકડી તરીને, પાછળથી ઝડપી લીધી અને એક હાથે બળ કરી કેક પાછળ પણ ખેંચી. પોતાની તરીને રોકનારના પંઝા પર પોતાના હાથમાંના એક હલેસાનો અજયે એક ફટકો માર્યો.

પોતાના પંઝા પર આમ અચાનક ફટકો વાગતા જ વ્યક્તિ વધારે ખીજાઈ અને ઝનૂની બની. તેણે ફટકાનો ઉગ્ર જવાબ વાળવાને બીજો હાથ પણ કામે લગાડયો અને બન્ને હાથ નૌકાના પૃષ્ઠભાગને પકડી, તે પર ટીંગાઈ પડી જોરથી એક એવો તો સખ્ત આંચકો માર્યો કે નાવડી પાણીમાં સહસા ઊંધી વળી ગઈ પણ પાણીમાં ડુબકાં ખાતા અજયે, પોતાના હાથમાનું જોરથી પકડી રાખેલું હલેસું

ફરી એકવાર વીંઝયું. તેનો કારી ફટકો પ્રાણભાના લમણામાં લાગ્યો અને તે પાણીમાં બેશુદ્ધ થઇ ઢળી પડ્યો.

પરંતુ આ વિકટ ભાવિને વીટી લેવા, કુમારે ક્યારનું ય પાણીમા પડતુ મૂક્યું'તું જેણે સહસા અજય પર ધસારો કરી તેના હાથમાં નું હલેસું ખૂંચવી લેઈ, દૂર સુરંગની બહારના માઝાળ ને વિશાળ સમુદ્રજલમાં ફગોટી દીધું અને કહ્યું, 'કેમ જલયુદ્ધ કરશું ?-સ્થલયુદ્ધમાં તો તેં બાયલાએ કુલ લજવ્યું !'

'કીર્તિપાળકાકા !'

'આજથી કીર્તિપાળને કાકા ના કહીશ-કારણ તારો કટ્ટો શત્રુ છે !' એમ કહી અજયનું તેણે કાંડુ પકડયું.

અજયનું અડધું શરીર તો સુરંગની બહાર તરતું હતું. તેણે કાકાના હાથમાંથી પોતાનું કાંડુ છોડવી પલાયન કરી જવાને બીજે હાથે કમ્મરપટામા ખોસેલી કટાર ખેંચી લીધી, જે દશ્ય કીર્તિપાળના જોવામા ન્હોતુ આવ્યું. પોતાનું કાંડુ પકડેલી કીર્તિપાલની વજ્રમુષ્ટિ પર અજયે, ભચ્ચ દેતીકે કટાર ખોસી દીધી.

પણ તેથી શું વળ્યું ? સત્તાવીશ વર્ષના ભીષ્મ અને ભીષણ પ્રતિજ્ઞાને વરેલો, ગંભીર ધીર ને વીર, સમા કુમાર કીર્તિપાળ અજયની કટારના ઘાથી વેદનાસૂચક એક પણ શબ્દ ન બોલ્યો કે ન ડગ્યો

મહાકુમાર સુરંગની બ્હાર નીકળી જવાનો પ્રબળ યત્ન કરતા અજયને અંદર ખેંચવાને પોતાનું બાહુબળ અજમાવે તે પહેલાં તો કોઈ એક અણુચિંત્યા બનાવે, આપોઆપજ અજયના શરીરને શિથિલ કરી નાખ્યું

ઉપર કોટની ધારે-સમર-અને સામંતના શૌર્યે હત-આહત ભીલો ની ભાગાભાગી અને કચડાકચડી થઈ રહી હતી પ્રાણને પડીકે બાંધી નાસ ભાગ કરતા ભીલોના ત્વરિત પદસંચારથી, શત્રુદલને થકવવાને પાષાણ-

વૃષ્ટિ કરવાને એકઠાં કરેલા પાષાણખંડોમાંથી એક પથરો પાણીમાં પડ્યો જેણે અજયનો કચ્ચરઘાણ વાળી નાખ્યો.

બન્ને ઘાયલને (પ્રાણભા અને અજયને) બે ખભા પર ધારણ કરી, અતુલ બાહુબળે અતુલ ભારવહન કરતાં છતાંય કુમાર કીર્તિપાળ જલમાર્ગ વટાવી, સહીસલામત ખંડિયેરમા આવી ઊભો અને બંનેને ભૂમિ પર સુવડાવ્યા અને સહસા તેની નજરે એક કુતૂહલ પડ્યું.

તે શું? પ્રાણભાના કપોલ અને સ્કંધપ્રદેશ પર અસ્તવ્યસ્ત વિખરાયલી સુંદર, શ્યામ ને જલથી ભીની બની ચોંટી પડેલી ચળકતી અલકલટના દર્શને કુમારને પળભર પહેલાંના બનાવની યાદી આવી.

તેનું આખું અંગ સહસા કંપી ઊઠ્યું અને સહજ ઓઠ કરડી મનમાંજ તે બબડ્યો, 'મારે ખભે—મે—શું?—'

એટલામા સમર—સામંતના આવાગમને કુમારને સ્વપ્નસૃષ્ટિમાંથી ઢંઢોળ્યો.

જાગૃત કુમારે જાગૃતિમા મહાગુજરાતની મૂર્તિમંત જાગૃતિ શ્રવણ કરી,

'ગૂર્જરપતિની જય.'

'કોણ? સામંત કે?'

'જી' કહી ઉભયે અભિવાદન કર્યું.

'શા સમાચાર છે?'

'પેલા બામણને શ્યામસિંહના સભાભવનના થંભલે કચકચાવી બાંધ્યો છે'

'પણ પેલો વાણિયો ક્યાં ભરાઈ ગયો છે?'

મહાકુમારને કોઈ પ્રત્યુત્તર આપે તે પહેલા તો ખંડિયેરના ઊંડાણમાંથી એક અવાજ આવ્યો,

'અન્નદાતા.'

'અરે, સામંત! જો ને એ વળી કોણ છે?'

એટલામાં તો એક વ્યક્તિ કુમારની સમક્ષ આવી પ્રત્યક્ષ થઈ- તે થરથર થરથર ધ્રૂજતી હતી, તેને જોતાંજ મહાકુમાર ગર્જી ઊઠયા.

'કોણ? કૂતરો ?–આ મોઢામાં શું ઘાલ્યું છે?'

'બાપા ! ત–ત–તરણું' બોલતાં બોલતાં આગંતુક વ્યક્તિએ મોંઢામાના ઘાસના કણુસલા હાથમાં પકડી કહ્યુ, 'બાપુનુ શરણ' ચાહું છુ.'

સામંત વચમાં જ બોલી ઊઠયો, 'નિમકહરામ મોંમાં તરણુ લઈ સમ્રાટનુ શરણું સ્વીકારે છે.'

'ઠીક ! ચાલો, બાંધો એને.'



## પ્રકરણ ૧૩ મું

### સરદાર અને મહાકુમાર

ભીલસૈન્યે શરણુ ગ્રહણ કર્યું અને પોતાના રાજદ્રોહના ગુનાની માફી માગી સમ્રાટના સૈન્યમાં આજીવન સેવા કરવાનુ મહાકુમારને વચન આપ્યુ. બદલામાં મહાકુમારે તેમને જીવતદાન સમર્પ્યું.

ઘાયલ સૈનિકોની સેવાશુશ્રૂષાર્થે ઉપાશ્રયો અને નગરના સંભાવિત સદ્‌ગૃહસ્થોના મકાનો રોકવામાં આવ્યા. વૈદ્યો શસ્ત્રક્રિયામાં કુશળ ભિષગ્વરો તથા યુનાની કાબેલ હકીમોને, આહત સૈનિકોના મલમ-પટ્ટાદિ ઉપચારાર્થે યોગ્ય મહેનતાણુ આપી મહાકુમાર તરફથી રોકવામાં આવ્યા હતા.

ઘાયલ સૈનિકો સિવાયની સમગ્ર સ્તંભતીર્થની પ્રજા વિજયોત્સવને માણતી હતી. નગરના વિવિધ ધર્મમંદિરોના ઘુમ્મટશિખરે આજ સુવર્ણકલશો શોભતા હતા. અને તે વિજયકીર્તિકલશોના મુખાગ્રે ધવલ દંડ પર ગુર્જર રાષ્ટ્રની ધવલ ગાથાઓ ઉચ્ચારતી, દિગદિગંતમાં પ્રચારતી પૃથક્ પૃથક્ ધર્મચિન્હોથી વિરાજતી, રંગભેદ વિહોણી ફરફરતી ધવલ ધ્વજાઓ મહાગુજરાતના ભૂપતિકુલ ચક્રચૂડામણિ સમ્રાટ શ્રી કુમારપાળના સદ્‌કર્મજનિત પુણ્યપુંજ શી ભાસતી હતી.

મંદિરોમા, દેરાસરોમા, સ્થાનકોમા અને શિવાલયોમા ગૂંજતા ઘંટનાદ, ગાજી ઊઠતા શંખનાદ, ધ્રૂજી ઊઠતા કાંસાની થાળીના નાદ, ઘૂઘરીઓમાથી રણકતા નુપૂરનાદ અને વીણાઆદિ તંતુવાદ્યોમાંથી

ઝંઝંઝં ઝણકારતા બ્રહ્મનાદ, સમ્રાટના વિજયધ્વનિના પ્રતિધ્વનિસ્વરૂપે જ જાણે ઊઠતા ન હોય તેવા ભાસતા'તા.

કુક્કુટદલનો લગભગ એકેએક સૈનિક યુદ્ધમા ઘાયલ થયો હતો. તેના સાહસિક અને શૂરવીર સરદાર પ્રાણુભાને અજયપાળે સુરંગમાં-લમણામાં હલેસાનો ફટકો મારી બેહોશ કરી નાખ્યો હતો. યુદ્ધશ્રમિત પ્રાણુભાને અજયપાળના ફટકાએ મૃતપ્રાય કરી નાંખ્યો હતો. ટૂંકમાં તે જીવનની અંતિમ ઘડિયો ગણી રહ્યો હતો.

મહાકુમાર ઘાયલ સૈનિકોના ઓરડે ઓરડે ફરી, તેમની યોગ્ય મહાવજત લેવાય છે કે નહી તેની તપાસ કરી રહ્યા હતા. મહાકુમાર કીર્તિપાળે ફરતા ફરતા પ્રાણુભા સરદારના કક્ષમા જ્યારે પગ મૂકયો, ત્યારે પ્રતાપી પ્રભાકર સૂર્ય, સધ્યાની સોડમાં લપાઈ નિવીર્ય બની રહ્યો હતો. પ્રાણુભાની ક્ષતમડિત મુખમુદ્રા પર તેના માથા પરની બારીમાથી સધ્યાસવિતાની સુવાળી સુરખી વેરાઈ રહી હતી. તેણે શય્યામાં પડયા પડયાજ પ્રતાપી પ્રભાકરપુરૂષને રજિત બની ગર્વગંજિત થતો જોયો. એટલે પ્રાણુભાના દૃષ્ટિમાં સહજ સ્મિત સ્ફુર્યું અને તેના મુખ પર તે વિમુક્ત હાસ્ય સ્વરૂપે પથરાઇ ગયું પ્રાણુભાનુ મુક્ત હાસ્ય એક દૃશ્યમાથી સુખ શોધી રહ્યુ હતુ એટલામાં કીર્તિપાલે કક્ષમા પ્રવેશ કર્યો અને કહ્યું, 'કેમ છો સરદાર ?'

પ્રેમી અને પાગલ બનેને એકાંતમા હસવાની ખરાબ આદત હોય છે. પરંતુ બનેના હાસ્યમા ભેદ હોય છે. પ્રેમીના હાસ્યમા સામા હૃદયને પરાજિત અને પગગિત કરવાની અનન્ય પ્રાણકલા ભરેલી હોય છે. પાગલના હાસ્યમા ચાલુ જીવનના દુન્યવી વ્યવહારને હચમચાવી તિરસ્કૃત કરવાની ગાંડી તમન્ના તરવરની હોય છે. જગતને ભૂતખાનુ બનાવવાની ભયંકરતા ભરેલી હોય છે.

પ્રતાપી પુરૂષની સામુ મધ્યાન્હકાલે કોઈની દૃગ્પાતે કરવાની તાકાત નહોતી, તે સધ્યાસોડ સેવતા વિલાસી સૂર્યને, આબાલવૃદ્ધ સર્વ કોઈ નિડરતાથી, અંગુલિનિર્દેશ કરી ચીંધી રહ્યા હતા, કે

પ્રતાપી પુરૂષો પ્રમદાના પ્રણયમાં ઝડપાતાંજ પાગલ, પ્રેમાંધ અને નિર્બલ બની જાય છે.

અન્ય મનસ્ક સ્વપ્નાવસ્થા ભોગવતો પ્રાણભા ચોંકયો અને કુમારશ્રી તરફ નજર ફેરવતાં પ્રશ્ન કર્યો, 'કોને? મને પૂછો છો?'

'હા, કુક્કુટદલપતિને.'

પ્રજાજનના વિજયોત્સવનો આનંદકોલાહલ કાને પડતાં જ મારૂં દુઃખ તો હુ ભૂલી ગઈ છું.'

'તમારૂ નામ તો પ્રાણભા ને?'

'હવે પ્રાણકુંવર કે પ્રાણકોર કહેશો તો ચાલશે.'

'જહાજ ઉપર શરસંધાન કરી ચીઠ્ઠી તમે પાઠવી'તી?'

'હા જી, મારા દલના એક સૈનિકે.'

'તમારૂ દલ કયાં છે અત્યારે?'

'પાચ પચાસ સિવાયના બધાંય યુદ્ધમા ખપી ગયા છે.

'એ કુક્કુટદલની સ્થાપના તમે કરી હતી?'

'ના જી, સંસ્થાપક તો ખંભાતના નગરશેઠ કસ્તુરચંદની દીકરી પાદડી કહેવાય.'

'તો શું આખુ ય તમારૂં દલ સ્ત્રીઓનું બનેલુ હતુ?'

'ના જી, કુમારિકાઓનુ.'

એટલે કે કુમારિકાઓનું.'

એટલુ કે કુમારિકાઓના રૂધિરથી આપણો રણયજ્ઞ તોષાયો?'

'સ્વદેશસ્વાતંત્ર્યને માટે મંડાયેલા રણયજ્ઞમાં કુમાર–કુમારિકાના ભેદ ન હોય–કુમાર!'

'અરે, પણ મરદો અણિશુદ્ધ રહે અને માનુનીઓ માથાં આપે એ તે કેવો ન્યાય?'

'સાચો ન્યાય!–કારણ ખંભાત અમારી જન્મભૂમિ છે અને એને માટે જેટલું છોડીએ તેટલું ઓછું છે.'

'પણ સમ્રાટ જ્યારે આ વાત જાણશે ત્યારે દિલગીર થશે.'

'શા માટે?-કારણ દેશને માટે માથાં આપનાર મરદો તો ઠેર ઠેર જડશે, પરતુ દેશને ખાતર મુક્તિની હોડમા માથાં ધરનારી માનુનીઓ ગુજરાત સિવાય બીજે મળવી બહુધા મુશ્કેલ છે.'

પ્રાણકોર! તમારી પ્રશસ્તિ શેષમુખે પણ ગવાઈ જાય તેમ નથી.'

'મારામા એવુ તે શુ જોયુ કે મારી પ્રશસ્તિ ગાવાની આપને જરૂર પડી.

'તમારા વીરત્વે મને મુગ્ધ કરી નાંખ્યો છે.'

'અને તમારી આકૃતિએ મને . ..'

'શુ કહ્યુ તમે?'

'કહેતાં હીંમત નથી ચાલતી અને હૈયુ હાથમા......'

'પ્રાણકુવર! દરેક જણનુ હૈયુ પોતપોતાના હાથમાં જ હોય છે.'

'પણ...'

'તમને જ્યારથી જોયા ત્યારથી મારૂં હૈયુ હાથમાં રહેવા...'

'લડાઈનો વધુ પડતો શ્રમ પડયો લાગે છે? તમારે સંપૂર્ણ આરામની જરૂર છે.'

'હુ સપૂર્ણ આરામ જ લેવા જતી'તી. હમણાં એક કલાક ઉપર મને મારી સખીયો તેડા કરવા આવી હતી અને હસ્ની હસ્તી કહેતી હતી કે તારૂ સિહાસન અમે ખાલી કર્યું છે.'

'એવાં સિંહાસન કરતા આ લોકનાં સુખ શુ ખોટા?'

'પણ જેને આ લોકમા પોતાનુ સુખ જ નથી તેને માટે શુ?'

'પોતાનુ પોતે શોધી લેવુ જોઈએ.'

'શોધ્યુ છે! આ રહ્યુ. મારી આંખોમા જુઓ'

'કોને પણ'

'મહાકુમારને!' એમ કહી પ્રાણકોરે ધૃષ્ટતાથી કુમારનું કાંડુ પકડયું.

'અરે,-પ્રાણકુંવર!' મહાકુમારે કાંડું છોડવાનો પ્રયત્ન કર્યો પણ એ પ્રયત્નમા પૌરૂષતા કે બલ ન હતાં.

'મારા કુમાર! હું ભાન ભૂલી છુ.'

'તારા જેવી વીરાંગનાને એકદમ ભાનભૂલા બનવું ન છાજે.'

'છાજતુ અણછાજતું જોવાને હુ તૈયાર નથી.'

'તો હું કોણ એ તુ જાણે છે કે?'

'હા–સારી પેઠે! સમ્રાટના નાનાભાઈ મહાકુમાર'

'મહાકુમારની પ્રતિજ્ઞા જાણે છે?'

'ના, મારે જાણવી નથી.'

'છતાં ય જાણવી પડશે.'

'કુમાર! મારા કૌમાર્યની કુમાશ પર ભીષ્મપ્રતિજ્ઞાના કુઠારનો ઘા ન કરશો એટલા બધા કઠોર મા બનશો'

'પણ પ્રાણકોર.'

વચમાં પ્રાણકોરે કુમારના મોઢા પર હાથ મૂકી તેમને આગળ બોલતા અવરોધ્યા અને કહ્યું, 'કુમાર! આ પ્રાણકોર રજપૂતની દીકરી છે. તમે જાણો છો કે યોગ્ય વસ્તુ પર જ યોગ્ય પુરુષોની કે સ્ત્રીઓની દૃષ્ટિ ઠરે છે અને પ્રીતિ ઉદ્ભવે છે, બનતા સુધી અધમ વસ્તુઓ પર તેનુ મન ચોટતુ જ નથી.'

'એ બધુ ય ખરૂં, શુ તો આજીવન-પણને (પ્રતિજ્ઞાને) હું જતુ કરૂ?'

'તમારૂ આજીવન પણ સચવાશે.'

'કવી રીતે?'

'હુ જવાની તૈયારી કરી રહી...' એમ કહી તરત જ પ્રાણકુંવરે ડોક નાખી દીધી અને બેહોશ બની ગઈ તેની આંખો અવકાશમા જીવનપથ ઢૂંઢતી હતી.

કુમારે તેની સ્થિતિ જોઈ અને ન રહેવાયુ એટલે તેણે તેના કપાળપર પોતાની હથેલી ફેરવવા માંડી. આજીવન બ્રહ્મચર્યના

આદર્શસેવી મહાકુમારને પ્રાણકોરની છવિમાં પોતાની ભીષ્મ પ્રતિજ્ઞાને મહાત કરતાં આકર્ષણનાં પૂર જણાયાં.

પ્રાણકુવરનો જીવનપ્રદીપ નિર્વાણના પથથી એકી ટશે પ્રતીક્ષા કરી રહ્યો હતો. પુનરપિ એકવાર કુમારની હથેલીના અમૃતસ્પર્શે તે સતેજ બન્યો.'

'કીર્તિપાલ!' તેનો કંઠ ક્ષીણ હતો.

'પ્રાણકોર!' કુમારે આર્જવતાથી તેના તરફ જોયાં કર્યું જેમાં આશ્વાસન અને સ્નેહ બંને હતાં.

'મને .. ..મ... ..'

'તારે શું જોઈએ છે?'

'મને . ...'

'તારે કપાળે હાથ ફેરવું?' કુમારની શુધસાન ઠેકાણે ન હતી.

'હાસ... ..'

'કહે તો તારો ખંભાતના ચોકમાં કીર્તિસ્તંભ ચણાવું?'

'કીર્તિપાળ મને.. ...'

'તારે બેઠા થવું છે?'

'હા—હા'

'બેસાશે?'

'હા—હા.'

કુમારે પ્રાણકોરને બેઠી કરી પોતે તેની બાજૂમાં પર્યંક પર બેઠો અને બોલ્યો, 'પ્રાણકોર, મારૂં માન—તું સૂઈ જા—તને આ-

'ના—ના' એમ કહી પ્રાણકોરે કીર્તિપાળના ઘુંટણ પર હાથ મૂકી કેક મૂક સંકેતિક કહ્યું.

'તારે સૂવું છે?' કુમારે પૂછ્યું.

'હા' કહી બેઠેલી પ્રાણકુંવરે કુમારના ખોળામાં માથું ઢાળી દીધું.

ઇચ્છા અનિચ્છાએ પણ એક આત્માને તેની અંતિમ ઘટિકાએ શાંતિ આપવાને કુમારે પોતાના અંકમાં સ્થાન આપ્યું.

'મહાકુમાર!' કીર્તિપાળના ખોળામાં સૂતાં સૂતાં કહ્યું

'પ્રાણુકાર!' કહી કુમારે પ્રાણુના ભાલપ્રદેશે એક ચુબન કર્યું.

'મને તમારા ખોળામાં શાતિ છે!' એમ કહી કીર્તિપાળના ખોળે પ્રાણુભા સરદારે પ્રાણ છોડયા!

અને કક્ષામા એક અનુચરે પ્રવેશ કર્યો. 'મહાકુમાર! પાટણુથી સંદેશવાહક આવ્યો છે.'

'ક્યાં છે?'

'જી. બોલાવુ.' કહી અનુચર ગયો અને સદેશવાહકને લઈ કક્ષામા પાછો ફર્યો. સાથે સમર–સામતે પણ પ્રવેશ કર્યો અને અભિવાદન કર્યું.

'સમરસિહ, પાટણુથી મહારાજે સદેશો મોકલ્યો છે.'

'સદેશો શું કહે છે, લાવ ભાઈ!' કહી સદેશવાહક પાસેથી સદેશો લઈ કુમારે વાચવા માડયો.

જે સમયે મહાકુમાર સદેશો વાંચવામાં રોકાયા હતા તે સમયે સમરસિંહની નજર પર્યંકમા પડેલા પ્રાણુભાના નિશ્ચેતન શરીર પર ઠરી.

સમરસિહ શુ જૂઓ છો?'

પ્રાણુભા સરદારને જોઉં છુ.'

'ના–એના શબને જૂઓ છો.'

'શુ પ્રાણુભા મરી ગયો?'

'ના–જીવનોત્સર્ગથી ઇતિહાસને પાને અમર બની ગયો.'

'મહાકુમાર, કુક્કુટદલે તો હદ કરી નાખી હો.'

'હા, મૂછાળાની–મરી પીટીને લાજ લીધી.'

'તો આની અતેષ્ટિક્રિયાનુ શું?'

'ખંભાતને કે શીખવાનુ મળે એવી દહનક્રિયા કરીશું–પણ પહેલા મહારાજનો સદેશો જોઇ લેવા દે. મહારાજ અંદર લખે છે કે મારે પાટણુ તરફ પાછા ન ફરવુ.'

'તો શું કરવું ?'

મહાકુમારે પત્રની ગડી કરી જામાના ખીસામાં મૂકતાં કહ્યુ, 'બીજો સૂબો જ્યાં સુધી ન આવે ત્યાં સુધી મારે ખંભાતમાં સાચવણી કરવા રહેવુ ને લલિતને પાટણ પાછો બોલાવ્યો છે.'

'પણ કુમાર! લલિતનો પત્તોજ નથી.'

'તમે શું કહ્યુ ?'

'લલિત જડતો નથી.'

'મારી સાથે હવેલીમાં અને હવેલીમાથી શસ્ત્રાગારમા અજયને પકડવા આવ્યો હતો. મેં પ્રાણુપણે અજયની પૂઠ પકડી એટલે એ ક્યાં ગયો તેની મને ખબર નથી! પણ તો એ જાય ક્યાં ?'

'અમે તો કુમાર! આખુંય ખભાત શોધી વળ્યા પણ ક્યાંય એનો પત્તો જ નથી.'

'અજય અને ચાહડને પકડવા એ પાટણથી ભરૂચ તરફ નીકળ્યો ત્યારથી કોણ જાણે એના તગદીરનો પાસો ઊંધો જ પડયો જતો'તો તે આ છેવટે એના જીવનપર આવી પડી!–પણ હવે મહારાજને શું જવાબ આપવો ?'

'એજ કે પત્તો નથી! શોધ ચલાવીએ છીએ'

'હા–બીજો શો ઉપાય! ગાડાને મેં પહેલેથી ના કહ્યું'તુ કે મને ખભાત જવા દેજે ને તુ ના પાડજે–પણ મારૂ માન્યુ જ નહીં ને! પણ સમરસિંહ એના બાપને મારા ઉપર અણગમો તો હતો તેમા વળી આ બનાવ બન્યો એટલે હવે વધુ ખીજે ભરાશે.'

'પણ તેમા તમે કયા જાણી જોઈને કર્યું છે! બનવાકાલ હતુ ને બની ગયુ.'

'પણ જો, તો તુ હવે પાટણ જા અને મહારાજને મારા નામથી એક પત્ર આપજે–હુ લખી દઉં છુ–અને મોઢે પણ થોડુક સમજાવજે કે લલિતકુમારની આવી દશા થઈ છે–કયા છે તેની ખબર નથી. પણ શોધ ચલાવી રહ્યા છીએ.'

'વારુ, જેવી કુમારની ઇચ્છા. લાવો, પત્ર લખી આપો! અત્યારે જ ઊપડું ?'

'ના, કાલે સવારે જશે તો ચાલશે.'

'તો હવે આપણે શું કરવાનું છે ?

'તમે બાકી રહેલા સૈનિકોના ઓરડામાં જઈ જરા જૂઓ કે તેમની યોગ્ય મહાવજત થઈ રહી છે કે નહી ! ખામી હોય તે દૂર કરો ! અને આ દૂતને ઉતારો આપો-હું આ પ્રાણભાની અંત્યેષ્ટિ-ક્રિયાની તૈયારીઓ કરાવુ છું જાઓ !'

---

## પ્રકરણ ૧૪ મું

### ચાલો સપાદલક્ષ

ચક્રવર્તી રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના દેવ થયા પછી સપાદલક્ષનો સાંભરપતિ અર્ણોરાજ મદોન્મત્ત થઇ ગયો હતો. તેણે વિના કારણે પોતાના દલબલનો વિચાર કર્યા સિવાય, જયસિંહ મહારાજના અનુશાસનકર્તા સમ્રાટ કુમારપાળની સાથે વિરોધ આરભ્યો. તેણે મહાગુજરાતના સુવર્ણયુગના સમ્રાટની ચર્ચા જાણી લેવાને, નૈઋતિ, શાકલ, કાણ્વ, દાક્ષ, ચૈડપીય કાશીય આદિના હરકોને નિયોજ્યા હતા. તદુપરાંત કોડાગ્ન, પિપલ, કચ્છ, ઇન્દુવક્ર આદિ સ્થાનો પર તેણે પોતાના તરફથી ઘણાએક ગુપ્તચરો પણ રવાના કરી દીધા હતા. જે લોકો વારવાર તેને ગુજરાતની સ્થિતિથી વાકેફ કરતા અને યુદ્ધ કરવાને સચેત કરતા'તા

હારીને ખુવાર થવાની અણિ ઉપર આવી રહેલા જુગારીને, ચોપાટપર ફેંકાતા પડતીના પાસામાય વિનાશને બદલે વિકાસ અને વિજયના ભણકારા સંભળાય છે, ચમકારા જણાય છે.

ઇશાનથી નૈઋત્ય ભણી વહેતી શરાવતી નદીથી પશ્ચિમઉત્તરનો પ્રદેશ તેજ સપાદલક્ષ સપાદલક્ષ ગુજરાતની ઉત્તરે અને ગુજરાત સપાદલક્ષની પશ્ચિમે સ્થિત છે.

જે કાલે જયસિંહ મહારાજના ચરણમા પૂર્વપતિ અવંતિનાથે માથું નમાવ્યુ હતુ, તે સમયે પશ્ચિમપતિ પૂરણરાય યાને અર્ણોરાજે

તો એ નૃકુલમણિ રાજાધિરાજની સામે આંખ સરખીય ઊંચી કરવાની હીમત નોતી કરી. પૂરણરાયના સ્વાધીનમા સવાલક્ષ ગામો હતા. એ સપાદલક્ષપતિના સભાશયમાં એક ગભીર વિષય પરત્વે અત્યારે ચર્ચા ચાલી રહી છે.

'ગોવિદરાજ! રાજકોશની વૃદ્ધિ તરફ તમારૂં અટલ ધ્યાન રહેવુ જોઈએ.' સિંહાસનરૂઢ સાંભરપતિ પોતાના પ્રધાન ગોવિંદરાજને રાજ્યકોષવર્ધનની વ્યાખ્યા સમજાવી રહ્યો હતો.

'સાભરનાથ! આપણો રાજકોષ સમુદ્રની સાથે એક વખત સરસાઈ કરે એવી મારી તો ઈચ્છા છે,'

'તો પછી ધ્રુવને આમ ઢીલા કેમ મૂકો છો ?'

'મહારાજ! એમાં ગામના મહેતાઓનો વાક જ નથી.'

'તો ઈજારદારની તાકાત શી છે કે પૂરૂં મહેસુલ ન ભરે! જેના ઉપરી ઢીલા તેના સેવકો નમાલા.'

'ના, મહારાજ! એમ નથી.'

'ગોવિદરાજ! એમ નથી તો આમ કરો.'

'ફરમાવો રાજન!'

'જૂઓ, દરેક પાંતના રાષ્ટ્રપતિને લખોટો મોકલો અને તેમા અમારી રાજઆજ્ઞાથી ફરમાવો કે રાજ્યનો હિસ્સો ઉઘરાવનાર ભોગોદ્ધરિણકોને તેમના કાર્યમાં સર્વ પ્રકારની મદદ કરવી.'

'મહારાજ, ભોગોદ્ધરિણકોને તો રાષ્ટ્રપતિયોની પૂરતી મદદ મળે છે પરતુ ખેડૂતો માનતા નથી.'

'ખેડૂતો માનતા નથી? ગોવિંદરાજ, કાલે તો તમે કહેશો હુ માનતો નથી–એ કેમ ચાલશે? ન માને તો ભોગોદ્ધરિણકોને કહાવો કે ગ્રામકૂટ–મુખીની મદદ લે અને ગામના મુખીને પ્રતિસરકોની સીમના ચોકીદાર સૈનિકોની મદદ લેવાનુ લખી જણાવો.'

'પણ રાજન! એમા તો જુલ્મ થવાનો સભવ છે.'

'એનુ નામ જૂલ્મ ન કહેવાય! રાજને પોતાનો યોગ્ય હિસ્સો તો મળવો જોઈએ કે નહીં?'

'પણ રાજન ! પ્રજા પાસે ફૂટી બદામે ન હોય તો પછી રાજ્યના હિસ્સાની વાત ક્યાં કરવાની રહી?'

'ગોવિંદરાજ, આમા સત્ય કેટલુ ?'

'એટલુ જ કે સાંભરપતિની પ્રજા ઘોર દુષ્કાળથી પીડાય છે.'

'તો ગોવિંદરાજ, આવા ભાવિ દુષ્કાળને પહોંચી વળવાને પ્રથમથીજ સાધનો તૈયાર રાખવાની શું તમારી ફરજ નહોતી ?'

'મહારાજ! મે તો મારી ફરજ કયારની ય અદા કરી હતી પરંતુ......'

'પરંતુ પરંતુ શુ કર્યા કરો છો ? રાજકોષને જે જે વિટંબણાઓ અત્યારે સહન કરવી પડે છે તેના જોખમદાર તમેજ છો.'

'રાજન ! મને એકલાનેજ કાં ઊંધી ઘાણીએ ઘાલી પીલી રહ્યા છો ?'

'તો પ્રધાનનુ કર્તવ્ય શું ?'

'પ્રજાને ખુશી રાખવી.'

'અને રાજાને સંકટમા મૂકવો ?'

'રાજન ! ડાહ્યો પ્રધાન રાજાને કદી પણ સંકટમાં નથી મૂકતો પરંતુ જો ડાહ્યો રાજા શ્યાણા પ્રધાનનું સૂચન કાને ધરે તો ઉલટો તે સંકટમાથી મુક્ત બની જાય છે ! રાજન ! સંકટના સમયમાં મનનુ સમતોલપણુ સાચવી આપને શાંતિ રાખવી ઘટે છે'

'પ્રધાનજી, તમે દરેક વિષયપતિને બરાબર લખોટા પાઠવ્યા'તા?'

'હા, રાજન ! ક્રમાનુસાર વિષયપતિએ આહારપતિને–આહારપતિએ પથકપતિને–પથકપતિએ સ્થલીપતિને અને સ્થલીપતિએ ગ્રામકૂટોને તે સંદેશા પહોચાડયા છે. પરંતુ રાજન!'

'પાછુ પરંતુ ? પરંતુ, પરંતુ અમારે નથી સાભળવુ !'

'તો જેવી રાજનની ઇચ્છા ! મારૂ ગરીબનુ માનો તો એક બે વાત કહુ !'

'અમે ધારીએ છીએ કે બાકી રહેલો રાજકોષ તમો પ્રજા માટે લુંટાવી દેવાનું કહેવા ઇચ્છો છો ?'

'ના જી, આપ જે રાજકોષ અયોગ્ય રીતે અત્યારે લુંટાવી રહ્યા છો તે અટકાવવાની મારી મનેચ્છા છે.'

'પ્રધાનજી, તમે શું કહ્યું ? અયોગ્ય રીતે ?'

'હા, રાજન,! લશ્કરનો ખર્ચ ઓછો કરો અને પહેલાં ભૂખી પ્રજાના પેટનો ખાડો પૂરો!'

'પછી દેશના સરક્ષણ માટે શુ ?'

'દેશના સરક્ષણ જેટલું સૈન્ય કાયમ રાખો બાકીનું બરતરફ કરો તે એવી શરતે કે રાજ્યને તેની મદદની જરૂર પડે ત્યારે રાજાજ્ઞાથી તુર્ત હાજર થાય.'

'ગોવિંદરાજ, તમારી અક્કલ મને આધળી થઈ લાગે છે! કારણ સૈન્યબલ વિના રાજ્યનો વિસ્તાર કેવી રીતે સભવે? અને તે સૈન્ય તમો ઓછુ કરવા કહી રહ્યા છો, ખરૂ ?'

'હા જી.'

'શું હા, જી? અક્કલ–હોશિયારીથી બોલી રહ્યા છો કે પ્રધાન-પદના અધિકારના નશામાં ?'

'અધિકારનો નશો મને ચઢયો નથી, રાજન! નહીતર ક્યારનીય જુલ્મ કરવાની કડક શાસનમાની નીતિને મે મારી સમતિ આપી દીધી હોત !'

'તો પછી લશ્કર ઓછું કરવાની ઘેલી વાતો શું કરો છો?'

'રાજનને હું વ્યવહારિક થવાની નીતિ બતાવુ છું.'

'તો શું તમારૂં એમ કહેવુ છે કે આપણુ રાજ્ય અવ્યવહારૂ નીતિથી સચાલિત થઈ રહ્યુ છે ?'

'હા, જી, બરાબર એમજ ચાલી રહ્યું છે!'

'તો બતાવો જોઉ તમારી વ્યવહારૂ નીતિ !'

'પહેલુ તો વ્યવહારૂ પગલુ એ કે દેશમાં ભયંકર દુષ્કાળ પડયો છે એટલે આ વર્ષનુ કૃષીવલોનુ મહેસૂલ માફ કરી દ્યો!'

'વારૂ, પછી ?'

'બીજું એ કે ખજાનામાં આ વર્ષનું મહેસૂલ માફ કરવાથી જે ખોટ–ખાધરો પડે તેને પૂરવાને–ગુજરાતની હીલચાલ જાણવાને જે ગુપ્તચર મંડળ મોટા ખર્ચે રોકવામાં આવ્યુ છે તે હાલ તુરતને માટે બંધ કરી દ્યો અને ગુજરાત તથા અન્ય સ્થળોએ રખડતા, રાજ્યને પૈસે અમનચમન ઉડાવતા ને વગરવિચાર્યે લખલૂટ ખર્ચ કરતા એ મંડળને પાછુ બોલાવી લ્યો. મહારાજ, ગુપ્તચર મંડળનો કેટલો ફઝૂલ ખર્ચ થઈ રહ્યો છે તેની આપને ખબર છે ?'

'તમેજ અમને જણાવો ને !'

'દર વર્ષે સપાદલક્ષના સંરક્ષણાર્થે નિયત કરવામાં આવેલા આપણા સ્થાયી લશ્કર પાછળ જેટલો ખર્ચ થાય છે તે કરતા બમણો ખર્ચ આજના ગુપ્તચર મંડળ પાછળ થાય છે.'

'પ્રધાનજી, આ વાત માનવામાં નથી આવતી !'

'રાજન , આપ સ્વર્ગસ્થ જયસિંહ મહારાજની રાજનીતિને આ બાબતમાં અનુસરી રહ્યા છો, પરંતુ જયસિંહ રાજાધિરાજ હતા અને એમના સામ્રાજ્યની ઉપજ અઢળક હતી કારણ પોતે ચક્રવર્તી નરેન્દ્ર હતા.'

'ગોવિંદરાજ ! સિદ્ધરાજને રાજાધિરાજ અવંતીનાથ બનવાનો શું વિધાતાએ વંશપરંપરાનુગત અમરપટો લખી આપ્યો'તો ? શું અમે પણ પ્રયત્ન કરીએ તો અમારા બાહુબળે એ પદવી ન પ્રાપ્ત કરીએ ? અને એ પદવી પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં અમારે તમારા સરખા રાજનીતિજ્ઞ અને સમરવીરોના સાથની અવશ્ય જરૂર પડશે.'

'પ્રભો ! આપના પ્રયત્નને સાફલ્ય અર્પો ! પરંતુ રાજન, પરદેશી સત્તાના પ્રદેશો હસ્તગત કરવાને ટાટિયો લંબાવતાં પહેલાં આપણા તાબાના પ્રદેશોનેજ મજબૂત કરવા જોઇએ–પ્રજાજનોનો અસંતોષ દૂર કરવો જોઈએ–પ્રજાને આબાદ કરવી જોઇએ '

'ગોવિંદરાજ ! તમારી વાત અમારે ગળે નહી ઊતરે ! ગુપ્તચર-મંડળ પાછું નહી બોલાવી શકાય–એનો ખર્ચ ગમે તે રીતે નિભાવ્યે જ છૂટકો !'

'ગમે તેમ એટલે ?'

'તે તમે જાણો ! પ્રધાન છો !'

'ગરીબ ભૂખે મરતા ખેડૂતો ઉપર સિતમ ગુજારવો ?'

'તે તમારા કૌશલ્યની વાત છે. અમારો રાજકોષ ભરપૂર રહેવો જોઈએ.'

'અને રાજન ! એમ ન બની શકે તો ?'

'ગોવિંદરાજનુ પ્રધાનપણું મને ન પાલવે—મોંઘુ પડી જાય અને નમાલા પ્રધાનના ઢીલા રાજ્યતંત્રથી અમારા સપાદલક્ષનો વિનાશ થાય.'

'રાજન ! જો આપને અત્યારસુધી આપના જમણા હસ્ત સમા માનેલા—પ્રધાનનુ રાજ્યતંત્ર શિથિલ જણાતુ હોય તો ગોવિંદરાજ આપ રાજનને આજે છેલ્લા નમસ્કાર કરે છે.

'ગોવિંદરાજ ! તમે છેલ્લા નમસ્કાર કરી તમારા પ્રધાનપદને લજવ્યુ છે. માટે હજુ કહીએ છીએ કે અમારી નીતિને માન આપો અને નકામો વિરોધ છોડી દો !'

'રાજન ! ગોવિંદરાજે પોતાની સગ્ગી આંખે દુષ્કાળથી પીડિત પ્રજાજનોનાં દુખો જોયાં છે અને એની આંતરડી અંદરથી કકળી ઊઠી છે અને કહી રહી છે કે ભૂડા, દાવાગ્નિ ના બનીશ ! અને દુષ્કાળથી દલિત ગરીબડાં ખેડૂતો ઉપર તારો પિશાચી રાજસત્તાનો પંઞો ન ઉગામીશ. નહીંતર દુઃખી પ્રજાના પોકારમાં આખોય સપાદલક્ષ પીગળી જશે ।'

'તો રાજ્યને ભિખારી થવુ નહી પાલવે !—તારે લૂંટવી હોય તો સપાદલક્ષના વૈભવશાળી દેવમંદિરોની અઢળક દૌલત લૂટી લે ! તને પાલવે તો પાષાણની પ્રતિમાઓના નકામા ભારરૂપ સુવર્ણ શણગારો ઉતારી લે કે પછી મંદિરોના ઘુમ્મટો પરના સુવર્ણકલશો ઉતારી સોનારો પાસ ગળાવી નાખ !' પૂરણરાયના આ પ્રવચનથી સભાજનોમા એક સનસનાટી ફેલાઈ ગઈ.

'રાજન, એ મારાથી નહીં બને!'

'ગોવિંદરાજ, દેશમા દુષ્કાળ પડે અને મંદિરોમાં પાટઉત્સવો ઉજવાય? પથરાઓની પૂજાઓ થાય–છપ્પન ભોગો ધરાય?'

'ભક્તજનોની શ્રદ્ધા હોય તો થાય ને ધરાય–તેમા મારે શું? વર્તમાન લોકજીવન અને લોકભાવનાની આડે ઊતરવાનુ બળ કે સાહસ મારામા નથી. મહારાજ, હું તો સૈનિકમાત્ર! એ કામ સાધુજનોના! આપ શ્રીમંત કે હું, લોક ભાવનાનાં વ્હેણ નહીં બદલી શકીએ!'

'તો નિમકહરામ! તારી તો નજર અમારા નિયુક્ત ગુપ્તચર મંડળ ઉપર છે? અમે આજે જ અધિકારીઓને હુકમ કરીએ છીએ કે દેવમંદિરોના નિર્જીવ દેવતાઓએ સોડમાં સંઘરી રાખેલા અલંકારો લૂટી લ્યો–અને ગરીબ ભૂખે પીડાતા ખેડૂતોને ખાવા રોટલો આપો! અને આ ગોવિંદરાજને સાથે લેજો!'

'ગોવિંદરાજ પ્રાણાંતેય એવા દુષ્કર્મમા હાથ કે સાથ નહીં આપી શકે!'

'ગોવિંદરાજ, રાજઆજ્ઞાનુ ઉલ્લંઘન કરી રહ્યા છો!'

'એથીય આગળ પગલું ભરૂં છું!' એમ કહી ગોવિંદે સહસા પોતાના કમ્મરપટા પર પંજો નાખ્યો અને તલ્વાર છોડી પૂરણરાયના ચરણો સમક્ષ મૂકી શિરસા વંદન કર્યું.

'પણ આ શું કરો છો?'

'સાંભરપતિને છેલ્લું નમન! સેવક રજા લે છે.' કહી ગોવિંદ-રાજે પાછે પગલે ત્વરિત ગતિએ ચાલવા માડયુ. પણ તે સભાભવન છોડી ચાલ્યો જાય તે પહેલા તો રાજસિંહાસનની પાછળના ઝરૂખામાં એક રૌપ્યઘંટડી જેવો રણકાર સંભળાયો ગોવિંદરાજ!–ઊભા રહો!'

આખી સભાના સભ્યોની નયને જે દિશામાંથી કોઈક કોકિલકંઠ ટહૂક્યો હતો, તે દિશા તરફ પૂરણરાયના ભવાં સંકુચિત થયાં ને કાન સચેત થયા. નિમિષભરમાં એક મહાગુજરાતણે સભામંડપમા પ્રવેશ કર્યો.

'કોણ દેવિ?' પૂર્ણરાયે વિહ્વળતાથી પ્રશ્ન કર્યો.

"જી" રાણીએ જવાબ આપ્યો.

'દેવિ, રાજ્યકુલાચાર ભૂલ્યાં છો!'

'મહારાજ! જ્યારે રાજ્ય સંકટમાં સપડાતું જણાય ત્યારે એ કુલાચારોનાં બંધનો તોડી બહાર નીકળવું જોઈએ.'

'પણ એવું વર્તન આપણને ન શોભે!'

'રઘુકુલમણિ રામની રીતે એ સતીને શોભે એવું વર્તન કર્યું હતું. રામની સાથે વનેવને ભટક્યાં હતાં એ કાલને હું યાદ કરી રહી છું.'

'અરે દેવિ! રઘુકુલમણિ રામાવતાર એવો ન હોય! યુગે યુગે ભિન્ન ભિન્ન ધર્મોના આક્રમણથી વિશાળ ભારતવર્ષ છેદાતો આવ્યો છે અને પરધર્મનાં આક્રમણકારોના એ પ્રતાપ છે.'

'ના, એ કશુંય માનવા હું તૈયાર નથી. તમારા જેવા નાસ્તિકની જ આંખો રામાવતારની ગૌરવગાથામાં ખોડખાંપણ શોધે.'

'દેવિ! અમે નાસ્તિક નથી.'

'તો અનાસ્તિક કોણ કહે?'

'અમે જ્યોતિ ઉપાસક છીએ. રાત્રિ ને દિવસ આકાશમાર્ગમાં અવિરત ભ્રમણકારી સૂર્ય-મંડલના પૂજારી છીએ. તમારા રામાવતાર કે કૃષ્ણાવતારના અમે નિંદક નથી. અમારા ભારતવર્ષના એ એ તો મહાન આદર્શો છે. નીતિ ને વીરરસનાં બે જીવંત મહાકાવ્યો છે.'

'તો પછી એવા ન હોય શાથી કહ્યું?'

'અમારી તમારી દૃષ્ટિમાં સહજ ભેદ છે.'

'હશે.'

'એમ 'હશે' કહી અમારી ખુલ્લી અવગણના ન કરો. દેવિ! સતી સીતાને લોકવાયકાથી વનવાસ કોણે મોકલી તે જાણો છો? દ્રૌપદી જેવી મૂર્તિમંત કામિનીકીર્તિને પાંચ પતિ કોણે પરણાવ્યા તે જાણો છો?—અને આ બધી વિચિત્રતા આપ માનો છો?'

'જી, હા.'

અંધશ્રદ્ધાથી કે જ્ઞાનપૂર્વક?'

'અંધશ્રદ્ધા એ જ ભક્તિમંદિરે પહોચવાનુ પહેલું સોપાન છે! એ પગથિયું ચઢયા વિના પ્રેમલક્ષણા સાધ્ય નથી.'

'પણ દેવિ એ સોપાન ભાગલું છે–જે તમને મંદિરગર્ભમાં પહોંચાડવાને બદલે મંદિરના પગ પાસેની ઊંડી અંધારી ખાઈમાં ગબડાવી મૂકશે જ્યાં તમને સાચું માર્ગદર્શન જ નહિ થાય.'

તો આપ માર્ગદર્શન કરાવો.'

તો સાભળો દેવિ, મહાભારત અને રામાયણ એ ભારતવર્ષના બે મહાન ધર્મગ્રંથો–બે મહામૂલા રત્નો! મહાભારત અને રામાયણ જે કહે તે મુજબ કરવુ એ હિંદુજાતિનો એક ને અટલ આદર્શ!–આ બે ગ્રંથોને લોકમાન્યતામાથી–લોકવ્યવહારમાંથી ભૂસી નાખવાના દુષ્ટ હેતુથી જ એની દિવ્યકથાઓમા ન માની શકાય એવી કલ્પનાઓનું ઉમેરણ કરી કલુષિત કર્યા છે–છતાંય' કહી પૂરણરાય સહજ અટક્યો, હસ્યો અને ફરીથી આગળ બોલવા માડયુ, 'છતાંય ગાડી ને ધર્મઘેલી આર્યાવર્તની જનતાએ સત્યાસત્યનો ન્યાય કર્યા વિના એવી પ્રક્ષિપ્ત વક્ર કલ્પના પણ કબૂલ કરી લીધી. અને માન્યું કે રામ જેવા વિચારવંત રાજવીએ એક ધોબકાની નિંદાથી સીતાને ફરી વનમા રવાના કરી દીધી. આ તમારા અવતારી રામની નિષ્ઠુરતા? અને દ્રૌપદીને પાંચ પતિ હતા? હી! હી!–અને એવું પેલા ખોડકાઓએ કહ્યુ–ખુલ્લો ઘુસાડી ગયા ને આપણે માન્યુ પણ ખરૂં.'

સભાજનોને આજનો સાંભરપતિ કંસાવતાર લાગ્યો–પણ કંસમર્દન કરનાર કૃષ્ણ, ગુજરાતના ચક્રવર્તી સિંહાસનેથી મદમર્દનના મુહૂર્તની રાહ જોઈ રહ્યો હતો.

'હસો નહીં! મહારાજ હસો નહીં! એ તમને નહીં સમજાય! યાદ રાખજો, હસવાનું ખસવુ ન થાય!'

'દેવિ, ભારતવર્ષમાં જેટલાં સમજુ વૈરા છે તેટલા પુરુષો નથી—જો એમ હોત તો આ દ્રૌપદીનો દાખલો લેત અને એક સ્રીરત્નની પાછળ આમ નાહકમાં અસંખ્ય માથા રણમાં ન રોળાવત! એકજ અગનાના શરીરસુખની લાલસાને ખાતર અનેકે માથાં કપાવ્યાં તેને બદલે દ્રૌપદીની માફક એકને અનેક જણ પરણી જઇ સંપીને ઘર માંડી રહ્યા હોત તો આજનું ભારત–વર્ષ ઓર જ હોત.'

'મહારાજ, સ્વધર્મની નિંદા સાંભળવા હુ તૈયાર નથી.'

'તો દેવિ, જે કહેવા આવ્યાં હો તે સુખેથી કહો! આપનું હુ સર્વ કંઈ શ્રવણ કરીશ.'

'મારે આપ શ્રીમાનને કંઇ જ કહેવાનુ નથી.'

'હુ તો ગોવિંદરાજને અમારા અલંકારો સોપવા આવી છું.'

'કારણ કે આપના રાજકોષમાં પ્રજારક્ષા માટે ધન ખૂટયું છે.'

'પણ અમારા સપાદલક્ષના દેવાલયોમાં 'અખૂટ ધન ઊછળી રહ્યું છે.'

'એ પ્રજાધન–દેવધન ઉપર આપણો કોઈ પણ જાતનો અધિકાર નથી'

'લોકો ભૂખે મરે ને દેવને બંટાગોળી મળે?'

'એ ટંટામાં ધર્માવતારે ઊતરવાની જરૂર નથી' એમ બોલી રાણીએ ગોવિંદરાજ તરફ નજર કરી અને કહ્યું, 'ગોવિંદરાજ! લ્યો આ અમારા અમૂલાં અલંકારો–અને જગતપિતા–ખેડૂને રક્ષવામાં એનો ઉપયોગ કરો. ખબડદાર—જો સપાદલક્ષના મંદિરને આંગળી અડકાડી તો.'

'રાજમાતા, આપની આજ્ઞા શિરસા સ્વીકારૂં છુ.' કહી ગોવિંદરાજ મહારાણીની પાસેથી અલંકાર લેવા જેવા આગળ પગલાં માંડે છે કે તરત સિંહાસન પરથી અર્ધાસને થઈ સાંભરપતિ ગરજી ઊઠયો, 'ખબડદાર!–નિમકહરામ! સ્રીઓના શણગારથી ખેડૂતોનાં પેટ પૂરી સાંભરપતિને શરમાવે છે?'

'રાજમાતા, અન્નદાતાની આજ્ઞા સિવાય હુ આપના શણગારો નહીં સ્વીકારી...'

'તમારા સરખા અમારા સુપુત્રો જ જ્યારે માતાની આજ્ઞાની આમ અવજ્ઞા કરશે ત્યારે માતાઓ કોની પાસે પોતાના મનોરથની સિદ્ધિને માટે પાલવ પાથરશે? મહારાજ, ગોવિંદરાજને આ અમારાં અલંકારો સેવાયજ્ઞનારાયણની તૃપ્તિ અને તુષ્ટિ અર્થે સ્વીકારવાની આજ્ઞા આપો.'

'દેવિ, તમે બધા નચિંત રહો! યજ્ઞનારાયણને હું નારાયણના ધનથી આહૂતિ આપીશ.'

'વારવાર ના પાડવા છતાય હજુ નારાયણધનને લૂટવાની જીદ નથી છોડતા?'

'એ જીદ નથી—ન્યાય છે—સનાતન નીતિ છે.'

'અરે, હડહડતો અધર્મ છે'.

'માનવતાનો વિનાશ થતો હોય ત્યારે પણ પથરાની પૂજાના ઢોંગી ઠાઠો ન ભૂલી શકાય? જીવતા દરિદ્રનારાયણને પહેલા બચાવો પછી પૂજાના ઠાઠ—માઠ જમાવો! ભૂદ્રાચોરો! જીવતા પિશાચો! સાચો દયાધર્મ જ ક્યાં ભણ્યા છો?'

'હુ કુલાચાર છોડીશ અને ઝૂંપડીએ ઝૂપડીએ ઘૂમી ખેડૂતોને બચાવીશ.' રાણીએ કહ્યું

'અને માતા, ગોવિંદરાજ પોતાની મીલ્કત લુંટાવી દેશે અને સત્કાર્યમા આપને સાથ આપશે—ચાલો!' આમ બોલી સહસા ત્વરિત પગલે ગોવિંદરાજ સેવાભવન છોડી ચાલ્યો ગયો

ઘડીભરને માટે આ બનાવથી આખી સભા નિસ્તબ્ધ પાષાણ પ્રતિમાવત નિશ્ચેતન બની ગઈ. એટલામા સભાભવનના મુખ્ય દ્વારપાળે સભામંડપમા પ્રવેશ કર્યો અને સાંભરનાથને અભિવાદન-પૂર્વક નિવેદિત કર્યું, 'મહારાજ, સિદ્ધચક્રવર્તી ગૂર્જરનરેશ સ્વર્ગસ્થ જયસિંહ મહારાજના મહામંત્રી ચારુભટ્ટજી આપની રાહ જોતા દરબારગઢની ડહેલીએ ઊભા છે.'

'અરે, જલ્દી તેડી લાવ.'

આ નવા સમાચારથી સભાનુ ઘડી પહેલાંનુ ખિન્ન બનેલુ માનસ નવીન તરંગમાળાના વમળે ચડયું. ચિત્રવિચિત્ર વિચારચગડોળે ચઢ્યુ.

'સભાજનો, સ્વર્ગસ્થ જયસિંહ મહારાજના મહામંત્રીને સમ-સત્કારજો ! રાજનીતિજ્ઞતા માટે એમની કીર્તિ દેશપરદેશમાં પસરેલ છે.'

સાભરપતિ બોલી ન રહ્યા એટલામા તો પ્રતિભાશાળી પ્રચંડ શરીરવાળી એક વ્યક્તિએ ધીર મથર પગલે સભાકક્ષામાં પ્રવેશ કર્યો ને આખા સભ્યસમાજે ઊભા થઈ જઈ તેને સન્માનિત કર્યો.

તેના પોશાકમાં મુસાફરીની હાડમારીને લઈને મલીનતા અને દીનતા દૃષ્ટિગોચર થતી હતી છતા તેની તેજસ્વી હીરાકણી જેવી ચળકતી એ આંખોમાથી વિચક્ષણ બુદ્ધિનુ ઓજસ અને આભા ઉભરાઈ રહ્યા હતાં જે તેની રાજનીતિજ્ઞ કાર્યદક્ષતાની પ્રતીતિ પૂરતાં હતા

'પધારો, પધારો, મત્રીશ્વર ! એમને આસન આપો.'

'સાભરપતિની જય! સાંભરપતિની જય! ચાહડે તલ્વારને મ્યાન બહાર કરી સાભરપતિના મહાસત્કારનો પ્રત્યુત્તર વાળવાને–ત્રણ વાર તલ્વારને ઊંચી કરી જયકાર કર્યો–સભાજનોએ તેના જયકારમાં ટહૂકો પૂર્યો જેનો પડઘો સભામંડપમાં કક્ષેકક્ષે પડગો

'ગૂર્જરપતિના શા સમાચાર છે?'

'રાજન, આપ કોના સમાચાર પૂછો છો? સિદ્ધ જયસિંહ મહારાજ તો દેવ થયા.'

'એ ખેદજનક સમાચાર તો અમને અમારા દૂતો તરફથી ક્યારનાય ,મળી ચૂક્યા છે–અમે વર્તમાન ગૂર્જરેશ્વરના સમાચાર જાણવા આતુર છીએ.'

'વર્તમાન ગૂર્જરેશના સમાચાર છે તેમના તેમ છે.'

'અભિષિક્ત થયા?'

'જી, હા. આપ રાજનને નિમંત્રણ નહોતું?'

'અમે નિમંત્રણનો અનાદર કર્યો છે.'

'પેલા મહાપુરુષ જો આપને દાઢમાં ઘાલશે તો ભસ્મીભૂત કરી નાંખશે.'

'તમે કોની વાત કરો છો? હેમચંદ્રની?'

'જી, કલિકાલસર્વજ્ઞ ભગવાનની.'

'કલિકાલમાં સર્વજ્ઞ ને વળી પાછા ભગવાન? હી! હી!' પૂરણરાયે એક અટ્ટહાસ્ય કર્યું.

ગોવિંદરાજના ગયા બાદ મહારાણી પણ સભાભુવન છોડી ચાલી ગઇ હતી એટલે અધુના સાંભરપતિએ કરેલા સર્વજ્ઞ ભગવાનના ઉપહાસને રોકી શકનાર અન્ય કોઈ પણ શક્તિ સભામાં હતી નહી.

'વારૂ, મંત્રીશ્વર! સપાદલક્ષ તરફ કેમ આવવું થયું?'

'મહારાજ, ગુજરાતને મે છેલ્લા વંદન કર્યાં છે.'

'એમ? તો સપાદલક્ષની સભાને શોભાવો?'

'હું તો મહારાજની કૃપા જ ઇચ્છું છું.'

'અમારે ત્યાં નિમકહલાલ માણસોની હમણાં હમણાં બહુ ખોટ પડવા માંડી છે. અમને અમારા દિલનો એકકે માણસ મળતો નથી જે અમારી ઇચ્છાને અનુવર્તી રાજકાજ ચલાવે.'

'હું મારી જાતને માટે મોઢે બણગાં ફૂંકું એ ઠીક નહી ગણાય પરંતુ એ તો કાર્યભાર માથે પડયે સમજાય કે કોનામાં કેટલું હીર છે.'

'જયસિંહના જીવતા પાટણનો મંત્રણાભાર તમે વહન કરતા?'

'જી.'

'તો પછી ગુજરાત છોડયું શા માટે?'

'અત્યારે મારા પિતાજી મંત્રીપદે વિરાજે છે.'

'કોણ, ઉદયન? બહુ વિચક્ષણ મૂર્તિ છે—જાણે બીજો મુંજાલ! વારૂ, પણ એમની સાથે સહમંત્રીપદે રહેવું'તું.'

'પણ મારી ગૂર્જરપતિને ચાકરી જ નથી જોઈતી.'

'તો એમ ગભરાવ છો શું ?'

'મહારાજ, હું કશાયથી ગભરાઉં એવો નથી ! પણ ફરીથી મારા બુદ્ધિબળ અને બાહુબળ અજમાવી શકુ એવા યોગ્ય સ્થાનની શોધ કરી રહ્યો છુ.'

'તો સપાદલક્ષ કે અયોગ્ય સ્થાન છે?' પૂરણરાયે ગુજરાત પર ચઢાઈ કરવાને પોતે રોપેલાં બીજ ચાહડના આવાગમનથી પરિપુષ્ટ થતા જણાયાં ?

'ના, મહારાજ, અયોગ્ય તે કેમ કહેવાય? ચાહડને ભાવિ વૈર વાળવાના સાધનો નજર સમક્ષ તરતાં જણાયાં અને તે કાર્યસિદ્ધિ માટે તેને સપાદલક્ષમા પગપેસારો કરવો યોગ્ય લાગ્યો.

'તો આજથી હું આપને ' એમ કહી પૂરણરાયે સભાને સબોધીને કહ્યુ, 'સભાજનો ! સપાદલક્ષમાંથી ગોવિંદરાજ પ્રધાનપદ છોડી ખરા અણીના અવસરે પલાયન કરી ગયા છે. ચારે બાજૂ દેશમા દુષ્કાળની બૂમો સંભળાઈ રહી છે એવા કટોકટીના સમયે આપણે એક ડાહ્યા સલાહકારની જરૂર છે.'

બાજૂમાં બેઠેલા રાજગુરુને જરાક ડહાપણ કરવાનુ મન થઇ આવ્યુ એટલે તેણે ટાપસી પૂરી. 'મહારાજનુ કહેવુ યથા. .યોગ્ય છે'.

'એમ કે?' કહી પૂરણરાયે સહજ સ્મિત કરી એક આખ ઝીણી કરી રાજગુરુનો ઠઠ્ઠો કર્યો અને આગળ બોલવું શરૂ કર્યું. 'આપણા રાજગુરુ સર્વથી પહેલી ને વ્હેલામાં વ્હેલી સંમતિ આપે છે.'

સભામા પણ સહજ હાસ્યનો ચમકારો થયો

'સભાજનો, રાજગુરુને હસો છો ? બિચારો ધરડુ માણસ છે ! સભામાં પત્થરના પૂતળાંની માફક બેસી રહો તે અમને નથી ગમતુ. અમે દર્શનના પૂજારી નથી પણ મનુષ્યમા રહેલા દેવત્વના પૂજારી છીએ. ચાલો, તો તમારા નવા મંત્રીને સત્કારો !' કહી પૂરણરાયે ગોવિંદરાજની અસિ ચારુભટ્ટને અર્પણ કરી.

અને ચારે બાજૂથી 'સાંભરપતિની જય !' ના પોકારો થયા.

# પ્રકરણ ૧૫ મું

## ત્રિપુટી

સ્તંભતીર્થથી નાવડી મારફતે ભૃગુકચ્છ તરફ જતા અને નાવડી જહાજ સાથે અથડાવાથી ને ઊંધી વળી જવાથી નર્મદાના માઝાળ જલમાં ઓચિંતા ગૂમ થઈ ગયેલા આપણા બાહુશ્રી અને પાંદડીનો પત્તો લાગ્યો છે.

જ્યાં આપણે અત્યારે ભ્રમણ કરી રહ્યા છીએ તે સપાદલક્ષની આજૂબાજૂના પ્રદેશનો ગીચ અરણ્યાચ્છાદિત પાર્વત્ય પ્રદેશ છે. આ સપાદગિરિના ચરણો પખાળતી, અધવચમા આવતા વિઘ્નોને વિદારતી વૃક્ષવલ્લરીને કદીકદીક સમૂળ ઊખેડી જલહીંડોલે હુલાવતી, શુભ્રસલિલા સરિતા શરાવતી,–કદીક કલ્લોલતી–તો કદીક યૌવનો–માદે ઊછળતી વહન કરી રહી છે.

સંધ્યારંજિત ભાસતી શરાવતીને કિનારે બેઠી બેઠી બે વ્યક્તિઓ વહી જતી શરાવતીના જલહિલ્લોલને એકીટશે નિહાળી રહી હતી

'પાંદડી તને થાક લાગ્યો હશે ?'

'તમને નથી લાગ્યો ?'

'લાગ્યો છે'

'તો પછી મને લાગ્યો છે। એમાં પૂછવાનુ શુ ?'

'પણ આમ પૂછ્યુ તેમાં ખિજાઇ શુ જાય છે ?'

'અરે પણ ના પૂછ્યુ હોત તો શું તમારા હૃદયમાં મારે માટે લાગણી નથી એમ માનત ?'

'પાંદડી, તુ તો બહુ આકરી છે.'

'અને તમે છીછરા છો ?'

'પુરૂષોમા એક તો અધીરાઈ અને બીજી અસ્થિરતા.'

'ત્રીજું કે બાકી હોય તો ગણાવને !' હસતાં હસતાં બાહુશ્રીએ કહ્યું.

'ત્રીજું ચોથુ કરતા કંટાળી જશો. રહેવા દોને—કારણ પ્રણય-પુરાણમા જલદી કંટાળી જવાની ટેવ પણ પુરુષોને જ હોય છે !'

'વારૂ તો શુ તુ એમ કહેવા માંગે છે કે પુરૂષોને પ્રેમમાં વફાદાર રહેતાં નથી આવડતું ?'

'બરોબર, એમ જ.'

'પણ બધા ય પુરૂષોના વિષયમા એવુ નહીં બનતું હોય !'

'નવ્વાણુ ટકા પુરૂષો છેતરપીડી કરે છે.'

'પણ પ્રેમની શરૂઆતનુ પગથિયુ જ છે છેતરપીડી.'

'અને એનુ નાટક પણ પુરૂષો જ શરૂ કરે છે. પ્રેમમાં પ્રમદાને લપસવાનુ બ્હારૂ પણ પુરૂષો જ ઉઘાડી આપે છે.'

'અને સ્ત્રી પણ એમાં સંમતિ આપે છે.'

'કે તરતજ—ખોટુ ન લગાડતા ! બહુ કડવુ કહી નાંખું છું ! કે તરતજ પુરૂપ કૂતરાની માફક પ્રેમમાં મચી જાય છે, ગાંડો હાથી બની જાય છે. દુનિયાની લાજ, શરમ, સારાસાર બધું ય મૂઢની માફક ભૂલી જાય છે.'

'અને સ્ત્રી તેમા ય સંમત થાય છે.'

'તમે ધારો છો તે કરતા બહુ મોડી—સાચુ બોલો. તમે મને જોઈ ત્યારથી દીવાના બન્યા'તા કે નહી ?'

'ઉંહુ !'

'હવે રહેવાદો ખોટુ ઉંહુ !'

'ઉંહુ—હુ !'

"કેમ, પાછા જાવલે ચઢયા કે ?'

'હી–હી–હી!' બાહુશ્રીએ જવાબ ન આપતાં અટ્ટહાસ્ય કરવા માંડયું.

'વરરાજા થઇને પરણવા કન્યાને માંડવે તો તમે પુરૂષો જાવ છો !'

'પણ એને અમારા આશ્રયની જરૂર છે.'

'પણ તમે લોકો સાચો જ આશરો કયા આપી શકો છો ?'

'જે માગે તેને આશ્રય આપવો એ અમારો ધર્મ.'

'અને એથી જ તમને ભ્રમરા કહ્યા છે'

'પણ અમે તમને જીવન.. .'

'ખોટું ડહાપણુ રહેવા દો–જો, સ્ત્રી સ્ત્રીને પરણી શકતી હોત તો પ્રેમમાં પશ્ચાત્તાપ કે પસ્તાવો કરવાનો અવકાશ ન રહેત ! પણ શું કરે......'

'ડૂબી મરે'

'અમે તો ડૂબીએજ છીએ પણ એમાં ય હરામખોરી તમે કરો છો.'

'કારણ કે'?'

'કારણ ડૂબકી મારી તમે અધીરા તરતજ ઉપર તરી આવો છો અને ઉ–ઉં...કહી ડોકું ધૂણાવો છો. ખધાઇ કરો છો, લુચ્ચાઈ કરો છો,સ્ત્રીનો તમાસો જુઓ છો. તમને બધુ કરવાનો અધિકાર–પણ જો તમારી બૈરીએ કોઈ તરફ જરાક ત્રાસી નજર કરી કે હસીને વાત કરી તો તેના ભોગજ લાગ્યા. બાર વાગ્યા !–પણ આવુ બને છે એમાં સ્ત્રીનો વાંક નથી, વાક છે સ્ત્રીને નહીં સમજી શકનાર સ્વાર્થી પુરૂષનો !'

'એમ ?'

'તો વળી કેમ ? હા–હા, એમ ! એમ ને એમ !'

'એટલે તમે પુરૂષોને સમજી શકવાનો ખોપ રાખો છો ?'

'ખોપ નથી. પણ પુરૂષોને પુરૂષો જેટલા નથી સમજતા તેથી ય વધારે–ચતુર રમણીઓ પાઈ જાય છે !'

'પણ સ્ત્રીઓ લુચ્ચી બહુ હોય છે.'

'હોય તેમા શુ? તમોએ તેમને કારાગારમાં રાખવાને, તમને ગમતાં ને તમને પથ્ય આવતા શાસ્ત્રો, નિયમો ને બધનો ઊભાં ક્યાં તો સ્ત્રીઓ તેમાંથી છટકી જવાને, સ્વતંત્ર થવાને થોડીક લુચ્ચાઇ કરે, તો તેમા ખોટુ શું?'

'છતા ય પરુષતા સુવાળા સ્ત્રીત્વનુ સરક્ષણ કરે છે.'

'અને ન ફાવે ત્યારે ભક્ષણ કરે છે. આમ બનવા છતાંય એક શસ્ત્રથી પરુષતાને સ્ત્રીત્વ પીગાળી નાંખે છે–પાણી પાણી કરી દે છે!'

'પણ પાછો પુરૂષ તો પથરો તે પથરોજ બની જાય છે.'

'ભલે ને પથરો બની જાય! પણ એની વિષયાધતાની પેલી સોનેરી પળો સ્ત્રી સાધી લે છે–પરુષતાને ઇચ્છિત બંધનોથી બાંધી લે છે–અને એના હૃદયનો કોઇનેય ન ધીરવા જેવો અણમોલ ખજાનો વાતવાતમા–રમતમાં હાથ કરી લે છે.'

'અને પછી તેની ચૌટે ને ચોકે સ્ત્રીસ્વભાવ મુજબ જાહેરાત કરે છે–જેના અગે દુનિયાના કેટલાય દભી દુર્ગો તૂટી જાય છે–પરુષતાથી ભર્યું વ્યવહાર જીવન જોખમાય છે અને તેથીજ માનવસ્વભાવના વિવેચકોએ સ્ત્રી–પુરુષ ભેગા રહે છતા ય છૂટાં જેવાં રહે ને જીવન વ્યવહાર નિર્વિઘ્ને વહી જાય તે માટે આવશ્યક બધનો ઊભા કર્યાં છે અરે, પાદડી! વાતમા ને વાતમાં આ સાંઝ પણ વીતી ગઇ. ચાલ રાત પડવા આવી–પછી અધારે ક્યાં આથડીશું?'

'ચાલો, તો ઊઠીએ–પણ આ જગલમા જવુ ક્યાં?'

'અરણ્ય તો છે–પણ આપણે વસ્તીની પાસે છીએ કારણ આ નદીને સામે પાર ઝૂપડા જણાય છે જોયા?'

'હા, પણ ઝૂપડાઓની ઓથે અડધુ ઢકાયેલુ દેવળ જણાય છે–જોયુ?–તમને જણાય છે?'

'હા, ઝાડોના પાંદડાં પવનથી જ્યારે ખસી જાય છે ત્યારે દેવળના ઘુમ્મટની ડાબી બાજૂએ લોહીયાળ રગની–ભૂરી તારાટીપકીવાળી

ચુદડી જેને ગળે બાંધી છે એવુ એક ત્રિશૂળ પણ જણાય છે.'

'તો શું નદી પાર કરી ત્યાં જવુ છે ?'

'ના–ના, મારામાં અત્યારે હામ નથી. –કારણ થાક ને સાથે ભૂખ પણ લાગી છે તું કહે તો હું અંધારૂ થાય તે પહેલાં ફળ ફળાદિની ત્રેવડ કરી પાછો ફરૂ ? ખાધા વિના કૈં ચાલશે ?'

મને એકલી મૂકી ન જશો'

'તો ખાઇશું શું ?'

'તમે સાથે હશો તો ભૂખ્યા પણ મને તો ઊંઘ આવશે !'

'મારી પાદડી ! ભૂખે અત્યારે ઊંઘવું સ્હેલું છે પણ કાલે સવારે રસ્તો કાપવાની તમારામાં કે મારામાં–કોઇનામાં પણ હાય નહીં રહે !'

'પ્રભુને તો માનો છો ને ?'

'જોયો નથી !–પરંતુ આ તેની કુદરત માનવાની ફરજ પાડે છે'

'તો સવારે પ્રભુને પૂછીશુ કે ખાવાનું લાવ, ઝાડને વિનવીશું–પહાડને ખૂંદીશુ પણ સવારે પેટની પૂજા કરીશુ.'

'જેવી મરજી !' કહી બાહુશ્રીએ વાત બંધ કરી.

ખાત્રી આંખો મીચી બંને જણે ભૂખને નિદ્રાશસ્ત્રથી છેતરવાનો પ્રયાસ કરવા માંડયો.

અને કોઇકે બૂમ મારી, 'બાહુશ્રી !' બાહુશ્રીએ સૂતાં સૂતાં જ આંખ ઉઘાડી ને કાંઈ ન જોતાં પાછી બંધ કરી દીધી.

'દીકરી; લક્ષ્મી ! ઊઠો–ભોજન કરો !' પાદડી જરાક ઊંઘના ઉંડાણમા ઊતરી જવાની તૈયારીમાં હતી તે સહસા ઝબકી ઊઠી અને બાહુશ્રીનો ખભો હલાવતાં પૂછ્યુ,

'મને કોણે બોલાવી ?'

'મને પણ હમણાં કોઇકે બૂમ પાડી હતી !' કરી બાહુશ્રી બેઠો થઈ ગયો. અને ચારે બાજૂ બૂમ પાડનારની શોધ કરવા માંડી.

સહસા અંધકારથી આછાં બનેલાં જલમાં ખળખળાટ થયો અને એક શુભ્રકેશમંડિત યુવાકૃતિ બહાર આવી, એને અમરત્વ વર્યું

હતું. અમરત્વ વરનારના કેશ શુભ્ર ન થાય એવું નથી. કાયાના સર્વ ધર્મો તેના શરીર પર પોતાની સત્તા અને સામ્રાજ્ય જમાવે છે પરંતુ દેખાવમાં વૃદ્ધ જણાતી એ આકૃતિમાં–સનાતન થોડાંક રજકણો એવાં તો જંપીસપી ગયાં હોય છે કે તે આખા સંસારને પોતાનો કરી લે છે–તે પર પ્રભુત્વ જમાવે છે.

આકૃતિ વધુ નિકટ આવી અને ફરી બોલી, 'બાહુશ્રી ! જાગ્યો કે ભાઈ ?'

અત્યારે અંધકાર ધાડો થયો હતો. બાહુશ્રી બોલ સાભળી શક્યો પરંતુ કોણ બોલે છે તે ન જોઈ શક્યો એટલે તેણે પૂછ્યું, 'ગાઢ અંધકાર છે એટલે હુ તમને જોઈ શકતો નથી'

'સનાતન આખો ખોલુ એટલે તને–' એમ કહી આગંતુક વ્યક્તિએ કહ્યુ, 'પણ જો–ભૂત ન માનીશ.'

'પણ ઊભા રહો, હું મારી તલ્વાર સંભાળુ ! પછી તમારી સનાતન આખો ખોલો !' એમ કહી બાહુશ્રીએ કમ્મરપટા પરની તલ્વાર સભાળવાની તૈયારી કરી પણ એ તલ્વાર સંભાળે કે કરમા ધારણ કરે તે પહેલા તો તેની સામે એક દશ્ય દામિનીની માફક સહસા દમક્યુ.

તેણે જોયું કે તેની સામે એક શુભ્ર વસ્ત્રધારી સૂરિ ઊભા છે. તેની કાયાનો રંગ તામ્રવર્ણ છે, અને તેમા આછી આછી મેઘશ્યામ-રંગની છાટ છવાઈ રહી છે–મેઘશ્યામવર્ણની વદનાકૃતિ પર બે આંખોની કાળી કીકીઓને બદલે રાતાચોળ ચમકતા ને સળગતા અગ્નિના અગારા જણાતા હતા. અને એ આખના અંગારાના પ્રકાશે જરૂર જેટલો માર્ગ ને વસ્તુઓ પ્રકાશિત જણાતા હતા.

'કોણ ?' બાહુશ્રીએ ચમકીને પ્રશ્ન કર્યો.

'તને કોણ લાગું છું ?' આગતુક વ્યક્તિએ સામો પ્રશ્ન કર્યો.

'દાનવતા ને માનવતાથી દૂરના કોઈ અતીત પ્રવાસી લાગો છો. તમારી સનાતન આખો તરફ ટીકી જોઈ શકાતું નથી.'

'લે તો બંધ કરું છું' એમ કહેતાંક આગંતુક વ્યક્તિએ ધીમેથી આંખોની જ્યોતિ બુઝાવી નાખી અને કહ્યુ, 'તમને બન્નેને ભૂખ્યા સૂવાનો નિશ્ચય કરતા મેં જોયા'

'ક્યાંથી જોયા?'

'આ સામે શરાવતીને કિનારે ગિરિમાલ જણાય છે તેની કોઈક કંદરામાં મને તમારો વાર્તાલાપ સંભળાયો'

'એટલે દૂરથી?'

'હા, એમાં નવાઈ પામવા જેવુ નથી તમે પણ જો તમારી માનસિક શ્રવણેન્દ્રિય કેળવો તો હજાર યોજન પર ઉદ્ભવતા પ્રકાર પ્રકારના નિનાદ શ્રવણ કરી શકો ગુજરાતના પાટનગર પાટણના રાજદરબારમાં ગૂંજતા ગુજરાતના સંગીત–સંગેદ તમે અહીં શ્રવણ કરી શકો. શરીરમાં પૃથક પૃથક સ્થળે વ્યાપ્ત ને વિકીર્ણ ચેતનશક્તિને જે જે સ્થળે ઇચ્છો તે તે સ્થાને તમે સંકીર્ણ કરી, સંકલીત કરી, સંચીત કરી તેનો દિવ્ય ઉપયોગ કરી શકો છો? એ કાર્યપ્રણાલિ પાછળ આખા જીવનના મોરચા માંડવા પડે છે—પારદના અણુઓને એકત્રિત કરી શકો, તો ધૂળના નકામા જણાતા ઢગો તમારા સુવર્ણગિરિ છે, પારદગુટિકા પ્રયોગે આકાશમાંય ગમન કરવુ સહેલ છે, હાથવેંત છે. પણ જવા દે, એ બધી નકામી વાર્તા–તારા જેવા જુદી પ્રકૃતિના માણસને એ ઉપયોગની વાત નથી.'

'કોણ?—પણ જિનેન્દ્ર બપ્પા તો નહિ?' એમ બોલી બાહુશ્રી અર્ધો ઊભો થઈ ગયો અને પાંદડી પણ સચેત થઈ ગઈ. બન્નેએ સૂરિને વંદન કર્યું.

'એમ હશે, બાહુશ્રી! હું તને એક મહત્ત્વની વાત કહેવા આવ્યો છુ તે કહી ચાલ્યો જઈશ.'

'પણ બપ્પા, અમારે તો ગુજરાત તરફ જવું તું!'

'પણ મેંજ તને બોલાવ્યો હતો.'

'શા માટે બપ્પા?'

'નાવડીમાં તું ભૃગુકચ્છ જતો'તો અને મારે તારૂં કામ હતું !'

'પણ બપ્પા, અમારી તો નાવડીજ ઊંધી વળી ગઈ !'

'બને ખરૂ, પણ નાવડી ડૂબે ને નાવડીમાંના બચે !'

'યોગી પુરૂષોની નિષ્ઠુરતામાયે દયા હોય છે. નિઃસ્વાર્થ પ્રેમ હોય છે તે મને પામરને આજે સમજાયુ !'

'બાહુશ્રી, સૌભાગ્યની દીકરીને સાથે લાવ્યો છુ.'

'સૌભાગ્ય કોણ, બપ્પા ?'

'પાંદડીની મા.'

'તો નગરશેઠ કસ્તુરચદની દીકરી નહી.'

'કોણ કહે છે ?'

'આખું સ્તભતીર્થ !'

'સ્તંભતીર્થને દીવાની પાછળના અધારામા પડેલી વસ્તુ જોવાની સનાતન આંખો નથી–ચર્મચક્ષુઓ પાંદડીને નગરશેઠની જ દીકરી ધારે છે પરતુ નગરશેઠ તો વણિક હતો.'

'અને પાંદડી વણિક કન્યા નહીં ત્યારે બપ્પા.'

'નાતે બ્રાહ્મણકન્યા છે.'

'કેવી રીતે બપ્પા'

'વાણિયાએ એક બ્રાહ્મણ સ્રીનો જીવનશૃગાર લૂંટયો હતો અને તે ગરીબ સૌભાગ્યનું કન્યારત્ન તો આ પાંદડી !'

પાંદડીથી ન રહેવાયુ એટલે તે પણ બોલી ઊઠી.

'બપ્પા, ત્યારે મારી બા ક્યા છે અત્યારે.'

'પરધામમા !'

'શું મરી ગઈ.'

'હા, પિતાનુ મકાન સળગાવી આવ્યા હતા તેમાં.'

'બળી ગઈ.'

'ના ગાંઠી થઈ મરી ગઈ–પ્રાણુભાને મળી'તી !'

'તો અત્યારે પ્રાણુભા...' બોલતી પાંદડીને જિનેન્દ્રસૂરીશ્વરે

વચમાં ખાળી કહ્યું, 'બાહુશ્રી ! નકામી વાતો પૂછવાની બંધ કરો કારણ નિયત સમય સંપૂર્ણ થતાં હું અહીંઆથી નિયત સ્થળે પ્રયાણ કરીશ.'

'કહો તે સાભળવા તૈયાર છુ, બપ્પા !'

'તમો બન્ને મહાગુજરાતને માટે માથાં આપવા નિસર્યા છો, તમારી આંખોમાં વતનને માટે મરી ફીટવાની તમન્ના સળગી રહી છે !'

'પણ બપ્પાને કહું કે એ બધુંય ગુજરાતને મહાગુજરાત બનાવવા માટે કરી રહ્યા છીએ !'

'બાહુશ્રી, તારી ભાવના સંકુચિત છે એકલા સ્વદેશને માટે મરવુ એ કૂપમંડુક જેવી નીતિ છે !'

'તો શુ સ્વદેશને માટે રણે માથાં કપાવનારા મર્દોની ગુજરાતને જરૂર નથી બપ્પા '

'જરૂર છે–જરૂર છે–!'

'તો પછી સ્વદેશાભિમાનને સંકુચિત ભાવના કેમ કહી રહ્યા છો ?'

'સ્વદેશભક્તિ જ પરજાતિઓ સાથે કલહો વૈમનસ્યો ઊભાં કરે છે.'

'તો કરવુ શું ?'

'સારા ય સંસારને માટે મરતાં શીખો માનવતાને માટે મરતાં શીખો.'

'સ્વદેશને માટે નહી ?'

'ના–ના.'

'મહાબપ્પા, આપની વિરાટ ભાવના કંઈક હવે સ્હમજાય છે '

'બાહુશ્રી ! માનવતાના દુઃખો માટે મરનારા જગતમા વિરલ છે. પણ દાનવતાને માટે ખપી જનારા આ ખલકમાં લાખો છે. સ્વદેશને માટે મરવુ સહજ છે–કુટુંબી જનોને ખાતર ખુવાર થવુ સ્વાભાવિક

છે–સમાજને માટે સમર્પણ કરવું સરલ છે–પણ વિશ્વકલ્યાણને માટે જીવનોત્સર્ગ કરવો વિકટ છે. સ્વદેશભક્તિને સળગાવતું પ્રેમતત્ત્વ સ્વાર્થી છે અને સમગ્ર માનવતાને માટે પ્રગટતા વિશ્વપ્રેમમાં રહ્મી રહેલું પરમતત્ત્વ નિઃસ્વાર્થી છે.'

'બપ્પાએ મને આજે પ્રેમની વિરાટ ભાવના ભણાવી છે'

'બાહુશ્રી ! મેં નહી પણ જન્મની સાથે જ એ ભાવના વિરાટ-પુરૂષે માનવહૃદયમાં આરોપી છે–જેનું દિગ્દર્શન પ્રથમ તો પ્રાતઃસ્મરણીય પિતૃ અને માતૃદેવમાં થાય છે.. અજ્ઞાન બાલક માતા-પિતાને હજારો વિટંબણાઓમાં ઉતારે છે. પુખ્ત ઉંમરનો થતાં પત્નીપ્રેમની મોહજાળમા ફસી માતાપિતાને અવગણે છે, સંતોષવાને બદલે સંતાપે છે, છતાય બાલક તરફ માતાપિતાનો પ્રેમ તો અચળ ને અડગજ રહે છે. માતાપિતાના પ્રેમમાંથી આપણે ઘણું શીખવાનું છે.'

'પરંતુ વિરોધી તત્ત્વોનુ શુ ?'

'ન કહ્યું કે માબાપ પણ બાલક તરફથી આવતાં વિરોધી તત્ત્વો ને હસી કાઢી–અવગણી, પ્રેમની ભાવનાને પસારે છે.'

'સમજ્યો બપ્પા,—'

તેમજ જગતના જીવનમાં વિરોધાભાસ ઊભાં કરતાં તત્ત્વોને અવગણો, પ્રેમથી ક્રોધને કુમળો કરો, કામને મારી નાંખો, મદને ઝીણો કરો, મોહને હળવો કરો, ઇર્ષ્યા પર પ્રેમનિદ્રાનાં ઘોરણો નાખો; આમ સર્વ વિરોધીતત્ત્વામ્રે પ્રેમતત્ત્વને ધરી દો અને વિરાટપ્રેમની શૃંખલાથી એક એક, એમ અનેક હૃદયોને બાંધો એટલે વિરાટપુરુષની વિરાટ પ્રણયભાવના મૂર્તિમંત થશે. માનવતામાં ડોકિયાં કરી રહેલી ડાકણ-દાનવતા નાસી જશે.'

'બપ્પા ! આજથી હું સર્વસ્વસમર્પણનું સંકુચિત ક્ષેત્ર છોડી દઇશ અને માનવતાને માટે મરવાને માટે જ્યાં જ્યાં બની શકશે ત્યાં ત્યાં કમ્મર કસીશ.'

'જોજે ! પ્રતિજ્ઞા છુ ?'

'પ્રતિજ્ઞ'

'જે દિવસે પ્રતિજ્ઞપથેથી પગલું ચૂકશે તે દિવસે તારૂ પતન થશે.'

'હું આપનો ઋણી છું.'

'તારામાં બાહુ મલિન તત્ત્વો તે પોષ્યાં છે પણ તે તારી મહત્ત્વાકાંક્ષાને ખાતર.'

'બપ્પા, સત્તાનો મોહ મરણિયો છે.'

'પણ તારા હાથમાં સામ્રાજ્યસત્તાની આખી શતરંજ એક દિવસ આવનાર છે–તે દિવસે માનવતાને ભૂલીશ ના! તને પેલા ચાહડે શું કરવા કહ્યું હતું?'

'પણ હવે હું એમ કદાપિ કરનાર નથી'

'પણ જેણે તારો ગુન્હો નથી કર્યો તેવા–નિર્દોષના લોહીથી હાથ રગવાનું કહ્યું'તું ખરૂં કે?'

'જી,'

'ન કરીશ એવું. કારણ?'

'આપની આજ્ઞા'

'ના, વિધાતાની આજ્ઞા છે કે એના જીવનમા નકામો કોઈએ હાથ નાંખવાની જરૂર નથી–કારણ જગતને ચકરવકર ફરતુ જોવાનું એના ભાગ્યપત્રમાં એણેજ આલેખ્યું છે. મારી પાછળ આવો!' એમ કહી જિતેન્દ્રસૂરિએ ચાલવા માંડયું અને બાહુશ્રી તથા પાંદડીએ પણ તેમનું યંત્રવત્ અનુસરણ કર્યું.

જિતેન્દ્રસૂરીશ્વરની સનાતન આંખોના પ્રકાશે દોરાતા દોરાતાં ઉભય અરણ્યના હૃદયમાં આવી પહોંચ્યા.

'અરે, આ સામે જો, સામે'

'બપ્પા. આગ લાગી છે'

'જેમાં તારો એક કટ્ટો શત્રુ બળી રહ્યો છે.'

'બપ્પા, મારો!' બાહુશ્રીને આગળ પ્રશ્નનો પ્રત્યુત્તર ન મળ્યો.

તેણે આજૂબાજૂ નજર નાંખી તો સૂરીશ્વરને ન જોયા. તેની શુધસાન ઠેકાણે આવી. આગના ભડકાથી તેનુ હૈયુ ઊકળી આવ્યું.

'પાંદડી! તું અહીં આ ઝાડને ઓથે ઊભી રહે. હું હમણાં આવુ છુ.' એમ કહી બાહુશ્રીએ બળી રહેલા મકાન તરફ મુઠ્ઠી વાળી દોટ મૂકી ને પાંદડીએ અધીરાઈથી પોકાર કર્યો, બાહુશ્રી બળી જશો! ના જશો! પાંદડીના સમ-મારા સમ.'

પરંતુ જિનેન્દ્રસૂરીશ્વરની 'માનવતાને ખાતર ખપી જાઓ.' વ્યાખ્યાની જેના જિગરમાં સચોટ ચોટ વાગી છે તેવા બાહુશ્રીએ પ્રાણેશ્વરી પાંદડીના સમને નહીં સત્કારતાં દોટ મૂકી અને આગને હોલવવાને બદલે, લાંબા વાસડાઓથી સ કોરી રહેલા બે નરરાક્ષસોને કોણીના બબ્બે ઠાંસા મારી, ગબડાવી પાડી આગવાળા મકાનના દ્વારમાં સહસા સાહસથી ધસારો કર્યો. ચારે તરફ દોડાદોડ કરી બ્હાવરા બાહુશ્રીએ બૂમો પર બૂમો પાડવા માંડી, 'લલિત! લલિત! ઓ, લલિત, કયા છો?'

'ઓહ-ઓહ' કરતા લથડતે પગે આવી લલિતે બાહુશ્રીના શરીર પર પોતાનું શરીર નાંખી દીધું.



# પ્રકરણ ૧૬ મું

## સામ્રાજ્ઞી દેવળદેવી

પૂરણરાયે ગોવિંદરાજને દરબારમાંથી દૂર કર્યા તેની સાથે જ મહારાણી દેવળદેવી અને બીજી ઉપરાણીઓ પણ દરબાર છોડી ચાલી ગઈ હતી.

દેવળદેવીના હૃદયને પૂરણરાયની–મંદિરોની લોકલક્ષ્મી–દેવધન લૂટી ખેડૂતોને દુષ્કાળમાંથી બચાવી–પોષવાની અધાર્મિક નીતિએ ઘાયલ કર્યું હતુ. કસાવતાર પૂરણરાયના પાપાચારી પ્રવચને તેનો માનભંગ કર્યો'તો.

રાણીવાસના એક વિશાળ કક્ષની મધ્ય ભાગે બાંધેલા હીંડોલા પર ઝૂલતાં ઝૂલતાં દેવળદેવીએ ટહૂકો કર્યો, 'દાસી.'

'જી.' કહી દાસીએ પ્રવેશ કર્યો, 'તું મારી સાથે આવીશ કે?'

'ક્યાં રાણીબા?'

'હું જ્યાં જાઉં ત્યા'

'આવીશ.'

'મંજુલા, મારો સાથ કચવાતે મને કોઈએ પણ કરવાની જરૂર નથી એ યાદ રાખજો. મને જંગલે જંગલે હવે ભટકવાનું મન થયુ છે.'

'બા, એવુ તે શુ દુઃખ પડયુ જે આપ સરખા મહારાણીને જંગલે જંગલે ભટકવાનો સમય આવી પડયો, વારૂ?'

'મંજુલા, તું જાણે છે?'

'શું, બા?'

'સાંભરપતિ પ્રજાનો પ્રભુ મટી કંસ બન્યો છે.'

'બા, મહારાજાને માટે એવું કાં ઘસાતું બોલો છો?'

'તો શું કરું? એણે ધર્મને તિલાંજલિ આપી છે! એ દુષ્ટાત્માની દૃષ્ટિમાં અમારી પવિત્ર પ્રભુપ્રતિમાઓ ખૂંપી ગઈ છે-એને દેવના અલંકાર લૂટવાની પાપાકાંક્ષા થઈ છે–એની દૃષ્ટિ આંધળી બની ગઈ છે અને મતિ મલિન થઈ છે–શિવ! શિવ! મંજુલા, હું શું કરું? હું દાસી કહું છું પણ મેં તને મારી બેન કરતાંય વધુ વ્હાલી ગણી છે એ તું જાણે છે? મંજુલા, બેનડી...મારી વ્હાલી બેન.'' કહી રાણીએ ધ્રુસકે ધ્રુસકે રૂદન કરવા માંડયું.

મંજુલાએ દેવળદેવીનો વાંસો પસારવા માંડયો અને તેને છાની રાખતાં કહ્યું, 'મહારાણી, ગભરાવ છો શાના?'

મંજુ..લા, મને સ..હજ...' ફરી ધ્રુસકાં ભરવા માંડયાં

'બા, રડો ના. મહારાજાને વિનવજો–તે તમારું જરૂર માનશે.'

'એ કંસનું કાળજું નહીં પીગળે મંજુલા! એના માર્ગમાં આડે આવનારને એ ઊખેડી ઊસેટી દેશે. એના દિલમાં દયાનો છાંટો નથી.'

'ના, ના મહારાજા દયાળુ છે.'

'કોણ કહે છે? જો એના દિલમાં દયા હોત તો ગોવિંદરાજે ગરીબ ભૂખે મરતા ખેડૂતોની સ્થિતિ વર્ણવી તે સમયે એનું હૈયું પીગળી જાત–પણ એથી ઊલટું થયું–પીગળવાને બદલે પત્થર બન્યું. ઊલટો ગોવિંદરાજને દરબારમાંથી પ્રધાનપદેથી દૂર કર્યો! અને એ કંસ તો સમજ્યો કે ચાલો, માર્ગમાંથી એક કાંટો દૂર થયો.'

'ત્યારે શું બા, ગોવિંદરાજને બરતરફ કર્યા?'

'હા.'

'ગોવિંદરાજ જવાના છે ક્યાં? તે ખબર નથી પણ સપાદલક્ષ-

નો ત્યાગ કરવાના છે, બા.'

'તો મંજુલા, એક કામ ન કરે?'

'શા માટે નહી! એકને બદલે બે.'

'ગોવિંદરાજને ત્યાં જા, અને કહેજે કે મહારાણી આપને અત્યારે ને અત્યારે બોલાવે છે.'

'બીજુ કૈં?'

'ના એટલુ જ! પહેલાં તુ બોલાવી તો લાવ, પછી બીજી વાત.'

મંજુલા ગઈ અને બીજી એક દાસીએ પ્રવેશ કર્યો ને કહ્યું, 'મહારાણીબા, મહારાજ આજે રાત્રે આપને મહેલે પધારવાના છે.'

'તુ કોણ છે?' અન્ય મનસ્ક રાણીએ પ્રશ્ન કર્યો.

'બા, મને ભૂલી ગયા? હું તો આપની દાસી! બગલી!'

'બરાબર, બગલી. હું કોઈ એક બીજા વિચારમા પડી ગઈ હતી તેથી આમ...વારૂ, પણ મહારાજાને ના કહી આવ.'

'બા...'

'મે, કહ્યુ તે તેં સાંભળ્યું કે નહીં. બગલી?'

'પણ બા......'

'બગલી, કૈં પાંખો લાવી કે શુ? રાજાની ને મારી દાસી બની તેથી.'

'ના, બા, હું તો તમારી ગરીબ બગલી જ છું.'

'તો મારૂ કહેવું કાને કેમ નથી ધરતી?'

'બા, હું તો ચીઠ્ઠીની ચાકર! જઈને કહીશ પણ મહારાજા બીજા ..શે? મહારાજ, તમારી ઉપર બહુ જ રોષે ભરાશે.'

'કારણ નવા પ્રધાન પણ મહારાણીને મહેલે આવવાના છે.'

'મારા મહેલે મહારાજ સિવાય મારી ઇચ્છાનો અનાદર કરી કોઇને પણ આવવાનો અધિકાર નથી.'

'પણ આ તો નવા પ્રધાનજી છે તે ..'

'એ—જાણ્યું. હવે—ના કહ્યુ ને કે ત્રાહિત મારે મહેલે નહીં આવી

શકે! મહારાજને કહી દેજે કે પ્રધાનજીને ન લાવે-એમને એકલા પધારવું હોય તો પધારે. જા'

'જી.' કહી બગલીએ ચાલવા માંડયુ.

રસ્તામાં જ તેને દ્વારમાં પ્રવેશ કરતા મંજુલા ને ગોવિંદરાજ મળી ગયા.

તે બન્ને પસાર થઈ ગયા ને બગલીએ પૂંઠ ફેરવી અને ડોકું ધૂણાવી તે અસ્પષ્ટ બબડી, 'ઉં..... ઉં, નવા પ્રધાનજી ન આવે...ઉ...... અને આ જૂના? ઉં...ઉં...ફાવે ત્યારે...ઉ! ચાલો, મહારાજને... લાભીશુ...ઉ! ઘણા દિવસની દાઝ...ઉ...!' આમ કેંક કેંક લવી બગલી ત્યાંથી પસાર થઈ ગઈ.

'પધારો'

'કેમ મારૂ શુ કામ પડયુ મહારાણીજી?'

'મે સાંભળ્યું છે તમે સપાદલક્ષ છોડો છો-ખરી વાત?'

'હજૂ નિશ્ચય નથી કર્યો'

'નિશ્ચય કરો.'

'સપાદલક્ષ છોડવો એ તો નિશ્ચય છે-પણ તે પછી કયા જવુ તેનો હજૂ નિર્ણય નથી કર્યો.'

'ગોવિંદરાજ! ગુજરાત તરફ જાવ'

'મને પણ મહારાણી, એજ વિચાર સ્ફુર્યો હતો.'

'તો જરૂર જાવ, મારા ભાઈ ગુણજ્ઞ છે અને તે તમારા જેવા વીરનો સાચો સત્કાર કરશે,'

'મહારાણી, નવા પ્રધાનજી નિમાયા એ નવીન સમાચાર જાણ્યા!'

'જાણુ છુ-પણ જોયા નથી-કોણ છે તે ઓળખતી નથી.'

'ઓળખાવુ તો. સ્વર્ગસ્થ સિદ્ધરાજ જયસિંહના જમણા હાથ-દત્તકપુત્ર અને તમારા ભાઈના દુશ્મન'

'કુમારપાળ મહારાજનાં?' 'કારણ જયસિંહ મહારાજના નિર્ણયાનુસાર ગુજરાતની ગાદી એમને ન મળી અને કૃષ્ણદેવ સામંત

અને મંત્રીશ્વર ઉદયનના પ્રબળ પ્રયાસે કુમારપાળ મહારાજને મળી.'

'અને તે જયસિંહનો દત્તક સપાદલક્ષમાં આવ્યો છે?' શુ એવા મોટા ગુજરાતમાં એને વસવાને ઠામ ન મળ્યુ જે એને શરાવતીના કિનારા શોધવા પડયા?'

'મહારાણી, અહીંયાં આવવામા એનો ગુપ્ત હેતુ છે.'

'સપાદલક્ષને સળગાવવા માગે છે?'

'હા જી, બીના તો એમ જ છે! અને સપાદલક્ષને અશાંત કરે તો એની મુરાદ બર આવે એમ છે.'

'ગોવિંદરાજ, તમારૂં કહેવુ ઠીક લાગે છે. મને તો લાગે છે કે સાભરપતિ જ્યારે દરબારમાં ડોલી ઉઠયા'તા ત્યારે જ અક્કરમીએ સપાદલક્ષની સીમામાં પગ થાપ્યો હશે?'

'પણ મને તો બીજુ લાગે છે.' એ દેશદ્રોહ કરીને આવ્યો છે એટલે ગુજરાત પર વૈર વાળવાને માટે સપાદલક્ષના સાભરપતિને એ હથિયાર બનાવશે અને ગુજરાત સાથે યુદ્ધ કરવાને તત્પર બનાવશે.'

'તો તમે ગુજરાત જાવ અને સમ્રાટને આ કાવત્રામાંથી સચેત કરી દો.'

'એ મારાથી નહી બને' કેમકે

'એવો માલિકદ્રોહ મારાથી નહીં કરી શકાય! અને જેનુ મે અત્યાર સુધી લુણ ખાધું છે તેની રમતની ચાલબાજી તેનાજ શત્રુને જઈ કહી દઉ? એટલે કે હરણને સિંહના પંઝામા સોપી દઉ? મારે માટે એ શોભાસ્પદ નથી'

.ગોવિંદરાજ, હુ તમારા હૃદય પર આફ્રિન છુ.'

આ વાર્તાલાપ થઈ રહ્યો છે એટલામાં ચાલી ગયેલી ચબાવલી દાસી બગલીએ પુનઃ કક્ષમાં પ્રવેશ કર્યો અને ગભરાતા ગભરાતા જલ્દી બોલી નાખ્યુ, 'બા, મહારાજા પધાર્યા છે.'

'શું મહારાજા અત્યારે પધારે છે?'

'અરે આ–' બગલી પોતાનું વાકય પૂર્ણ કરે તે પહેલાં તો

સાંભરપતિએ કક્ષમાં પગ મૂક્યો અને ગંભીર મુખાકૃતિ રાખી કહ્યું. હા, અત્યારે! અમારી મહારાણીના મહાલયમાં અમારી ઇચ્છા થાય ત્યારે અમો આવી શકીએ છીએ.'

'અને આ સાથે કોણ—?'

'નવા પ્રધાનજી.'

'પણ એમને મારે મહેલે શા માટે—?'

'એ તમારા ભાઇના સબધી છે.'

'ના–ના સબધી નથી કટ્ટા શત્રુ છે.'

'એવુ તમને કોણે શીખવ્યુ? આ નિમકહરામ ગોવિંદરાજે કે! જેના હૃદય પર તમે આફ્રિન છો તે.'

'હા એમના હૃદયની ઉદારતા હજૂ આપને ખબર નથી–તેથીજ આવુ–ગમે તેવું વાંકુ બોલો છો.'

'દુર્જનો પોતાનામાં રહેલા દુર્ગુણોનો ગમે તેની ઉપર બહોળે હાથે વ્યય કરે છે એ હિસાબે દુર્જનો ઉદાર ખરા.'

'પણ આપ માનો છો તેવુ નથી'

'મત્રીજી! આ અમારા જૂના મન્ત્રી.' સાભરપતિએ ચાહડ તરફ જોઇ કહ્યુ

'તમારા નવા મત્રીજી કરતા જૂના ગોવિદરાજની કીંમત જરાય ઓછી નથી। આખા સપાદલક્ષમા એના સરખો સ્વદેશભક્ત, સ્વામી-ભક્ત કે સજ્જન પ્રાપ્ત થવો દુર્લભ છે—એ ભૂલશો ના! એની કીંમત એની ગેરહાજરીમા જ આપને થશે'

'મહારાણી। અમારે તો તમારી પણ હાજરીની જરૂર નથી. અમે તમને અને ગોવિદરાજને ચોવીસ કલાકમાં સપાદલક્ષ છોડી ચાલ્યા જવાની આજ્ઞા ફરમાવીએ છીએ'

'મહારાજ, આ સારૂ નથી થતુ!' ચાહડે વચ્ચેજ ટાપસી પૂરી.

'ચારુભટ્ટજી। અમારા રાજઘરાણાના વિખવાદમાં તમારે હસ્તક્ષેપ કરવાની જરૂર નથી.'

'પણ રાજન, આનું પરિણામ બહુજ વિપરીત આવશે'

'સારાં નરસાં પરિણામોની બહુ પરવા ર્ક્યાં કરનાર માણસો દુનિયામાં કૈંજ કાર્ય કરી શકતા નથી! ચારુભટ્ટજી, ન ભણ્યા હો તો આ તમારા સાંભરપતિ પાસે આજે ભણી લેજો કે સાહસજ કીર્તિની જનેતા છે! સાહસ વિના કીર્તિ નથી–અને કીર્તિ વિનાનું જીવવા સરખું નથી.'

'પણ રાજન, આપ સિંહના પાંજરામાં હાથ નાંખો છો'

'ચૂપ? એક પણ શબ્દ આગળ બોલ્યા તો આ શમશેરથી ધડ ઊડી જશે! સપાદલક્ષના દરબારમા પ્રધાનપદ્દુ કરવું રહેલુ નથી! અને તમે શુ કહેવા માગો છો તે હું સારી પેઠે સમજુ છુ! તમે કુમારપાળની વાત કરો છો. પણ સાંભળી લ્યો કે કુમારપાળને હુ સિંહ નથી માનતો!–સિંહ સાચો તો હતો જયસિંહ સધરો.'

'મહારાજ, આપ ભૂલ કરો છો.'

'એટલે તમો સિંહને શિયાળ કહેવડાવવા માગો છો અને શિયાળને સિંહ, ખરૂં કની?'

'ના જી, ચારિત્ર્યમાં કુમારપાળ સિંહ છે અને સદ્દગત સધરા મહારાજ શિયાળ છે! વાણિયાએ રાણીની સમક્ષ એનાજ ભાઈની પ્રશંસા કરી છાપ બેસાડવા માડી.

'વાણિયા, મરેલા સિંહના શબ ઉપર સ્વારી કરી, નાચી કૂદી ફુલાતો હશે, કેમ?–પણ જયસિંહનુ વીરત્વ કોનાથી અજાણ્યુ છે?'

'ના, મહારાજ, એમા પણ આપ ભૂલ કરો છો!'

'ચૂપ'

'ના, જી! સત્ય વાત જાહેર કરવામાં ચારુભટ્ટ સહન નહીં કરે–એ સહન કરવાનો સદ્દગત મુંજાલ મંત્રીને શોખ હતો. વાણિયાને પોતાની છાપ બેસાડવાની મુત્સદ્દીગીરીની એક નવીજ કીલી–કૂંચી હાથ લાગી હતી.

'તો અમારે તમને પ્રણામ કરવા?'

'ના જી, આપનો સેવકજ આપને હજારોહજાર પ્રણામ કરી ફક્ત સત્ય વસ્તુ શાંતિથી શ્રવણ કરવાની વિનંતિ કરે છે.'

'વારૂ, કહો! અમે તમારી નીડરતા ને નિખાલસતા ઉપર આફ્રિન થયા છીએ'

'સધરા જેસંગ વિલાસી હતા.'

'પણ ચારુભટ્ટજી તેવાજ તેઓ વીર હતા.'

'મહારાજ, વિલાસિતા ને વીરત્વ કદી પણ સાથે વસી શકતાં નથી'

'એક રાણક ને જસમાના પ્રસગ ઉપરથી કહો છો?'

'ના જી, મુંજાલ મંત્રી હોય નહીં ને ગુજરાતનુ રાજ્ય વિસ્તરે નહીં! એટલે કે એ બધુય વીરત્વ મુંજાલનું ને પેલા ભૃગુકચ્છના દંડનાયક–સંધિવિગ્રહકનુ.'

'પણ તો કુમારપાળમાં શુ ભર્યું છે?'

'કુમારપાળ એટલે અનુભવ.'

'એવા અનુભવ તે કૈં ગજકાજમાં ખપ લાગે વારૂ?'

'રાજન, એવા અનુભવ તો આપ ન કલ્પી શકો એવુ કરી શકે! અનુભવના હથિયારની સામે લોખડના શસ્ત્રો નીચાં નમી જાય છે.'

'એટલે પણ આ બધી વાતમાથી તમારે કહેવાનું શુ છે તે કહોને!'

'રાજન, કહેવાનું એ કે મહારાણીને સપાદલક્ષનો ત્યાગ કરવાની ફરમાવેલી આજ્ઞા રદ કરો. આપ જાણુતા તો હશોજ કે સપાદલક્ષનો પરિત્યાગ કરી મહારાજ્ઞી ક્યાં જશે?'

'આ નિમકહરામની સાથે'

'ચૂપ! બેલગામ! બેશરમ?' કહી તરતજ રાણી આગળ વસી અને પૂરણરાયનુ એક હાથે કાંડુ પકડી બીજે હાથે તેનાજ મ્યાનમાંથી તલ્વાર ખેંચી લઇ હાથમાં ધારણ કરી અને છછેડાયલી સિંહણની માફક ગર્જી ઊઠી 'ક્યારની સહન કરી રહી છું! તે દિવસે

રાત્રે પણ ચોપાટ ખેલતી વખતે મારા ભાઈને અપમાનિત કર્યો હતો અને અત્યારે મારા ગિયળપર તરાપ મારો છો? નીકળો મારા મહાલયમાંથી! બ્હાર જાવ—નહીંતર રાણીવાસમાં રણાંગણ થશે—તમારા લોકોનુ યમાલય બનશે'

'તમને ખબર છે કે આ સપાદલક્ષ ગામના રણીધણી અમે છીએ?'

'પણ સપાદલક્ષની રાજ્યલક્ષ્મી હૂં છુ!'

'હં! રાજ્યલક્ષ્મી!—લક્ષ્મી તો મારા ભંડારમાં નૃત્ય કરે છે!'

અત્યાર સુધી શાંત ઊભેલા ગોવિંદરાજથી અંતે ન રહેવાયુ એટલે તે વગર પૂછે જ વચમાં ચડભડી ઊઠયો, 'સાંભરનાથ! ખજાનામાં લાદેલી જડ લક્ષ્મીના મદમાં આ જીવતી મહાલક્ષ્મીને ઠોકર ન મારો! રાજન, મને તો સપાદલક્ષનું ભાગ્યપત્ર ઊંધુ થતુ ભાસે છે! મહારાજ, બહુ ખેંચતાણ કરવામા સાર નહી નીકળે મહારાણીને દૂભાવો ના!'

ગોવિંદરાજ તરફ જોઈ રાણી બોલી, 'ગોવિંદરાજ, એક ધર્મ-કર્મકંગાલદેશની રાણીના એક નજીવા જીવનને ખાતર તમારા લોકો-પયોગી જીવનને નાહક જોખમમાં ના મૂકો!'

'દેવિ તલ્વાર લાવો!' રાણીનું ઉપર્યુક્ત એકે વચન કાને ન ધરતા ગંભીર મુખમુદ્રાથી પૂર્ણરાયે કેવલ પોતાની અસિની યાચના કરી.

પણ રાણી આજે જીવનજીદ્દે ચઢી હતી.

'નહી મળે।' રાણીએ પ્રત્યુત્તર આપ્યો.

'દેવુરાણી, એ તમારા હાથમાં નથી શોભતી.'

'ધર્મઅરિ કરતાં મારા જેવી સોલંકિણીના હાથમા વધારે તેજસ્વી દેખાય છે! આજે એ તલ્વાર તમને નહી મળે—નહીં મળે—અરે, શિર સાટે યે નહીં મળે!'

'દેવળદેવી, સાંભળતાં નથી? દેવુરાણી સાંભળો છો?'

'રાજ, અત્યારે મારા કાનમા મારા પ્યારા સપાદલક્ષના મદિરના દેવતાઓ પોકાર કરી રહ્યા છે કે અમને આ કંસના પાપી પંઝામાંથી બચાવો '

'દેવુ, અમારી ઇચ્છાશક્તિની ભઠ્ઠીમાં પડેલા પ્રાણીને, પ્રેતને-ભૂત કે ભૂતનાથને દેવ કે દેવીને પણ બચાવવાની કોઇની શક્તિ નથી એ ભૂલશો ના!'

'ભૂલો છો! જગતના પ્રલયકાલે ય પ્રાણરક્ષાને ખાતર કુમળાં બાલકો મીઠી માડીની સોડમાં જ લપાઇ જાય છે-નિષ્ઠુર બાપની ગોદમા નહીં! આજે સપાદલક્ષની દુઃખી પ્રજા મારા પાલવ નીચે સૂતી છે-મારી છાતી પર માથુ મૂકી નચિંત નિદ્રા લઈ રહી છે. શાને માટે? જાણો છો? રક્ષા માટે! તો હુ માતૃધર્મ બજાવીશ—ભલે પિતા નિર્દય બને!'

'દેવુરાણી, અમને પહેલાં અમારી કુલદેવી સોંપી દો, પછી જે કૈં—' આમ બોલતાં બોલતાં પૂરણરાયે દેવળદેવીના હસ્તકમાથી તલ્વાર લેવાને હાથ લંબાવ્યો પણ જવાબમા રાણીએ તેનો હાથ તરછોડી નાંખ્યો અને કાલસ્વરૂપિણી કાલિકા સમી તે કૃતનિશ્ચય વચનો બોલી.

'એ કુલદેવી નહીં મળે કેમકે એણે મારા હાથે ચઢી અટલ પણ લીધું છે.'

'પણ? હી! હી! હી!'

'હસો ના! રાજદરબારમાં મને હસી કાઢી'તી અને આ બીજી વાર!'

'દેવુ, તલ્વાર લાવ! ક્યારના કહીએ છીએ તે—' એમ કહી પૂરણરાયે બળજોરીથી દેવુરાણીના હાથમાંથી તલ્વાર ખૂચવી લેવાનો પ્રયાસ કર્યો એટલે તેણે બીજે હાથે તલ્વાર બારીએથી બ્હાર માર્ગ પર ફગોટી દીધી.

'ચારુભટ્ટજી, આ બન્નેને-' પૂરણરાય સંપૂર્ણ વાક્ય બોલી

રહે તે પહેલાં તો અન્યમનસ્ક ઊભેલા ચારુભટ્ટના મ્યાનમાંથી સહસા રાણીએ શમશેર ખેંચી લીધી તે વાઘણ બની.

અને ગર્જી ઊઠી, 'જાવ, દૂર થાવ ! આ રણકાલિ સપાદલક્ષના સિંહદ્વારે સપાદલક્ષના મંદિરોની દૌલત લૂંટનારાઓના માથાંનાં તોરણો બાંધી મ્યાન થશે ! મારા પ્યારા ધર્મની આડે આવનાર જો મારો પતિ હશે તો તેનું પહેલુ બલિદાન આપીશ—અને એનુ માથુ તોરણની વચમા લટકાવીશ !" આમ બોલી એક પળ પણ ન થોભતા ખુલ્લી તલ્વાર સહિત દેવુરાણી ત્વરિત ગતિએ મેહેલની બહાર દોટ મૂકી પલાયન કરી ગઈ.

અને મહેલની બારીએથી બગીચાના પાણીથી ભર્યા હોજમાં ગોવિંદરાજેય પડતું મૂક્યું.



## પ્રકરણ ૧૭ મું

## દુષ્કાલદલન ને દેવીગમન

વિદ્યુતગતિથી મહાલયનો પરિત્યાગ કરી નીસરેલી મહારાણી દેવળદેવી સપાદલક્ષના દુષ્કાલથી દીનહીન બની ગાત્રોથી ગળી ગયેલા સાચા જગતપિતાઓના, દેખાવમાં ક્ષીણ ને વૈભવહીન ભાસતાં ઝૂંપડાંઓ પાસે આવી પહોંચી.

જરીપુરાણી રૂઢિયો અને રિવાજ–રસ્મોમા રૂંધાયલી ખેડૂજાતિ અત્યારે દેવીની સામે નાકલીંટીઓ ખેંચી દુષ્કાલથી તેઓનું રક્ષણ કરવાની દેવીને વિનંતિ પાથરી રહી હતી.

ભાનજી ભૂવો ડૂગડૂગિયુ વજાડ્રી, 'હો–હો–જે અંબે ! જે અંબે !' ના કાનફોડ પોકાર કરીને ધૂણી રહ્યો હતો–એની ધૂણવાની કલા સામા જોનારને રોમાચ કરી શકતી હતી !

માજીને પ્રસન્ન કરી રીઝવવાને ખેડૂતો એક બકરાને લેઈ તેનું બલિદાન આપવાની તૈયારી કરી રહ્યા હતા. ભાનજીમાં આવિર્ભૂત દેવી ધૂણી ઊઠી અને બોલવા લાગી.

'મેઘજી, દુનિયામા પાપ ને પુનની તુલા સરખી નથી તેથી હું સમહાર કરવાને આ જુગે પાસી આવી સુ ! હું તમને બધાયને ભરખી જઇશ–ની તો મને મારો ભાગ દેઇ દો !'

'અમ્મા, અમારા ઘરમાં જ કોઠિયું ખાલી સે પસે ભાગ તે શે વડે દેઈએ ? માજી, ખમા કરો, માજી, દયા રાખો–હ્ય એક બકરૂં

દઈએ સૌયે તીનેથી, સંતોષ માણો મા!' એમ કહી મેઘજીએ માતાના થાનકની સામે ધૂણતા ભૂવાની સામે ખડા કરેલા બકરાને વધેરવાને તલ્વાર ઉગામી અને સહસા થાનકની પાછળના વૃક્ષોની ગીચ ઘટામાંથી દેવી સાક્ષાત પ્રકટી અને બોલી, 'સબૂર મેઘજી ! ભાનજી !'

'એલ્યા,- ભાનજીભૂવા, બસ હવે બસ–બહુ થિયુ તારૂ ધૂણયવાનુ બંધ કરય–જો, જો માડીએ સાખસાથ દર્શન દીધાં છે ! એલા, રામજી ! એલ્યા ટોપરાં ને સાકરનો પગ્સાદ લાવી દિયો–ઈ ટાણે જ માજીને ધરાવી પરસન કરી દેઇએ !'

'ભાનજીભાઈ, શું કરશુ તારે ?'

દેવીનું પ્રાકટય થતા જ ધૂણતો ભાનજીભૂવો પણ સ્થિર થઈ ગયો અને બોલ્યો, 'એલા, રામજી મેઘજી ! ગાંડા થિયા સો કે શું ? ઈ ટાણે તો બકરૂ દિયો–પસે ટોપરા વંસી ખાજો–એલાઓ, જોયા શું કરો સો ! લાવો, લાવો ખાંડુ મને–મારા હાથમાં દઈ દિયો– તમો બધાય બાયલા છો–પાવઇયાના ઇ કામ નૈ–ઈ તો મરદુનાં કામ !' એમ બોલી ભાનજીએ ઊભા થઇ ચડપ દેતુક મેઘજીના હાથમાથી ખાંડુ ઝડપી લીધુ અને 'જે અમે ! જે ભ . . . ' કહી બકરાને વધેરવાને એક ઝટકો માર્યો પણ બિચારા બકરા પર તલ્વારનો ઝટકો પડે–ને એનુ કુમળુ શરીર દડબડે–તે પહેલાં તો સામે પ્રત્યક્ષ પ્રકટેલી દેવીએ તેને જમીન પરથી ઊચકી લઇ પોતાની ગોદમાં ઘાલી દીધુ.

ભાનજીભૂવો તો આ દશ્ય જોઈ આભોજ બની ગયો અને બોલ્યો, 'એલા, માડીએ જાતે જ એનો ભોગ લઈ લીધો સે–આપણે ફક્ર–ચન્તા કરવાની જરૂર નથી એલાઓ, ઢોલ બજાવો–તતૂડા વજાડો અને માડી પાસે ગોળગોળ નાછો. એલા, નાછો !' ભૂવાનો હુકમ થતાંજ સમવેત વાદ્યવાદક દલે પોતપોતાનાં વિવિધ વાદ્યો ને ટોલ –કરતાલ વજાડવા માંડયા.

દૂંકમાં કૃષિકાર એકતાર બની રમતે ને રંગતે ચઢયા. તરગી નૃત્ય પૂર્ણ થયુ ને દેવી બોલી, 'દીકરાઓ, તમારા પર હુ આજે

પ્રસન્ન થઈ છુ અને તમને સુખ આપવાજ આવી છુ !'

'માડી ધરમા ખાવાને દાણો અન્ન નથી !'

'હું તમને ખાવાનુ જ આપવા પધારી છુ !'

'પણ મા, ઈ નુગરો રાઝા મસૂલ માંગ છ, તીનું કેમ કરવુ.'

'ધીરજ રાખો ! એ બધુ ય દુઃખ હમણાં જોતજોતામાં દૂર થઈ જશે–તમારી પાસે હથિયારો છે?'

'હોવે મા–જંગલમા રહેવુ ને હથિયાર ની, એ કેમ બને !'

'જાવ તો બધાં–ઝૂપડામા જઇ હથિયારો લઈ આવો !'

'એલ્યા, ચલો હેમજી, ઓલા ખીમજી કોદાળી હોય તો કોદાળી લાવજે–ચલો–ચલો !'

'મારી સોડે તો બે તલવારૂ સે !'

'એલા, તલવારૂ તે તારા કિયા બાપે તને દીધી સે.'

'એલા, સાચા ! ખબરદાર જો બાપ સુધી ગિયો તો વાઢી નાખી છ !'

'રિહુ બાપા–પણ મને એક તલવારૂ દેજે હો કે !'

આમ અનતમુખે અનત પ્રકારની વાતો કરતાં કરતાં ખેડૂતો પોતાનાં ઝૂપડાઓમા પહોંચી ગયા અને હથિયારો લઈ પાછા ફર્યા. ના પાડવા છતાં ય ન્હાનાં ન્હાના ખેડૂઆલો અને ખેડૂસ્ત્રીઓ પણ તેમની પાછળ ઘરમાંથી જે કૈં પ્રાપ્ત થયુ તેને હથિયાર ગણી લઈ આવી હતી

'માજી, હૂકમ દિયો !'

'સાભળો, બૈરાઓ અને છોકરાંઓને ઘેર પાછાં વળાવી દો– ધીગાણામા બૈરૂ ને છોકરૂ ન હોય ! ધીગાણાં તો મૂછાળા મરદોનાં હોય ! ચાલો, દીકરીઓ, ઘરે જાવ અને તમારાં કુમળાં લાડકવાયાને આગલિયે તેડી જાવ !'

ભાનજીસૂવાએ પટેલિયાની માફક સાદ પાડયા ને કહ્યુ, 'એલા, માડીના હકમનો અનાદર ની થાય ! બૈરૂં ને છોરૂં ઘેર ચાલી જાય ! જાવ–ભાગો–જલ્દી ઘર ભેળાં થઈ જાવ !'

બૈરાં ને છોકરાં ભાનજીભાઇનો સાદ પડતાં જ ઘર તરફ રવાના થઈ ગયાં.

દેવિએ પ્રવચન શરૂ કર્યું.

'જૂઓ, દીકરાઓ! આપણે ખરી રીતે તો લઢવાનો વખત જ નહીં આવે—છતાં લઢવું પડે તો કૈં હાથમા તો જોઈએ ને, તેથી હથિયારો સજાવ્યાં છે! બોલો, ત્યારે તમારી પાસ શું છે?'

'માજી, શું હોય? દકાળે અમને તો ભિખારી કરી મેલ્યાં છે!'

'તો મહેસૂલ ભરવાની શક્તિ છે?'

'ના—ના માજી!'

'તો મરવાની?'

'એ માથાં મેલવાં એ તો અમારે મન રમત સે, મા!'

'તો માથા સાબૂત છે ને?'

'એ માથાં તો હાથમાં સે—હાથમા!'

'તો ચાલો, મારી સાથે!'

'માજી, કયા જાશું?'

'રાજાજીના મ્હેલે.'

'રાજાજીના મોલ્લે?'

'હા, હા ત્યા તમને પેટ ભરીને ખાવાનું મળશે. કોને ભૂખ નથી લાગી?'

'મા, સાત સાત દિ ના કડાકા કરિયે—આજે જો મા તમે ની પધાર્યાં હોત તો સાંજુક સોરા તો સોકરાંની મારી કાપીને ઉજાણી કરવાનો મોટેરાઓએ વસાર કીધો હતો—પણ માડીએ અમારા પર બહુ કરપા કીધી હો!—એલા—બોલો જે અંબે! જે અંબે! અંબે માતકી જે!'

'જે—અંબે માતકી જે!' ખેડૂહલે માજીની રજા કે પરવાનો પૂછ્યા વગર જ ભોજનપ્રાપ્તિના આનંદમા આવી જઈ વનભૂમિને જગદંબાના જોરદાર જયકારથી ગજાવી મૂકી.

સમગ્ર કૃપીવલદલ જોતજોતામાં રાજ્ય મહાલત આગળ આવી પહોચ્યુ, જેના અગ્રભાગે શોભતી'તી મુખપ્રભાથી ભગવતી સરસ્વતી શી–એક મનોહર માનુનીમૂર્તિ.

'દીકરાઓ, આ મહાલયની સીડીનાં પગથિયાં ચઢી મારી પાછળ હુ જ્યા પેસું ત્યાં નીડરતાથી આવજો–જૂઓ, મારામાં વિશ્વાસ રાખજો હુ તમારૂ સર્વે પ્રકારે રક્ષણ કરીશ અને દુષ્ટોનું ભક્ષણ કરીશ !' આમ બોલતા બોલતા સીડી ચઢતાં જ, પ્રધાનકક્ષદ્વારને ચોકી કરતા દ્વારપાળે દેવીનો અવરોધ કર્યો. 'કોણ ?'

'મહારાજ ક્યાં છે ?'

'નિદ્રાધીન થઈ ગયા છે.'

'જા, જાગૃત કર, અને કહે કે દેવુદેવી આપને મળવા આવ્યાં છે.' દેવુદેવી નામ સાંભળતા જ દ્વારપાળ ચોંકયો અને તરતજ વગર આનાકાનીએ મહારાજને સદેશ કહેવા દોડી ગયો

જવાબ લઈ પાછો ફર્યો, 'ભલે પધારો !'

રાજઆજ્ઞા મળતાં જ દેવુરાણીએ મહાલયના કક્ષમાં પ્રવેશ કર્યો.

'પધારો દેવુરાણીબા !' ચબાવલી રાજદાસી બગલીએ આગળ વધી સત્કાર કર્યો.

પણ રાજા તરતજ ચોકયો, 'અરે મહારાણી ! આ શું ? આ સાથે શાનુ લ્હાવલશ્કર લઈ આવ્યા છો ?'

'એ તમારા સપાદલક્ષના કગાલ ખેડૂતો છે !'

'પણ તેથી શું ? અમારે મહાલયે શા માટે ?'

'રાજ, એમને બિચારાઓને સાતસાત દિવસના કડાકા થયા છે તે એમને રોટલી અપાવવા આવી છુ !'

'પણ તે અમારે મહાલયે ?'

'તો પ્રજા બીજે કયા જાય ? આપ સપાદલક્ષની પ્રજાના પિતા છો–પુત્ર પિતા પાસે માંગવા આવે એમા નવાઇ શી ? મારા ભૂખે મરતા દીકરાઓને રોટલી આપો !'

કોઠીમાં ભર્યું હોય તે ખાય! રાજ્યનો ખજાનો એમ જો વગર વિચારે લુંટાવી દઈએ તો પછી અમારે રાજતંત્ર કેવી રીતે ચલાવવું ?

'પણ રાજ, ધરતીમાતાજ કોપે ભરાયાં છે–ક્ષેત્રમાં ધાન્ય પાક્યુ નથી–અને પાક્યુ'તુ તે હિમથી બળીને સાફ થઈ ગયું છે–પછી કોઠીમાંથી તો કણે ક્યાંથી હોય !'

'દેવુરાણી, ધરતીમાતા અન્ન ન પકવે તેમાં રાજાનો શો દોષ ?'

'રાજન, રાજાની દૃષ્ટિ મલિન થાય છે–લોભી થાય છે ત્યારે જ ધરતીમાતા પોતાનુ સર્જન પોતે જ ખાઈ જાય છે–આડકત્રી રીતે સૃષ્ટિનો સહાર કરે છે ? શાસ્ત્રકારોએ યથાર્થ કહ્યું છે કે **राजा कालस्य कारणम् ॥**'

હશે, પણ આ બધાને રવાના કરો.'

'અલ્યા, ભાનજી, આગળ આવો !'

'ફરમાવો માડી !'

'જૂઓ, ધારીધારીને જોઇ લેજો આ તમારા દેશના રાજાજી છે–તમને સાત સાત દિવસના કડાકા થયા તેનુ મૂળિયું એ પોતે છે !'

'દેવુ દેવુ ! આ તુ શુ કરે છે ?' રાજા જરાક ગળગળો થઈ ગયો.

'હુ એમને રોટલી આપું છુ !'

''પણ અમને બદનામ ....'

'તો શું જૂલ્મી રાજાની પ્રશંસા કરૂં ? સત્તા અને સુવર્ણના લોભી એવા એક સપાદલક્ષના સાભરપતિને આજે હું બોધપાઠ ભણાવું છું !'

'દેવિ ! તું કહે તેમ અમે કરવા તૈયાર છીએ !'

'મારે હવે આપને કૈ જ કહેવાનું નથી ! આપ સપાદલક્ષના મદિરો લૂટો–અને આ ભૂખ્યા ખેડૂત આપનો વધારે પડતો વૈભવ આજે લૂટશે અને આનંદશે ! અલ્યા, ભાનજી ! લે આ સોનાની

દીવી! લે ચાલ જલ્દી કર–જો ઘેર જઈ ગાળી નાંખજે–બજારમાં સોનુ વેચી દેજે ને સપાદલક્ષમા અનાજ ન મળે તો પૈસાના બળે પરદેશથી લાવજે!' એમ કહી દેવુએ ખૂણામાં પડેલી સુવર્ણ–દીવી ઊંચકી લઈ ખભે સામેલુ જેણે ધારણ કર્યું છે એવા ભાનજીભૂવાને તે પુરસ્કારમા આપી દીધી.

ચારે બાજૂથી ભાનજીભૂવાને સોનાની દીવી મળતાં જ કોલાહલ મચી ગયો, 'માજી, અમને કૈં આપો! માજી અમને આપો!'

'દીકરાઓ આ રાજ્યમહેલમાં ફરીને જ્યાંથી તમને જે વસ્તુ ગમે તે લેઈ જાવ!'

સેનાપતિ કે પ્રધાનના સાથ વગરનો સૂતો પડેલો પૂરણરાય અભરાયો અને બોલ્યો, 'દેવળદેવી! આજે સ્ત્રી–હઠે ચઢયા છો?'

'પહેલા દેવે, મારી સાથે રાજહઠ કરી છે!'

'તો શું અમારો મ્હેલ લૂંટાવવા આવ્યાં છો?'

'હા, નકામો વહી જતો વિલાસ ને વૈભવ વ્યવસ્થિત કરવા આવી છું!'

'અમારા વૈભવની અમને રાજાલોકોને સારી રીતે વ્યવસ્થા કરતાં આવડે છે એ બાબતમાં તમારે લેશમાત્ર માથુ મારવાની જરૂર નથી–માટે સીધા રાણીવાસમાં સિધાવી જાવ ને આબરૂમાં રહો. સપાદલક્ષની સામ્રાજ્ઞીને આ વર્તન ન શોભે!'

'તો પોતાને એક વિશાળ પ્રજાસમૂહના રાજા કહેવડાવનારને આ પણ ન શોભે!'

'ખેડૂતોને ગેટલી આપો નહીતર મહાલયોને શ્મશાન બનાવીશ ને એથી પણ વધુ વિપરીત બનાવ બને' તો હુ કહી શકતી નથી!'

'ઉં! ઉ!' પૂરણરાયે તોરમાં કરડી આંખે દેવળદેવી તરફ ઉંકારા ભણવા માંડયા.

'દેવને ઉ–ઉ! ન કરવા વિનંતિ છે!'

હું 'તમારી જોડે વધુ વાત કરવા નથી માંગતી! દેવનું ઉં–ઉં'

મ્હોંઢામા ન રહી જાય તે માટે સાવચેત રહેવા હુ સૂચના આપુ છુ !'

પૂરણરાયનો પિત્તો ઊછળી આવ્યો અને સહસા તેણે રાણીને એક ધક્કો મારતાં કહ્યુ. 'નીકળ–નીકળ–મારા મ્હેલમાંથી બ્હાર નીકળ ! ભિખ્ખુ !'

સહસા ખીજાયલી રાણી એક ચિત્કાર કરી બોલી ઊઠી 'કોને ભિખ્ખુ કહો છો ? આ રાજ્યની રાજલક્ષ્મી હુ છુ ! આ ધક્કો મને નથી મારતા પણ આજે તમો સપાદલક્ષના સમગ્ર સામ્રાજ્ય-વૈભવને ધક્કો મારો છો !'

'અમારા સામ્રાજ્યને ધક્કો મારનારને અમે ચપટીમાં ચોળી નાંખીએ છીએ ! જા–નીકળ ભિખારણ !'

'મને–મને ? ભિખારણ–ભિખારણ કહી રહ્યા છો ?'

'અત્યારે તુ એથી ય નિકૃષ્ટ છુ !'

'હુ મહાગુજરાતના સમ્રાટની ભગિની છુ એ ભૂલી તો નથી ગયા ને ? આ ગાળો મને નથી દેતા પણ સમ્રાટને દો છો !'

'અમારા સપાદલક્ષની બ્હાર નીકળી જા–પછી જ્યા ભટકવુ હોય ત્યા ભટકજે અને બને તો ગુજરાત જઈ તારા મુડકા ભાઈને કહેજે કે પૂરણરાય–સપાદલક્ષાધિપતિ સ્વતત્ર રાજા થઈ ચૂકયો છે !'

'દેવ, મને શા માટે દુભવો છો ?'

'તે અમારી આજ્ઞાનું ઉલ્લઘન કર્યું છે–અમારૂ અપમાન કર્યું છે અને અવિચારીપણે અમારા રાજસન્માનને ઘાયલ કર્યું છે !'

'અને તમે કે' જ નથી કર્યું ?'

'તુ તો અહીઆં ઊભી છુ–પણ તારા મદિરો અત્યારે લૂટાઈ રહ્યાં હશે !'

'શુ–શુ–મદિરો–લૂંટાઇ ... !' રાણી બેબાકળી બની ગઈ અને ચિત્કાર કરી ખેડૂતોના કક્ષમા ઊભેલા સમૂહ તરફ જોઈ બોલી ઊઠી, 'દીકરાઓ ! સપુતો ! કંસના જૂલ્મમાથી દેવો અને દેવાલયોની રક્ષા કરો ! ચાલો મારી પાછળ ! આપણે જીવતાં હોઈયે ને આપણાં

મંદિરો લૂટાય? આપણી મૂર્તિઓ ખંડાય? મરવાનું કાલે પણ છે તો આજે યશસ્વી-ઉજળે મોઢે શા માટે ન મરીએ? ચાલો દીકરાઓ!' કહી રાણીએ મહાલયનો કક્ષ છોડી ચાલવા માંડયુ અને સાથે આવેલા ખેડૂતોએ પણ તેનુ જ અનુસરણ કર્યું. પણ એમને બિચારાઓને ખબર નહોતી કે મહાલયના દ્વાર બહાર નીકળતાં વાર જ જીવન-મરણનો આખરી જંગ ખેલવો પડશે!

જે સમયે મહારાણી મહારાજાની સાથે વાર્તાલાપ કરવામાં રોકાઈ હતી તે જ કાલે પેલી ચાંપલી દાસી બગલી કોઇને ય પૂછયાગાછયા વગર પોતાની જ મુનસફીથી સેનાપતિને ખબર આપવા દોડી ગઈ હતી.

મહારાણી ખેડૂતોના દલ સાથે બહાર પડી ને એક ભયંકર કોલાહલ મચી રહ્યો. મહાલયના કક્ષમાંથી ઝરૂખામા આવી ઊભેલા મહારાજે બાજૂમા ઊભેલી બગલીને કહ્યુ, 'બગલી, મંત્રીને ત્યાં જા અને કહે કે મહારાજ હમણાં ને હમણાં બોલાવે છે.'

બગલી ગઈ.

ચારૂભટ્ટના દ્વારપાળને ત્રણ પરદેશી પૂછી રહ્યા છે દ્વારપાળ અડધા જવાબ આપે છે. અડધા જવાબ નથી આપતો. એટલે ઊભેલી ત્રિપુટીમાથી એક કદાવર આકૃતિની વ્યક્તિ ખીજાય છે

'કેમ, ભાઈ! ત્યારે તુ અમારો સંદેશો મંત્રીજીને નથી પહોચાડતો?'

'પણ મંત્રીજી કામમાં છે!'

'હં!' કરી કદાવર વ્યક્તિએ પોતાની સાથેની વ્યક્તિ તરફ જોઈ-જરાક કરડી નજર કરી-ડોકું હલાવી સેન કરી

સામી વ્યક્તિએ પણ તરતજ-દ્વારપાળને કમ્મરમાંથી ઊંચકી ભૂતલકક્ષની ફરશબંધી પર પટકી પાડયો અને કક્ષના એક સ્તંભ સાથે તેના જ ફેંટાથી તેને કચકચાવી મુસ્કેટાટ બાધી દીધો એટલે ત્રણે જણનો મંત્રીની પાસે જવાનો માર્ગ નિષ્કંટક થઈ ગયો.

ઉપર ઠેઠ ત્રીજે માળ સુધી પહોચી ગયા તો તેમણે જોયુ કે મંત્રીશ્વર કેટલાક જરૂરી રાજદ્વારી કાગળિયાં આમ તેમ ફેંદી રહ્યા હતા.

તરતજ પાછળથી જઇ સાહસિક બાહુશ્રીએ મંત્રીના હાથમાંનો એક કાગળ જે તે પોતે ખૂબ ધ્યાનથી વાંચી રહ્યો હતો તે ઝડપ મારી ઝડપી લીધો અને મંત્રી ચમકયો.

તેને મનમા ધ્રાસકો પડયો અને થયુ કે પ્રતિહારોથી સુરક્ષિત મારા મકાનમાં પાછળથા-માગી સાથે સપાદલક્ષના મંત્રી સાથે આવુ અઘટિત વર્તન કરનાર છે કોણ ?

તેની નજર તરતજ પાછળ ફરી અને ચમકીને બોલ્યો, 'કોણ, બાહુશ્રી ?' 'મારા હાથમાંથી તમે પત્ર ઝૂટવી લીધો ?'

'હા, અને બીજી એક વસ્તુ ઝૂટવવા આવ્યો છું !'

'બાહુશ્રી-બાહુશ્રી ! . ...'

'કેમ, અટકયા કેમ ? જે કંઈ કહેવુ હોય તે સુખેથી કહી દો !'

'મને એમ થાય છે કે મે ગુજરાત છોડયું .....'

'એ બરાબર છે-તમારૂ એકવચનીપણુ સાબિત કરે છે-તમે વચનના સાચા છો !'

'એ તો ઠીક પણ ગુજરાત છોડવા છતાંય હજુ તું મારો કેડો નથી છોડતો ?'

'હુ તમારી સાથે અત્યારે તકરાર કરવા નથી આવ્યો પણ...'

'તકરાર નહી તો બીજૂં શુ ?'

'લગ્નના કરાર.'

'કોના ?-લગ્ન કોના ?'

'આ સામે કોણ ઊભું છે જોઈ શકો છો ?'

'કૃષ્ણદેવનો કુળદીપક.'

'અને આ યોગિની કોણ છે-જાણો છો ?'

'હશે કોઇક રખડતી.'

'મંત્રીજી, રખડતી ના કહો-એને માથે ભગવાન જેવો બાપ છે અને ધણી પણ છે,'

'શું' કહ્યું ?' 'ધણી' શબ્દ શ્રવણ કરતાંજ ચારુભટ્ટનુ મન ચકડોળે

ચઢયું, ત્રિપુટીના આગમનથી તે મનમાં તો ખૂબજ ખીજાયો હતો. લલિતકુમારને ધક્કો મારી કાઢી મૂકું એમ તેને થયું પણ સાથે આવેલા વિલક્ષણ પુરૂષ બાહુશ્રીની ભવ્યાકૃતિ તેને તેમ કરતાં અવરોધતી હતી–ડારતી હતી.

'વારૂ, એ બધી વાત તો ઠીક પણ અજયને તમે લોકોએ ક્યારે જોયો છે.?'

તરતજ વચમાં લલિત બોલી ઊઠયો, 'સ્તંભતીર્થમા જોયો છે.'

'સ્તંભતીર્થનો સત્તાધીશ બન્યો છે?'

'ના, પાટણમા જેલખાનાના સળિયા ગણતો હશે.'

'બળવો કર્યો તેમાં ફાવ્યો નહિ એટલે કેદ પકડાયો છે.'

'એના પક્ષના માણસો જીવતા હશે ને?'

એના પક્ષમાં ભીલો–નાયકડા.'

'પણ દેવોનાયક એના પક્ષમા બહાદૂર માણુસ છે,'

'પણ કીર્તિપાલ મહાકુમારે એને તો ફાંસી દઈ દીધી.'

'વારૂ, તો આપ ત્રણે ભૂખ્યા હશો તો જમવાની ગોઠવણ કરૂં છુ–જમી લ્યો–પછી સપાદલક્ષ તમારો જ છે માની, રહેવુ હોય તેટલા દિવસ રહેજો.' મનમા સર્વ વક્ર ભાવો છૂપાવી વાણિયામ ત્રીએ આગંતુકોને સત્કારથી ટાઢા પાડવા પેરવી કરવા માડી

'તમારો ભાવ હશે તો જમશુ, કારણ આપણે હજુયે મિત્રો છીએ–અને આપણે તો રંગભૂમિ પરજ અન્યોન્યનુ વીરત્વ બતાવવાની પઠુણ કરી છે–એ યાદ તો છે ને?'

'બાહુશ્રી, મગરમચ્છ હું હજુ નથી ભૂલ્યો.'

'વારૂ, તો હુ પણ આપ જેવાનો સેવક છુ મગરમચ્છ નથી–પણ સીધા ચાલશો તો.'

'પણ તમારી વાત તો જાણુ.'

'વાત એમ છે કે આ યોગિની આપને મળવા આવી છે–વંદન કરવા.' એમ બોલી બાહુશ્રીએ યોગિની તરફ દૃક્પાત કરી

એક મૂક સંકેત કર્યો અને યોગિનીએ સહમા પોતાની કફની ઉતારી નાંખી.

'કોણ ? દીકરી—લવંગિકા ?

'જી બાપુ,—' કહી લવંગિકા તરતજ પિતાના શરણમા સાશ્રુ ઢળી પડી.

"ચારુભટ્ટે પોતાની દીકરીને ઉઠાડતા કહ્યું, 'દીકરી, મા વગરની દીકરીઓની શી દયાજનક દશા થાય છે તે હું જાણું છુ—દીકરી રડ ના ! રડે છે શા માટે ? હુ વાઘ જેવો તારો બાપ માથે બેઠો છુ પછી શું.'

'બાપુ—' બાપને મોટે માતાનુ નામ લેવાના જ લવંગિકાની નજર સામે પોતાની વ્હાલી માતાની બાલ્યકાલમા જોયેલી મૂર્તિ તરી આવી અને તેનુ રૂદન વધ્યુ. પણ રડતા રડતાં ધ્રુસકા ભરતા ભાંગે-તૂટે સ્વરે બોલી. 'બાપુ, માની ખોટ બાપથી—ન...થી—'

'હું સમજુ છુ પણ દીકરા, એમાં આપણો કંઈ ઇલાજ છે.'

વચ્ચે જ બાહુશ્રી ટહૂકયો, 'મંત્રીજી ઇલાજ છે !'

'શાનો ઇલાજ, ભાઈ.'

'માતાની ખોટ પૂરવાનો !'

'બાહુશ્રી, મા તે મા જ ! માતૃપ્રેમની તુલના જગતમા કશાયની સાથે થઈ શકતી નથી ! બાહુશ્રી, માતાનો મીઠો ખોળો બાલકને મન ઈન્દ્રાસન છે—માતાની નિ:સ્વાર્થ પ્રેમભીની આંખોમાથી બાલક જીવન પિયે છે—માની મીઠી કીકીમા સમાઇ જવા બાલક ફૂદકા મારે છે—બાલક તો શુ પણ—ભાઈ, પુખ્ત ઉમ્મરનો દીકરો પણ જીવનના કષ્ટ સમયે માતાના ખોળામા માથુ છૂપાવી શાન્તિની સુધા પિયે છે —અને મીઠી માવડી જ્યારે 'દીકરા ! મારા ભાઈ ! રોઈશ મા—!' કહી તેનો વાસો પસવારે છે ત્યારે તેને જગતના જૂલ્મો અને જાલિમોય તુચ્છ લાગે છે અને એક અટલ શ્રદ્ધા તેના અંતરગર્ભમા જાગે છે કે આ સંસારમાં એકલી મા જ મારૂ રક્ષણ કરશે, વિશ્વની સામે મારે ખાતર વજ્ર બનશે—કષ્ટોની સામે અજેય કવચ બનશે !'

મંત્રીનું હૃદયમંથન જોઇ, બાહુશ્રી ઢંઢોળ થઇ ગયો કારણ લલિત-ચારુભદ્ર અને લવંગિકાને તો બાપ છે, કોઈકને મા પણ છે પણ પોતાને? એ વિચારે જે બાહુશ્રીને રડવું શું તેની ગમ નહોતી તેવો વીર, સાહસિક જુવાન ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગ્યો.

મંત્રીએ તરતજ પાસે જઈ કહ્યું, 'બાહુશ્રી, રડો ના ! છાના રહો ! માને યાદ કરતા જેનું મોઢું ન ભરાય તે દીકરો નહિ !'

રડતાં રડતાજ બાહુશ્રીએ કહ્યું, અને એનો પ્રેમ યાદ આવતાં આંખો આંસુડે ન ભરાય તેય દીકરો નહિ !'

'બરોબર છે ! માતાના પ્રેમને એક વખત ખરા હૃદયથી યાદ કરે પછી જૂએ કે-એની વિદ્વતા, એની વિચક્ષણતા, એની મહત્તા, એની સત્તા અને એનું દાક્ષિણ્ય પણ માતાના ચરણોમાં ગળી જાય છે કે નહિ? અરે, એ પ્રેમને સમજતા શીખનાર દીકરાઓ-સપુતોજ આ સંસારમાં દેવ થયા છે ! માને જગજ્જયોતિ-મહામાયા માનનારજ જગતના મહાન પુરૂષો થયા છે !' પાછા જ્ઞાની મંત્રીશ્વરે આખી વાતનો ઝોક તત્ત્વજ્ઞાન તરફ વાળી લીધો અને સર્વના મન શાંત થયા.

'વારૂ, તો ભાઇ બાહુશ્રી આપ મને શું કહેવા આવ્યા છો? જે કૈં કહેવાનું હોય તે ચોખ્ખેચોખ્ખું કહી દો-આજે મને મારૂ અસલ હૃદય પ્રાપ્ત થયું છે !'

'તો આપને બીજું કૈંજ કરવાનું નથી, પરંતુ અસલ માલિકને અસલ વસ્તુ હસ્તેમુખે સુપ્રતજ કેવલ કરી દેવાની છે !'

'અસલ વસ્તુ શી ને આ વાત શું.'

'વાત એમ છે જે લલિતકુમાર આજે આપના જમાઈ થશે !'

'જરૂર થશે !'

'ચારુભદ્રજી, હું નહોતો ધારતો કે આ કાર્ય આપની તરફથી આટલું સરલ રીતે સિદ્ધ થઈ જશે-કારણ આપને યાદ છે આપે નર્મદાને સામે કાંઠે એ વાતનો સખ્ત વિરોધ કર્યો હતો.'

'બાહુશ્રી, એની માના મરતી વખતનાં આર્જવતાભર્યાં વચનો

આજે એનુ મારી પાસે કલ્યાણ કરાવી રહ્યા છે !'

'પણ મંત્રીજી ! આ તો બનાવટી લલિતકુમાર છે.'

'શુ ?' મંત્રીનુ મોઢુ પડી ગયુ અને તેના વદનમંડલ પર અત્યાર સુધી નાચી રહેલા આશાના કિરણો ઓલવાવા લાગ્યા.

'ખરા લલિતકુમારને તો શરાવતીની કેડીએ ઊભા જંગલમાના એક મકાનમા તમારાજ તરફથી રોકવામા આવેલા માણસોએ મકાનને આગ લગાડી તેમાં ફૂકી દીધો છે !'

'એ મારી ભૂલ હતી પણ તે સુધારી લીધી છે એ હુ સમજી શકુ છુ તે બદલ આજે હુ તારો ઉપકાર માનુ છુ'

'ઉપકાર મારો નહિ પણ સિદ્ધસૂરિ જિનેન્દ્રનો ! કારણ લલિત આગમાં હોમાયો છે એ સમાચાર પણ તેમણેજ મને આપ્યા અને લલિત તરફનો શત્રુભાવ ભૂલવાનુ પણ તેમણેજ મને શીખવ્યું !'

'પણ પેલો પત્ર હવે—'

'તમારા પિતાજી પરનો ? અરે એ તો પાણીમા ઝબકોળાઇ ગયો છે—બીજો લખી આપજો—એમા શુ.'

પણ શા માટે હવે.'

કેમ લગ્ન અટકાવવા !'

'બાહુશ્રી, એ ઠઠ્ઠો હવે રહેવા દે ! આજે તે મારી બ્હેર મારી ગયેલો બુદ્ધિ ઠેકાણે આણી છે. આજે મને સમજાય છે કે મે ડગલે ને પગલે ભૂલ કરી છે પણ હવે છો, એ ભૂલોના ઝાખરામાં મારો ભેરવાયેજ છૂટકો ! પણ આજે તે મને શીખવ્યુ કે, જે પોતાનાને નથી રીઝાવી શકતો તે પારકાને શુ રીઝવી શકે—જે એક સ્વીય જનનો ત્રાતા નથી બની શકતો તે અનેકનો શુ વિધાતા બની શકે ! જે પુરૂષ મા-બાપ, દીકરી કે દીકરા, ભગિની કે પત્નીને નથી સંતોષી શકતો તે દેશનુ શું કલ્યાણ કરી શકે—શુ ભાગ્યપત્ર પલટી શકે'

'ભટ્ટજી, આજે આપના હૃદયનિધિમાં મહાન મંથન મચી રહ્યુ છે—તો દીકરીનુ દાન કરો ને જમાઈદીકરીના આશિર્વાદ લ્યો'

'પણ વિધિપુરસ્સર તો થવું જોઇએ ને.'

'અત્યારે એવી લાંબી વિધિની અમને ફુરસદ નથી !'

'પણ એમાં મોટો વાંધો શો છે.'

'મેં ને તમારા ભાવિ જમાઇએ આખો સપાદલક્ષ સળગાવ્યો છે!'

'શું—પણ થયું છે શું ? હું મંત્રી ને મને તો કંઇ જ ખબર નથી !'

'હમણા થોડીવારમા દાતરડા બાંધવાનાં ને ફેરવવાનાં રાજતેડાં આવશે માટે વાર ન લગાડો !'

'પણ તમે સપાદલક્ષમાં શાનો અગ્નિ પેટાવ્યો છે તે તો જરા કહેશો કે નહીં.'

'દુષ્કાળથી સપાદલક્ષ પીડાય છે ત્યારે રાજાએ મંદિરો લૂંટવાનો હુકમ ફરમાવ્યો છે ને ?'

'કહેતા હતા !'

'મંત્રીજી ! મંદિર લૂંટવા જનાર સૈનિકોની લાશો મંદિરના ઊમરા આગળ ધૂળમાં રગદોળાઇ રહી છે અને સાંભરપતિનો જૂનો મંત્રી ગોવિંદરાજ એનો સરદાર છે.'

'હા, એને અમે પાણી ચઢાવ્યું'તુ—કે તાગ સમા સપાદલક્ષના ધર્મવીરોની નજર સામે હિંદુના મંદિરો લૂંટાય ? શરમ છે જો હિંદુ તેનું રક્ષણ ના કરી શકે—સાંભરપતિને પદભ્રષ્ટ કરો—એવા કંસાવતાર રાજાઓનુ અસ્તિત્વ મટી જાય તોય શું ખોટું ?—અને મહાદેવીને પણ—'

'શું—મહાદેવીને પણ શું ' બાહુશ્રી જલદી કહો ?'

'દેવુરાણીને પણ એવી જ ગુટિકા ઘસી પીવાડી છે એટલે તે ખેડૂતોને ઝૂંપડે પહોંચી ગઈ. પછી શું વળી ? ભૂખથી ત્રાસી ગયેલા —ખાખાવીખી થઈ ગયેલા ખેડૂતોના દલબલ સહિત તે સાંભરપતિને મહાલયે પહોંચી ગઈ છે '

'તો તો ત્યા પણ રમખાણ જામ્યુ હશે.'

બાહુશ્રીના પ્રવચનથી ઘડી પહેલાનો શાંત ચારુભટ્ટ ખીજાયો અને ખંધાઈથી બોલ્યો. 'બાહુશ્રી, ઊભો રહે હું આવું છું !' કહી પ્રત્યુત્તરની રાહ ન જોતા તરત જ બાજૂના ઓરડામાં ઘૂસ્યો.

ચતુર બાહુશ્રી એની ચાલબાજીથી ચેતી ગયો હતો એટલે તેણે સહસા લલિતને કહ્યું, 'લલિત, સાવધાન–ચાલ, મારી સાથે. રંગ પલટાય છે! તલ્વાર સંભાળજે! લવંગિકા, તું અમારી પાછળ આવ!' એમ કહી ત્રણે જે કક્ષામાં મંત્રી પેઠો હતો તે જ ઓરડામાં ગયા.

તો તેમણે જોયુ કે મંત્રી. ભીંતે લટકતી તલ્વાર ઢાલ ઉતારી રહ્યો હતો.

તરત જ પાછળથી જઈ બાહુશ્રીએ એક કાંડું પકડ્યુ ને બીજુ પકડ્યું લલિતે અને બાજૂમા પડેલા પર્યંક ઉપર મંત્રીને ઢાળી દઈ કચકચાવી બાધી દીધો 'પણ–આ ઠીક ન કહેવાય!'

'રાજનીતિમા નવ્વાણુ ટકા બધુ અઠીક જ થતુ હોય છે.'

'પણ બ્રાહ્મણ વગર–'

'પણ તો શુ હું ભગિયો છું મને સપ્તપદી આવડે છે–ભણીશ.'

'એમ ખાલી ભણ્યે નહી ચાલે. મંજાવવી જોઈએ–પણ મને છોડ તો ખરો.'

'અત્યારે તમે સપાદલક્ષના મંત્રીપદે છો એ મને બરાબર યાદ છે–હું તમને કળી ગયો છુ હવે વધારે ગડબડ કરવાની જરૂર નથી. અમે તો ફક્ત તમારી સમક્ષ સપ્તપદી ભણીને લગ્ન કરી ચાલતા થવા માગીએ છીએ–પાટણથી તમારા બાપા ઉદાને બોલાવજો તે તમને બાંધેલા છોડશે.'

'ઠીક છે બચ્ચા, હું જોઈ શકુ છુ કે અત્યારે સિંહ શિયાળવાની બાજીગરીમા સપડાઈ ગયો છે.'

'ના, એમ નથી પણ રાજનીતિ કહે છે કે પરાયા અને અપરિચિત સ્થાનમા સિંહે પોતાનુ સિંહત્વ છોડી દઈ શિયાળવાની રમત ખેલવી. હુ અત્યારે તમારો મનોભાવ કળી ગયો છુ. પણ જૂઓ, હું સિંહ છુ કે શિયાળવુ એ તો યોગ્ય અવસર ને પ્રસંગ પ્રાપ્ત થયે જોઈ લેવાશે.'

'ઠીક! ચાલ, સપ્તપદી ભણુવા માંડ.'

'અલ્યા, એ લલિતભાઇ સાવધાન! કાળીકઠી સાવધાન!'

'અલ્યા, બામણા! આ તે સપ્તપદી ભણે છે કે કે અગડબગડ ગણગણે છે?'

'એ સાભળો, હવે સપ્તપદી સાચી ભણુ છુ આ તો વરવધૂને જાગૃત કરવાને સાવધાની-ચટ વગાડયો.'

'પણ વેસરીભાઈ, અર્થ સમજાવજો. નહિતર અર્થ નહિ સમજી છેડાછેડી ગાંઠનાર જોડાંઓના ઘરમા જેવો અશાતિનો અગ્નિ સળગે છે તેવુ થશે અમે એવુ કરીએ એવા તો નથી-પણ જરાક સમજીને પરણીએ તો ઘડીયે ને પળે કલહના જગલમા ખોવાઈ જતી શુધ-સાન ઠેકાણે આવે-ઠામા ઠરી રહે'

'લ્યો સાભળો ત્યારે,-વરવધૂ સાવધાન! લવગિકા-લલિત સાવધાન! પર્યંકમાં આ શેષશાયી સ્વરૂપે પોઢેલા કન્યાના પિતા ચારુભટ્ટજી સાવધાન! અને પાટણની રાજખટપટમા રચ્યાપચ્યા વરના પિતાજી કૃષ્ણદેવ પણ સાવધાન!—

**अथ प्रतिज्ञाः-**

(१)

**त्वत्तोमेखिल सोभाग्यं पुण्यै स्त्वं विविधैः कृतैः ।**
**देवैः संपादितो मह्यं वधुराद्ये पदे ब्रवीत् ॥**

અર્થાત્—તમારાથી કરાયેલા અનત પુણ્યો વડે-મારાતમારાથી થયેલા અગણિત સત્કર્મો થકી અને દૈવની કૃપાદૃષ્ટ થકી તમારા વડે જ મારૂ સૌભાગ્ય સરજાયલુ છે—ટૂકમાં મારૂં સૌભાગ્ય તમેજ છો.

(૨)

બીજી પ્રતિજ્ઞા—

**कुटुम्ब पालयिष्यामि ह्याबृद्धाबालकादिकं ।**
**यथा लुब्धेन संतुष्टा ब्रूवे कन्या द्वितीयके ॥**

અર્થાત્:—પોતાને ગમતુ-ઇષ્ટ એવુ પ્રાપ્ત કરવાથી હુ તનમનથી કુટુબના આબાલવૃદ્ધનું લાલનપાલન કરીશ.

(૩)

ત્રીજી પ્રતિજ્ઞા.—

मिष्टान्नव्यञ्जनादीनि काले सम्पादये तव ।
आज्ञा सम्पादिनि नित्यं तृतीये सा ब्रवीद्वरम् ॥

અર્થાત્: —હે પ્રિયતમ! તમારી આજ્ઞાઓનુ પૂર્ણપણે પ્રતિપાલન કરી તમને મિષ્ટાન તથા અન્ય સર્વ પ્રકારનાં સુખો આપી સંતોષીશ

(૪)

ચોથી પ્રતિજ્ઞાઃ—

शुचिः शृंगार भूषाहं वाङ्मनः काय कर्मभिः ।
क्रीडिष्यामि त्वयासार्धं तुरीये सा वदेद्वरम् ॥

અર્થાત્:—પવિત્ર એવી ભૂષા ધારણ કરીને હું આપની સગે મનથી, વાણીથી, કર્મથી ને કાયાથી વિવિધ પ્રકારની ક્રીડાઓ રમીશ.

(૫)

પાંચમી પ્રતિજ્ઞા—

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनि ।
नाहं परतरं गच्छे पचमे सा ब्रवीद्वरम् ॥

અર્થાત્:-દુઃખમા ધીરજવાળી બનીશ અને સુખમા આનંદ—યુક્ત આનંદાયિના રહીશ. સુખદુ ખમા સમાનભાગી બનીશ અને પરપુરૂષની સંગે કદિ પણ હુ ક્રીડા કરીશ નહીં.

(૬)

છઠ્ઠી પ્રતિજ્ઞા—

सुखेन सर्व कर्माणि करिष्यामि गृहे तव ।
सेवां श्वसुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥

અર્થાત્-રાજીખૂશીથી સુખવડે તમારા સર્વ ગૃહકાર્યો કરીશ અને સાસુ—સસરા તથા તમારા બધુજનોની પણ સેવા કરીશ

**यत्र त्वं वा सहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ।**
**नाहं प्रियेण वञ्चाहि कन्या षष्ठे पदे ब्रवीत् ॥**

અર્થાત: તમે જ્યાં હશો ત્યા તમને છેતર્યા વિના પ્રિયવચનો વડે તમને આનંદ આપીશ.

(૭)

સાતમી પ્રતિજ્ઞા—

**होमयज्ञादि कार्येषु भवामि च सहायकृत् ।**
**धर्मार्थ काम कार्येषु मनोवृत्तानुसारिणी ॥**

અર્થાતઃ—હોમયજ્ઞાદિ કાર્યોમાં તથા ધર્મઅર્થાદિ કાર્યોમાં તમારીજ વૃત્તિને અનુસરનારી થઈશ અને તમારી સર્વ જીવનકર્તવ્યક્રમણિકામાં સહાયક બનીશ.

ભટ્ટજી! સપ્તપદી સંપૂર્ણ થઈ છે—હવે આવો તમારાં બન્નેના હસ્તમેલાપ કરાવી આપું' એમ કહી બાહુશ્રીએ હસતાં હસતાં બન્નેનાં હસ્ત એકમેકમાં સ્થાપી દીધાં અને ખાટલે બંધાયાલા મંત્રી તરફ ફરીને કહ્યું. 'ચારુભટ્ટજી, જમાઈ—દીકરીને આશીર્વાદ આપો.

'અલ્યા, પણ બામણા! મને દોરડે બાંધ્યો છે તે છોડતો ખરો! પહેરામણી—બહેરામણી તો આપવા દેશે કે—'

'એ મને બતાવો.'

'શું? તને શું બતાવે?'

'ખજાનો—એ વાણિયાનો વિશ્વાસ નહીં—કારણ મારા ગુરુએ મને શીખવ્યું છે કે, પગ દબાયો કરડે નાગ અને વિશ્વાસે કરડે વાણિયો લાગ! માટે છૂટવાનાં ફાંફાં મૂકી દો.

'અલ્યા, લલિત! તું તો છોડ. ભલા, જમાઈ છે કે જમ?'

'એ તો તમને અડેજ નહિ ને! એને તો લવીંગ જેવી મે આજે લવંગિકા આપી છે—મારા ઉપકારનો દુરૂપયોગ કરેજ નહિં ને.'

'અરે દીકરી લવંગિકા! તું પણ—'

લવંગિકા જેવી બાપને છૂટો કરવાને આગળ પગલાં ભરે છે કે તરતજ બાહુશ્રીએ અટકાવ કર્યો અને મહાલયની નીચેના રસ્તા પર એક તોપનો અવાજ થયો.

બાહુશ્રી બોલ્યો, 'લલિત–લવંગિકા ચાલો, નહિંતર વિટંબણામાં વીંટાઇ પડશું.'

લવંગિકા અને લલિત, સપાદલક્ષની અત્યારની બળવાખોર સ્થિતિથી સંપૂર્ણ માહિતગાર હોવાથી તેમણે પણ બાહુશ્રીના વચનનો અનાદર કે વિરોધ ન કરતાં આગળ દાદર તરફ પગલાં માંડવાં માંડયાં.

બાહુશ્રીએ જતાં જતાં મંત્રીને કહ્યું, 'લ્યો, ત્યારે ભટ્ટજી, જય ગુજરાત! ફરી વિધિ વાંકી હશે તો વૈરભાવે રંગમાં ભેટીશું. સપાદલક્ષને અમે સારી રીતે સળગાવ્યો છે–કારણ એ મહાગુજરાતનું બૂરૂ વાંછે છે હવે એ આગ ઓલવજો ને સાભરપતિ જીવતો રહે તો વ્હેલા વ્હેલા ગુજરાત તરફ દલબલ સહિત આવી પહોચજો.'

મંત્રી બાહુશ્રીના સંભાષણથી ખૂબ ખીજાઇ ગયો હતો એટલે તેણે દાંત કચકચાવી કહ્યું, 'બામણ! બહુ બ્હેકયો છે. ગામમા તો ઘર નથી ને સીમમા ખેતર નથી ને મિજાજ તો ભૂપજીભાઇ જેવો રાખે છે તને નર્મદાકિનારે મે ઘણું ઘણુ ન કહેવાનુ કહી દીધુ છે એમ અત્યારે મને લાગે છે પણ–'

'પણ બણ રહેવા દો એ તો દેશદ્રોહ કરવા નીસરેલાની શુધસાન બહુ મોડી ઠેકાણે આવે છે. હવે પસ્તાવો કરો કે કૂવામાં પડો પણ કૈંજ વળનાર નથી. લ્યો ત્યારે જય ગુજરાત! રામ રામ!'

'જા–જા નીકળ અહીથી–રામ! રામ! પહોંચ્યા'

ત્રણે જણ દાદર ઊતર્યા ને નીચે ઊભેલી પાંદડી બોલી ઊઠી, 'અરે, શું મારા ભાઈ–તમે તે કયા ગયા'તા? આ એક બાજૂથી મેત્રજીભાઇ આવે ને બીજી બાજૂથી શામજીભાઈ આવે–આ મે દરેકને પટ્ટી લગાવી પાછા કાઢ્યા.'

'પણ કેમ આવ્યા'તા?' કોણ આવ્યા'તા?

મંત્રીને તેડવાજ તો–રાજાના સૈનિકો હતા. આપણો તો એક જ ઘડી રાખેલો જવાબ કે મંત્રીજી અહિથી ક્યારનાય રાજાને મહાલયે પહોંચી ગયા છે–હવે આપણે અહિથી ગચ્છન્તિ કરો, નહિ તર સપડાઇ જઈશુ–ગુજરાત આપણી સેવાની રાહ જૂએ છે.'

'લ્યો, ચાલો, પગલા ઉપાડો!' કહી બાહુશ્રીએ ચાલવા માંડયુ. લવંગિકા લલિતે પણ તેનું અનુસરણ કર્યું.

અને સાંભરપતિના મહાલયમા દેવુરાણીનુ અનુસરણ કરી ઘૂસી ગયેલા ખેડૂતવર્ગની કફોડી સ્થિતિ થઈ

દેવુરાણીની આજ્ઞા થતાજ લૂટાતાં મંદિરોને બચાવવા ખેડૂતોનું ટોળું મહાલયકક્ષ છોડી નીચે ઊતર્યું અને સૈન્યજાળમા સપડાયુ

નીચેજ રાજમહાલયના ચોગાનમાં પેલી ચિબાવલી દાસી બગલીના ગુપ્ત સંદેશથી ક્યારનુય લશ્કર આવી જમા થયુ હતું

દેવુરાણી નીચે ઊતરી ને બગલીએ મહારાજને કહ્યુ, 'મ્હેં લશ્કર બોલાવ્યુ છે.' ઝરૂખામા જઈ ખાત્રી કરો'

'પણ—' કહી, સાભરપતિ રસ્તા પર ઝૂલતા મહાલયના ઝરૂખામા ગયો અને ત્વરિત ગતિએ ખેડૂતોના દલબલ સાથે પસાર થઈ જતી રાણીને જોઈ બોલ્યો, 'એ બાહુકની માફક જોયા શુ કરે છે? એ ગોલંદાજ, ઉડાવ પેલી ગાડીને'

ગોલંદાજે મહારાજનો સ્વર પરખ્યો ને ઊંચે જઇ પૂછ્યુ, 'કોને મહારાજ?'

'અરે, અંધા! આ પેલી જાય સપાદલક્ષનુ નામ લજવનારી ગાડી રાણી'

જતી રાણીને કાને શબ્દો પડયા ને પૂઠ ફેરવી પાછી ફરી–અને ઝરૂખા પાસે આવી ઊંચે જોઇ બોલી, 'કોને? મને ગાંડી કહો છો? ગોલંદાજ, આ આવી–ઉડાવ, છોડ તારી તોપનો ગોલો! મને વીંધજે પણ ભૂલેચૂકે મારા મંદિરના શિખરો ન ભેદાય તે ધ્યાન રાખજે.'

ગોલંદાજે દેવુરાણી તરફ જોતા પૂછ્યુ, કોણ?–અન્નપૂર્ણા? મા? તમને વિંધી તમારા પવિત્ર લોહીથી હાથ રંગુ?'

'તાગ અન્નદાતાનો હૂકમ માન.'

'દેવુમા, એવો હૂકમ હું નહીં માની શકું-એમની તો મતિ બગડી છે!'

ઝરૂખામાંથી ગર્જના થઈ, ગોલંદાજ! કેમ શાન્ત ઊભો છું?'

'ફરમાવો.

'આ ગાંડીને તોપને ગોલે ઉડાવ."

'એ ગાંડી નથી! બાપુ ગાંડા થિયા છો! માને મારી, મારે જાવું કયા? હડહડતા નરકમાં? એ બાપુ, આ તમારી તોપ–મારાથી એવુ ગોઝારૂ કરમ નહીં થાય! જે ઈ કરે ઇને બોલાવી લ્યો!' એમ કહી ગોલદાજ તોપનો કબ્જો છોડી ચાલતો થયો અને તોપ ગોલદાજ વિના ખાલી પડી. એટલામાં પાછળથી ઓચિંતો અસંખ્ય માણસોનો ધસી આવવાનો પદરવ ને અનંત કંઠનો કલરવ થયો. અસખ્ય સૈનિકોનું સાદાં ઘરઘરિયાં પોશાકોવાળુ સૈન્ય ઝરૂખા તરફ આવી રહ્યુ હતુ. જોતજોતામા સૈન્ય આવી પહોચ્યુ અને દલમાથી એક કદાવર પ્રતિભાશાળી વ્યક્તિએ આગળ ધસારો કરી, ઝરૂખા નીચેની ખાલી પડેલી તોપનો કબ્જો લઈ લીધો અને સામે ઊભેલા સૈન્યને પોકાર કરી કહ્યું, 'ખબરદાર જો એક તલવાર પણ ઊંચી કરી છે તો.'

'કોણ ગોવિંદરાજ? ઉપર આવ. ઝરૂખામાથી અવાજ આવ્યો

'આપના મહાલયમાં પગ નહીં મૂકવાની મે પ્રતિજ્ઞા કરી છે.'

'પણ અમારે મંત્રણા કરવી છે. અને મંત્રણા તો ગુપ્ત હોય.'

'ગુપ્તમાં ભય હોય છે.'

'પણ અમે તને અભય જીવતદાન આપીએ છીએ.'

'અધર્મીનો શો વિશ્વાસ?, એમ કહી ઝરૂખામાંથી બોલી રહેલા સાંભરપતિના શબ્દોની અવગણના કરી પોતાનું લક્ષ બદલ્યુ અને સામે ઊભેલા રાજસૈન્યના સેનાધ્યક્ષ તથા સૈન્યને સબોધી કહ્યું, 'આ તોપ છે! સ્વદેશનુ દલન અને સ્વતંત્રતાનુ હરણ કરવાને આવતા શત્રુ ઉપરજ વાપરવી જોઇએ–પણ અત્યારે તમે તમારા બાહુબલ અને રાક્ષસી શસ્ત્રાસ્ત્રો, સ્વધર્મના રક્ષણને ખાતર જીવન સમર્પણ

કરવાને સજ્જ થયેલી પ્રજાને રેસી નાખવાને વાવરી રહ્યા છો ! અને મને ખાત્રી છે કે સામે ઝરૂખામા ઊભેલા સાભરપતિની એ આંખોની શરમ તમને એવા અકર્મમાંથી વારી નહિ શકે ! એમની આંખોએ ડાર્યા, તમે નિર્દોષ પ્રજાને દલી રહ્યા છો ! તો ભલે તેમ કરો–અમો અમારો રક્ષણ રસ્તો કાઢીએ છીએ !' પછી ગોવિંદરાજે પોતાના પક્ષના માણસો તરફ ગરદન ફેરવી અને કહ્યું, 'જૂઓ. શહીદો ! આ શયતાનો આજે માનવાને નથી આવ્યા, પણ હાથમા જે આવે તે મારવાને આવ્યા છે. તો આપણે કબ્જે કરેલી બધીય તોપો આપણી સાથે લઈ લ્યો–પણ સાવધાન ! સાંભળો '—એના મોઢા આમની સામે રાખીને ઊંધે મોંઢે હંકારી લ્યો કે જરાય ચૅંચૂ કરે તો એમના તરફ નિશાન તાકી શકાય.'

તરતજ સેનાપતિની આજ્ઞાનુ પાલન થયુ અને રણભૂમિ પર નિર્દોષ પ્રજાજીવનના કચ્ચરઘાણ ખાતર આણેલી બધીય તોપોને સપાદલક્ષના સૈન્ય સામે મોઢા રાખી, ઊંધી હંકારી દૂર દૂર લઈ જવામા આવી.

ઘડી પહેલાની નિષ્કોપ નાગણો નિસ્તેજ જણાવા લાગી. હાથમાની તલવારો હાથમાં ઉઘાડીજ રહી ગઇ અને ધર્મવીર ગોવિંદરાજ એક પણ માનવપ્રાણની હિંસા કે હાનિ કર્યા વિના રણભૂમિ પરથી અદૃશ્ય થઈ ગયો–સાથે સાથે માતૃભૂમિને ચરણે ચાંચડની માફક ચોળાઈ જવાને કમ્મર કસી આવેલા બહાદૂર ખેડૂતોને પણ પોતપોતાની ઝૂંપડીઓમા સહીસલામત પહોંચાડી દીધા.

ઘડી પહેલાં તોપની સામે મરવાને તત્પર બની ઊભેલી દેવુરાણીની જતાં જતાં તેણે ઘણીજ તલાશ કરી પણ તેનો પત્તોજ ન લાગ્યો

આ બનાવ બની ગયાને ઘણા મહિનાઓ વીતી ગયા, બાદ લોકસમુદાયમાં ગામ ગપાટા ઊડવા લાગ્યા કે દેવુરાણી તો ગાંડા બની ગયાં'તા. 'તેમનુ મગજ ઠેકાણે ન્હોતુ, એટલે તેમણે તો શરાવતી નદીમાં પડી આપઘાત કર્યો છે. આવી આવી અનંત મુખે અનંત વાતો ઊડવા લાગી.

---

# પ્રકરણ ૧૮ મું

## પાટણમાં નવરાત્ર

'કેમ, અલ્યા તીડા! શું કર્યું ?'

'શું તે, વળી સાંગોપાંગ.'

'એમ ? વારૂ, સૂરિ કંઈ બોલતો'તો કે ?'

'સૂરિ બડો આઠો છે, મે કહ્યુ, મહારાજને કંટકેશ્વરી માજીના દર્શન કરવાનું નોતરુ કરવા આવ્યો છુ. મહારાજે તો 'ભલે–આવશું!' કહી નોતરૂં સ્વીકાર્યું પણ પેલો સૂરિ તરતજ બોલી ઊઠયો. આજે શું છે?'

મે કહ્યુ જે આજે અમારાં નવરાત્ર પૂર્ણ થાય છે માટે દર્શન કરવા પધારજો!'

'ત્યારે એ બોલ્યો' 'કે એકલા મહારાજને જ નોતરૂ કરો છો કે?'

'પછી તેં નોતરૂં તો કર્યું ને?'

'હા, કર્યું–પણ એ તો કહે છે જે આજે તો વિજયાદશમી છે. એટલે દેવીને બલિ–ફલિ પણ આપશોને–મે કહ્યુ. આજે તો મહિષ-બલિ અપાશે–ત્યારે કહે છે, તો તો દેવી સાક્ષાત્ હાજરાહજુર થઈને બલિ ગ્રહણ કરશે એમજ ને?–મે જવાબ આપ્યો–એ તો આજે પ્રત્યક્ષ જોશો ત્યારે આપને અમારૂ પારખુ થશે. વધુમાં મે ઉમેર્યું ભગવત! મોઢે બડાશ મારવામાં શો માલ? આપ પણ જરૂર પધારજો કહી હુ તો ચાલ્યો આવ્યો–રસ્તામાં કપર્દી મળ્યો.'

'કપર્દી તો સ્તંભતીર્થે છે ને'

'એને સૈનિકો બદીવાનની હાલતમાં ભરબજારમાથી લેઈ જતા'તા એટલે મે વાત કરવાની હીમત ન કરી '

'ચાલો, એ ઠીક ડહાપણનુ કામ કર્યુ, નહીતર માર્યો જાત !'

'પણ એને કેમ પકડી આણ્યો છે ?'

'કેમ, ખભાતના બળવાની ખબર નથી ?'

'ના—મને કશીજ ખબર નથી !'

'મહારાજ, તારે લાડુ સિવાય બીજી ખબર રાખવાની જરૂર શી ? સાભળ, અહીથી કારાગારમાથી રાતોરાત પલાયન કરી જઈ અજય અને ચાહડ બન્ને બળવો કરવા ભૃગુકચ્છ તરફ પહોંચી ગયા હતા, પણ આમ્રભટ્ટની સત્તામાં ને વ્યવસ્થામાં તેઓ ચચુપાત ન કરી શકયા. એટલે સૂબાસૂના ખભાત તરફ નાઠા અને ત્યા નગરશેઠ અને કિલ્લેદારને પોતાના પક્ષમા લઈ બળવો જગાડયો—રાજ્યાભિષેક સુધીનો ઠાઠ કર્યો—પરતુ એટલામા મારે બદલે મોકલેલા મહાકુમાર કીર્તિપાલ ત્યા—ખભાત પહોંચી ગયા એટલે તે ફાવ્યો નહી !'

'તો ચારુભટ્ટજી અને અજયને પણ પાટણ લાવ્યા છે ?'

'ચાહડ કયા છે તેની મને માહિતી નથી પણ ભરૂચથી અજય ને ચાહડ છૂટા પડી ગયા. જો ચાહડ સાથે હોત તો અજય ફાવત, પણ વાણિયો રજપૂતને ઊધા પાટા બધાવી પલાયન કરી ગયો.'

'અને લલિતકુમાર અત્યારે કયા છે ?'

'તુ એ વાત મને પૂછીશ મા !'

'કેમ, આપના દીકરાને માટે આપને લાગણી નથી ?'

'બાપનો પક્ષ મૂકી મામાનો પક્ષ કરે તે દીકરાને માટે મને માન નથી. હુ એને મારો દીકરો જ નથી ગણતો—મે' એના જીવનને માટે હાથ ધોઇ નાંખ્યા છે અને એ મૂર્ખ દીકરો કોઈક દિવસ મારે માટે પણ હાથ ધોઈ નાંખશે.'

'કાન્હડદેવ ! તમારો દીકરો તો રતન છે !'

'એની માને રતન લાગે છે પણ મને તો પથરો લાગે છે !

કારણ મને એના તરફથી કોઇ પણ જાતનો સંતોષ નથી–અને મૂર્ખો મામાને માટે લઢવા ખંભાત ગયો–ને પાછા ફરેલા સૈનિકો ખબર લાવ્યા કે–લલિત ખંભાતમા જ નથી '

'કદાચ! લડતા લડતાં મરી ગયો હશે–લોકોને એના લાગતા–વળગતાને પટાવવાને કે ઉપાય તો જોઈએ ને–તે આ ચાલબાજી !'

'કૃષ્ણદેવ, રતન જેવો દીકરો મરી ગયો અને તમારી આંખમાં આંસુ નહી ?'

'એની મા રાત ને દિવસ છાતી–માથા કૂટે છે ને ભાઇને શાપે છે !'

'અને તમને લાગણી યે નથી થતી ?'

'તીડા, રજપૂતોના કઠોર કાળજા બ્રહ્માએ જૂદીજ માટીથી ઘડયાં હોય છે–એ તને નહીં સમજાય, પણ .' કહી કૃષ્ણદેવે ખેસનો છેડો આંખો પર દાબ્યો.

થોડીવારમા તો વીરની આંખો નીરમય બની ગઇ

'કૃષ્ણદેવ, રડો છો શુ ! પણ લલિત મર્યો નથી !'

'લલિતને માટે મને રડવુ... ..' 'મારી પ્રેમલ માટે મને.... '

'પ્રેમલદેવી ' ભાઇ તેતો જાણે સાક્ષાત્ જગદબા !' અહો પણ તમારીને થયુ છે શુ જે આવડા પોચાપચ્ચ થઈ ગયા છો વારૂ ?'

એ લલિત નહીં આવે તો જીવશે નહીં' !'

'એ તો ભારી થઇ જાય ' શિવ ! શિવ ! પણ તો લલિતની તમો જાતેજ કાં તલાશ નથી કરતા ? પારકાનાં ભલાં કરો છો ને ઘરની લક્ષ્મીનુ જ શ્રેય કરવાની મતિ નથી સૂઝતી–એ તે કેવુ કૌતક ?'

'અલ્યા જોષી, તુ એમ માને છે કે આટલો તિરસ્કાર છતા મેં લલિતની ખબર નહી કઢાવી હોય ' 'કોઈ કહે છે કે એને હાથે ચારુભટ્ટ ને અજય જીવતા ન પકડાયા તેનો એને શરમ લાગી અને તેથી યુદ્ધ પછી એણે ખંભાતના દરિયામાં પડતુ મૂકયુ–કોઇ કહે છે ખંભાતના બળવામા બળવાખોરોના હાથે ખપી ગયો–પણ એક અજાણી વ્યક્તિ કાલે મને આવીને કહી ગઈ કે તમારો લલિત જીવે છે–પણ

તમારી જીન્દગી સંભાળજે! આનો મને કૈંજ અર્થ ના સમજાયો!'

'એનો અર્થ, તમારી ઉપર વળી કોઈકની કાતિલ નજર ઝઝૂમતી હશે–પણ તમે તો રાત ને દિવસ સશસ્ત્ર રહો છો, પછી ભય શો?'

આ વાત ચાલી રહી છે એટલામાં અનુચર આવ્યો અને કહ્યું, 'મહીપાળદેવ આવ્યા છે અને બીજુ, એક બાઈ સાથે છે.'

'જા, બન્નેને તેડી લાવ!'

અનુચર ગયો અને બનેને તેડી પાછો ફર્યો. કક્ષમાં મૂકી બ્હાર ચાલતો થયો

'પધારો, મહીપાળદેવ–પધારો!'

'રંગને સાથે લાવ્યો છું!' મહીપાળદેવે સહજ સ્મિત કરતાં જવાબ આપ્યો.

'તમારે તો સદાયે રંગ સાથે જ લઈ ફરવુ!, જૂઓ, આજનો રંગ બરાબર ભરાઈ ગયો તો. માનજો કે તમે માણસાઈમાં આવ્યા!'

'વારૂ, તો કાન્હડદેવ! આપણે હવે કંટકેશ્વરીના મંદિરે જવાની તૈયારી કરવી જોઈએ, નહીતર પછી બહુ મોડું થઈ જશે. સૂરી ને સમ્રાટ પહોંચી જાય તે પહેલા તો આપણે ત્યાં જઈ નાટક શરૂ કરી જ દેવુ જોઈએ!'

વારૂ, પણ આ તમારી સાથેના રંગની પણ બધી તૈયારી છે ને? પછી ઘરણુ વખતે સાપ ન કાઢે, એ જાતનો ભરોસો નહી!'

'અરે, અન્નદાતા એ શું બોલ્યા? આજે તો મારા જીવનની બાજી પલટાવુ, કાં તો આખરની કલા બતાવું. ભલભલાના મોઢામાં આગળા ન ઘલાવુ તો ઊંધે મોઢે ગધેડે બેસાડી ગામબ્હાર હાંકી મૂકજો,' મહીપાળની સાથે આવેલા રંગે પોતાના જીવનરંગની પાકી વાતો કહી નાખી. કૃષ્ણદેવે પોતાના દલબલસહિત કંટકેશ્વર તરફ જવાની તૈયારીઓ કરવા માડી.

આ સંસારમાં અધમ જનોની બુદ્ધિને ચીલે ચાલનાર બુદ્ધિમાનો

ઘણા જોવામા આવે છે–તો તેવા બુદ્ધિમાનોને બુદ્ધિમાન. વિબુધજન કહેવા કે કેમ, એ શ કાસ્પદ છે.

જે દગાખોર, બુદ્ધિનુ શસ્ત્ર દુશ્મનને દગો દેવામાં વાપરે છે તેજ બુદ્ધિશસ્ત્ર દગાખોરને એક દુર્દિને દગો દે છે–મહાત કરે છે.

બુદ્ધિમાન અને દગાખોરને જ્યારે મૈત્રી થાય છે ત્યારે એક બીજાને તેઓ પૂરેપૂરા ઓળખી શકયા પણ નથી હોતા. તદુપરાંત અન્યોન્યને તેઓ શ કાની દષ્ટિએ જોયા કરે છે–અને એજ શ કા એક દિવસ શૂળ બની–બહુરૂપિણી બુદ્ધિની જાળમા ફસેલા ભયકાઈ પડેલા બન્નેને ફરી ઠેકાણે–જ્યાંના ત્યા લાવીને મૂકે છે અને જો ભૂલની ભવાઇ ભજવાઈ જાય છે તો, દગાખોરને અને બુદ્ધિમાન બન્નેને તે મૃત્યુના મુખમા ધકેલી દે છે.

કૃષ્ણદેવ મહીપાળ અને તીડો અત્યારે રમત રમે છે–બાજી પાથરે છે સમ્રાટ અને સૂરિ બાજીથી અણજાણ છે પણ એકલી કટકેશ્વરી, સર્વેશ્વરી જ એ બાજીની નટખટભરી બિછાવટ સજાવટ અને જમાવટ જાણે છે નટ તો કેવલ નાચે છે પણ નાટકનો અંજામ તો તે નટોને નચાવનાર કુશળ સૂત્રધારજ જાણે છે.

સમ્રાટના મહાલયના એક વિશાળ કક્ષમા, સૂરિજી પોતાની નાસિકા આગળ ઊંધી હથેલી ધરી, સ્વરોદયજ્ઞાનથી શ્વાસની પરીક્ષા કરી રહ્યા છે વસ્ત્રાભૂષણ સજી રહેલા સમ્રાટની નજર એકાએક સૂરીશ્વર પર પડી અને પ્રશ્ન કર્યો, 'સૂરીશ્વર આપ ધ્યાનમાં છો ?'

'નહી—પ્રાણમાં છુ '

'જવાનો આપણો સમય થઈ ગયો છે–બિચારા પ્રજાજનો આપણી વાટ જોતા હશે.'

'આજે યમરાજ સિવાય આપણી કોઈ પણ રાહ જુએ એમ નથી.'

'સૂરિજી, એવુ અશુભ કા બોલો છો ?'

'અમે નથી બોલતા. અભ્યતરે જાગ્રતા પ્રજ્ઞા જ્ઞાનેશ્વરી બોલે છે.'

સૂરીશ્વર, બ્રહ્મભાષા ખુલ્લી કરીને બોલો તો ઠીક.'

'એ અમૂલ્ય વસ્તુ શું તે આપ સમજ્યા ?'

'બે મંત્રો આપ્યા હશે.'

'સૂરીશ્વરે એ કેમ જાણ્યું ?'

'એક રાજ્યપ્રાપ્તિ અને બીજો ઈચ્છિત ધનપ્રાપ્તિનો મંત્ર હશે! –અને આપે મહાવિઘ્નો વટાવ્યા બાદ તે સાધ્યા પણ ખરા!'

'સૂરીશ્વરનું કથન અક્ષરશઃ સત્ય છે!–વિઘ્ન તો વિઘ્ન જેનો પાર નહીં–ચતુર્દશીની શ્યામ રાત ને તેમા વળી ભયંકર શ્મશાનનો ઘાટ! જેવો શબની છાતી પર અગ્નિકુંડ સળગાવ્યો અને શબની કમ્મર પર બેસી હોમ કરવો શરૂ કર્યો ને સહસા ક્ષેત્રનો ક્ષેત્રપાલ આવ્યો! શું તેની ધમકી ? શું એનું કાલસ્વરૂપ ? શુ તેની બલિદાનની અયોગ્ય યાચના? પણ ગણકારે છેજ કોણ ? હોમ ચાલુ રાખ્યો–ક્રિયા સંપૂર્ણ થઈ અને મહાલક્ષ્મીએ પ્રત્યક્ષ દર્શન દેઇ અમારી મનોકામના પૂર્ણ કરી'

'એનાજ પ્રતાપે આપ આજે વિશાળ સામ્રાજ્યસ્વામી બન્યા છો–જોઈને ઇષ્ટોપાસનાની કેવી મઝા છે? એનુ રહસ્ય બુદ્ધિવાદનીજ કુસ્તીમા રચ્યાપચ્યા રહેનાર મગતરાઓને નહી સમજાય! શ્રદ્ધા, ગુરૂકૃપા, સંયમ, સતત પરિશ્રમ, અને ઈષ્ટકૃપા વિના મંત્રક્ષેત્રમાં સિંદ્ધલાભ થતોજ નથી.'

'યથાર્થ છે મંત્રક્ષેત્રની વાત મંત્રિકજ જાણે–યાંત્રિક જીવન જીવીઓને તેની શી ગમ ?'

'રાજન! મંત્ર એટલે મંત્રજ–એકજ અક્ષર–એક જ બીજ— એની પાછળ મૂકાયલા માંત્રિકના આત્મબલથી કેટલુ બધું અણકલ્પ્યુ કાર્ય સિદ્ધ થઈ જાય છે ?–ધન્ય છે એ મંત્રસ્રષ્ટાઓની કુશાગ્ર મહામતિને'

'મંત્રમાર્ગનો આદ્યસ્રષ્ટા કોણ હશે સૂરીશ્વરજી ?'

'મહારાજ! આદ્યસ્રષ્ટા શંકર. પણ એ માન્ત્રિકકલાને જીવનમાં ઉતારી—સમગ્ર જીવનકલાને એ દુઃસાધ્યમાર્ગમાં સમર્પનાર અને સાક્ષાત્ સિદ્ધિઓ લોકકલ્યાણ અર્થે વાપરનાર તો થયો એકજ મહામાન્ત્રિક સિદ્ધ નાગાર્જુન'

'ખરો-પણ સિદ્ધ નાગાર્જુન કયો એ વાત શંકાસ્પદ છે. કારણ નાગાર્જુન તો સાત થયા છે. એમાંથી 'સિદ્ધ'ની પદવી વરનાર કયો તે હજુ નિશ્ચય નથી થયો!'

'સમ્રાટને એ વિષયનું કયાંથી જ્ઞાન થયું?'

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં કક્ષમાં અનુચરે પ્રવેશ કર્યો અને કહ્યું 'મહારાજ, કંટકેશ્વરીથી બે વખત તેડાં આવી ગયા છે.'

'સૂરીશ્વર, એ વિષય પર બીજે સમયે ચર્ચા કરીશું-ચાલો, પ્રજાજન નકામા ખોટી થઇ રહ્યા હશે.'

સૂરીશ્વર અને સમ્રાટ પોતાનો ચાલુ વાર્તાલાપ બંધ કરી-સ્વારી લઇ કંટકેશ્વરી દેવીના મંદિરમાં આવી પહોંચ્યા ને લોકોની રાજદર્શનાર્થે પડાપડી થવા લાગી-અને જયનાદ થયા 'રાજાધિરાજની જય!-કલિકાલ સર્વજ્ઞ ભગવાનની જય! કંટકેશ્વરીની જય!' આમ વિવિધ દિશાઓમાંથી-હર્ષોન્માદે ચઢેલા લોકસમુહમાંથી-વિવિધ પ્રકારના જયનિનાદ શ્રવણગોચર થવા લાગ્યા.

જોતજોતામાં મહારાજ રમતગમતના માટે રચેલા વિશાળ શિબિરમાં આવી પહોંચ્યા. સમ્રાટ અને સૂરિએ આસન લીધું અને શસ્ત્રાસ્ત્રના વીરત્વભર્યા દશ્યો શરુ થયા.

આર્યોના પ્રત્યેક તહેવારો અર્થસૂચક છે. કોઇકમાં ધર્મને નામે રસગંગાધર, શાર્ઙ્ગધર કે નિઘંટુના આરોગ્યતાના નિયમોનું પ્રતિપાદન ને પરિપાલન, તો કોઇકમાં ધર્મને નામે મરી જતા કે લોકસ્મરણમાંથી કોળેકરી સરી જતા રાષ્ટ્રીયત્વને સંકેલવાના કે સંરક્ષવાના બેનમૂન દેશભક્તિના પાઠ, તો કોઇકમાં ભૂલાઈ ગયેલા પૂર્વજોના ગુણધર્મ કે શૌર્યકર્મને ફરી એકવાર યાદ કરવાનો ઠાઠ; તો કાઇકમાં દેશના વહી જતા કે વિકાસ પામતા વાણિજ્યના આદબાકી કે સરવાળામાંથી મંડાતા લક્ષ્મીપૂજનના પાઠ; તો કોઇકમાં સંગીતના કે ચિત્રકલાના કલાકારોનાં હૃદયગર્ભમાં ઊછળતા ને વ્યક્ત થતા તનમનાટ, તો કોઇકમાં વસંતવિલાસના શૃંગારતિલકના હૈયે હૈયે સજવાના રંગરાગના

કટકેશ્વરીમાં આપણા દુશ્મનો કાખળી ફૂટે છે.'

'તો સૈનિકોનો પહેરો મૂકીશુ.'

'ના જી તેની ચિંતા કરવાની જરૂર નથી અમે અમારા અજેય સૈનિકો ક્યારનાય આપણી રક્ષાને માટે ગોઠવી દીધા છે.'

સૂરિજી, કે અશુભ તો નથી બનવાનુ ને ?'

'બનવાનું અશુભ, પણ અંતે આપણું જ શુભ થવાનું'

'શુ બનનાર છે ?'

'અતરાત્મા તે કહેવા ના પાડે છે-પાંચ પાચ વખત પૂછ્યુ-ત્રિવેણી સગમ પર રાતભર પડી રહ્યો, પણ આજે જ્ઞાનેશ્વરી એ છુટ્ટ લીધી છે-ફક્ત કહે છે આજે એકલા જજો—તમારા સાધુત્વની ને સમ્રાટના વીરત્વની આજે કસોટી છે-એ કસોટીમાથી પસાર થઇ જાવ પછી માર્ગ નિષ્કટક છે આજે તમારી સામે ગરલ છે-દુર્જનો છે. પણ એવા ગરલ કે ગરલધરોને પ્રેમસુધાથી નિસ્તેજ કરનાર તમારી સાથમાં ને સહાયમા સાક્ષાત મહાવીર છે! આજે ભગવતી કટકેશ્વરી સામ્રાજ્યના કટકકુલનો સમૂળ ઉચ્છેદ કરનાર છે-પછી દિગ્વિજય કરો.'

'સૂરીશ્વર, જેના સાથમાં સાક્ષાત મહાવીર હોય તેને પછી શો ડર ?'

'ડરવાની તો જરાય જરૂર નથી પણ આ તો સાધુજનોને તેના ઇષ્ટદેવતા કેવી અણીના અવસરે સૂચન કરી, પોતાના પ્રિય ભક્તજનનુ -તેના જીવનનુ પરોક્ષ રહી રક્ષણ કરે છે તે અમે તો કહીએ છીએ'

'સત્ય છે! તેથી જ સાધુજનો-પોતાના રોજના વ્યવહારજીવનના વિજય અર્થે, દરેક સસારીને પોતાને પ્રિય એવા એક દેવતા કે દેવીની ઉપાસનાનુ અવલબન રાખવાનુ શીખવે છે. સૂરીશ્વર, અમે જ્યારે જયસિહ મહારાજના ભયથી નાસતાં-ભાગતા-પર્યટન કરતા કોલ્હાપુર જઈ પહોચ્યા ત્યારે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે ઇષ્ટની ઉપાસના કેટલી આવશ્યક છે તે સમજાયું હતુ.'

'સમ્રાટે કોલ્હાપુર પર્યંત પર્યટન કર્યું છે?'

'આખોય ભારતવર્ષ ખૂદી વળ્યા છીએ,'

'તો તો સમ્રાટે ભૌગોલિક પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે! સમ્રાટે પર્યટનકાલે કયા ક્યા દેશોનું દિગ્દર્શન કર્યું હશે?'

'સૂરીશ્વર, અમો કોલ્હાપુર ગયા'તા જ્યાં એક સર્વાર્થસિદ્ધ યોગીનાં અમને દર્શનનો અલભ્ય લાભ પ્રાપ્ત થયો હતો—પણ એ વાત પછી કહીશું—જૂઓ કોલ્હાપુરથી કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી, આગળ વધ્યા તે એટલુ બધુ ઘૂમ્યા કે જેનો પાર નહીં કોલ્હાપુરથી કલ્યાણ કારક દેશના કાન્તિપુર નગરમાં આવ્યા. ત્યાથી પહોંચ્યા કોલંબ પટ્ટણ—ત્યાંના રાજાએ અમારી બહુ જ આગતાસ્વાગતા કરી'તી જે આજીવન ભૂલાય એમ નથી અમારી યાદગીરી કાયમ કરવાને કુમારપાલેશ્વર નામક વિશાળ પ્રાસાદ બંધાવ્યો—ત્યાથી પછી પ્રતિષ્ઠાનપુર વગેરે અનેક નગરો નિહાળતાં નિહાળતાં માલવદેશમા આવી પહોંચ્યા અને પ્રખ્યાત નગરી ઉજ્જયિની પણ જોઈ—નગરી તો કે અમરાપુરીની સ્પર્ધા કરે એવી! પછી પહોચ્યા દશપુરનગરમાં—ત્યાથી આગળ વધ્યા તે ચિત્રકૂટ—ચિતોડની ઝાંખી કરી—ત્યાંથી આગળ વધતાં સુકોશલમુનિની ગુફા જોઈ.'

'મહારાજ, આપનુ પર્યટન અથાગ છે'

'ત્યાથી આગળ જોયુ કનોજ. પછી વાણારસી જોઈ, પટણા જોયું, રાજગૃહી જોયુ અને છેલ્લુ જોયુ નાગેન્દ્રપતન'

'નરેન્દ્ર તો ઘણાય થઇ ગયા છે પણ તેમને મહાલયોની ચાર દિવાલો સિવાયનું બહિર જ્ઞાન જરાય નથી હોતુ—અને જેણે દેશપરદેશ ભ્રમણ કરી અનુભવ નથી લીધો તે સફળ સમ્રાટ જ નથી બની શકતો!—હા—વારૂ, પછી પેલા સર્વાર્થસિદ્ધ યોગીની શુ બીના બની'તી?'

'અમે શ્રદ્ધાથી ને પ્રેમભાવથી યોગીશ્વરની ખૂબ સેવા કરી ત્યારે તેમણે અમારા પર પ્રસન્ન થઇ અમને બે અમૂલ્ય વસ્તુ સોંપી.'

'ઠીક.'

હાટ ! આમ આર્યના તહેવારોના અનેક હાંમાંથી અનેક બોધપાઠ પ્રાપ્ત થાય છે !

નવરાત્રિ એટલે ખેતીના અથાગ પરિશ્રમમાથી પરવારેલા નવજુવાનોની યૌવનગંગાના નીરનો ઉછાળ—જોબનજુવાળ; નવરાત્રનો નવશક્તિ નવજુવાનોને પોતાના આખા વર્ષ માટે ખિટીએ લટકતા શસ્ત્રો તરફ ફરી નજર કરવાની મનસા જાગૃત કરે છે—તીર તલવાર, ભાલા, સાગ કટાર, જમૈયા જજાળ ને બંદૂકના અગે ચઢેલા વર્ષના કાટને ઘસી નાંખી, ફરી તે હથિયારો સજી-ગામેગામના નગરે નગરના નવજુવાનો પોતાના વીરત્વની પ્રતીતિ કરાવવા ગામની પાદરે કે નગરના મેદાને આજે સમવેત થયા છે.

કીર્તિભૂખ્યા કોડિલાઓ આવ્યા તા પોતાની થનગનતી ઘોડલિયોની પાયલ ઠમકાવતા—હસ્તમા નવશસ્ત્રો ચમકાવતા—નૂતન જવારાની પ્રિયતમાઓના હાથે રચાયલી ને શિરપેચમા સજાયલી કીર્તિ શી કલગીઓ ફરફરાવતા—ને નવશક્તિથી ફરી ફરી ફરકતા બાહુબળની લોકસમૂહ—સમક્ષ પ્રત્યક્ષ પરીક્ષા કરાવવા.

મહાગુજરાતનુ ઊછળતુ—અગ્રગામી ને વિજયકામી ગણમેલન—ખમીર હજુ જીવત છે—તેની પાકી પ્રતીતિ આપતી'તી નવરાત્રિ—અને આખાય ભારતવર્ષમાં ર.બટ્ટ કરતી'તી કે સાર્વભૌમ સત્તા ગુજરાત અને ગુજરાતીનીજ છે !

કોણ કહે છે આર્યાવર્તને વિજ્ઞાનમાર્ગની ગમ નહોતી ? કોણ કહે છે આર્યાવર્તને યાન્ત્રિકવિદ્યાની ખબર નહોતી ? કોણ કહે છે આર્યાવર્તમા ખમીરભર્યા વીરજીવન જીવવાની વિજ્ઞાનવ્યુત્પન્ન શક્તિ કે યુક્તિ નહોતી ?

જો એને આ અગમ્ય માનવશરીર યત્રની રચનાની ગમ ન હોત તો તે પોતાના ધર્મને—કર્મકાડને અને રોજિંદા જીવનક્રમને આયુર્વેદના આરોગ્યતાના સૂત્રથી વીટી શકત ખરો કે ? માનસિક ક્ષેત્રને વિકસિત બનાવવા એણે મંત્રો રચ્યા અને મત્રોચ્ચારથી એણે

આયુર્વેદ એવો તો અગમ્ય રીતે ગૂથ્યો કે આડકત્રી રીતે મંત્રશક્તિથી શરીરની યંત્રશક્તિ ઉપર અસર થાય, છાતીમાંથી ઉચ્ચારાતા એકજ બીજમંત્રના અવિરત ઉચ્ચાર-પ્રવાહથી છાતીને લગતા શ્વાસોચ્છ્વાસના રોગો આપોઆપ ટળી જાય.

ભારતીય સંગીતની સંસ્કૃતિને પણ આયુર્વેદ સાથે સંબંધ ! માલકંસ ગાય ને છાતીના મલ—પરિષ્કાર થાય મહાપવિત્ર યોગ–પ્રયોગમા નિરોગને નિમંત્રણ આપી વિશ્વસંચાલક દિવ્યશક્તિનું માનવજીવનમાં નિયંત્રણ કરી બતાવ્યુ છે.

બુદ્ધિમાન આર્યાવર્તે **शरीरमाद्यं खलु धर्मसाधनम्** સૂત્રને પોતાના ધર્મકર્મમાં એવુ તો સુંદર રીતે ઓતપ્રોત વણી લીધુ છે કે બુદ્ધિમાન જો "**દ્વારકાંની છાપ**" દૂર કરી, પોતામા રહેલી નિગૂઢ, સૂક્ષ્મ મતિથી વિચાર કરે તો જરૂર એને એમ લાગ્યા વગર રહેજ નહી, કે ભારતીય સંસ્કૃતિ સહસ્ર સહસ્ર વર્ષો વીત્યા છતાય, સડી નથી–અરે, સડેલી હતી જ નહી ! પરંતુ પોતાની વિકૃત, સડેલી મતિને લીધેજ તેને તેમાં સડો જણાય છે !

વાચક ! તને તારા પૂર્વજોની સંસ્કૃતિએ પ્રભાતમાં ઉપાના બ્રાહ્મમુહૂર્તે તારા શાસ્ત્રવિદ્યાધ્યયન કરવાનુ ફરમાવ્યું'તુ— મધ્યાન્હે તારા ભારતવર્ષની આબોહવાને અનુસરી આરામ લેવાના બોધપાઠ ભણાવ્યા હતા–પરંતુ વિપક્ષી માનવસત્તાએ તને તેમ કરતા અટકાવ્યો છે–તું ન માને તો તને ધાકધમકીથી દબાવ્યો છે–કારણ તારૂં જીવનનૂર હણી—તારૂં રણખમીર શોષી—તારૂં રૂધિર ચૂસી, તેને તારા પર પોતાની સર્વોપરિ સત્તા સ્થાપવી છે.

તારો સાચો ઈતિહાસ તું ભૂલી ગયો છે અને પોતાનો ઇતિહાસ ભૂલનારી પ્રજાજ વિનાશને માર્ગે સર્વથી પહેલી ને વ્હેલી ચઢે છે.

તું જો જરાકજ પાછું વળીને જોશે તો તને એ પુરાણપાનાએમાથી તારી સાચી, નગદ અને નક્કર ભારતીય સંસ્કૃતિનો પ્રાણ જડશે, જે તારા ખાખાવિખી થઇ રહેલા જીવન ચેતન ચમકાવશે.

આર્યાવર્તે પોતાના સર્વે માર્ગના ગઠન ને સર્જનમાંથી અનારોગ્યતાને તો તિલાજલિ આપી દીધી છે. ગુજરાતના પાટનગર પાટણની જનતા આજે એ સંસ્કારે રંગાઇ, પોતાના નવરાત્રના ઉત્સવને ઊજવી રહી હતી.

શિબિરની સામેના મેદાનમાં મચી રહેલા રમતગમતોના રંગ પૂરા થયા ને પૂજારીએ આવી મહારાજને દર્શનનુ તેડું કર્યું. અને કહ્યું, 'મહારાજ, દેવીની પૂજનવિધિ પતિ ગઇ છે. આમ જનતા દર્શન કરી વેરાય એટલે આપ પધારો.'

'જોષી મહારાજ, લોકોને બરાબર પેટ ભરીને માજીનાં દર્શન કરવા દેજો—અમારે ઉતાવળ નથી.'

પૂજારી ગયો અને રાજરસાલો વાતે વળગ્યો

સૂરિએ ટહૂકો કર્યો, 'મંત્રીજી, તમને દર્શનનુ ઇજન હતુ કે ?'

'આપણા જેવા પામરને પ્રભુદરબારે ઇજન શા ?'

સૂરિએ મંત્રીના વાક્યનો અર્થ બદલી જરાક ટોળ કર્યો, 'ભલે તમે તમારી જાતને પામર કહો—તમને પ્રભુદરબારના વ્હેલા તેડાં ન આવે. એવુંજ અમો તો ઇચ્છીએ છીએ કારણ, હજુ પાટણના સામ્રાજ્યને આપના બુદ્ધિબળની બહુજ જરૂર છે.'

મંત્રીએ મશ્કરીને ન સ્વીકારતા ગંભીર મુખાકૃતિ રાખી, પ્રત્યુત્તર આપ્યો, 'હું તો દર્શન કરવાના તેડાંની વાત કરૂં છુ.'

સૂરિએ પણ વાતનુ વ્હેણ બદલી ગંભીરતાથી પૂછ્યુ, 'શું આપને તીડો, ઇજન કરવા નહોતો આવ્યો ?'

'ના, જી.'

'એમ ?—ત્યારે ગજેન્દ્ર સામન્ત તમને ?'

'ના જી, મને પણ કૈ તેડુ—એડું નહોતું આવ્યું દર્શનમા તેડુ શું સૂરીશ્વર ?'

મંદિરની બ્હાર આ રંગ રેલાઈ રહ્યો છે.

બીજી બાજૂ પર—મંદિરગર્ભમા મૂર્તિની પાછળની ઓરડીમા ભરાઇ, એ ચાર જણ વળી નવરંગી ઘોળી રહ્યા હતા. અલ્યા, મોટા !

આટલું મોડું કર્યું અને ઈજન ન આપ્યું તો પણ, આ તો એને બદલે બધા ટળ્યા ! આ તો કોકડું ગૂચવાયુ તો ઉકેલવાનું કામ તારૂં —અમે તો આ, બહુ બહુ તો તલ્વાર ફેરવીએ—બુદ્ધિ તો તારી.'

'મહીપાળદેવ ઠીકજ કહે છે—કારણ બુદ્ધિના સરવાળા—બાદબાકી તમારા વિના આ મંડળીમા બીજૂ કોઇજં કરે એમ નથી અને અભિનયના સરવાળા—બાદબાકી હું કરીશ.'

'એ તો મે જાણ્યુ કે તુ આજે રંગ પર ચઢી છે—વારૂ તો જુઓ, મહારાજ અને સૂરિ દર્શન કરી મંદિરગર્ભનુ દ્વાર વટાવી, બ્હાર નીકળી ચોકમા આવે કે તરતજ, ગર્ભદ્વાર—અરે, બલ્કે બ્હાર નીકળવાનાં બધાં દ્વાર બંધ થવા જોઈએ તો બેડો પાર.'

'કેમ બ્રાહ્મણ એટલુ ન સમજ્યો ? સમ્રાટ, સૂરિ, મંત્રી, સામંત વિગેરે અંદર—પછી ફૂટાફૂટ.'

'પણ એમા મહાદેવી બફાઈ જશે.'

'અરે મૂર્ખા ! બા—બ્હેન કરી મહાદેવી, જયોતિ, સોહાગિની બધાને મંદિરની પ્રદક્ષિણા ફેરવવા લઈ જઇ, પાછળની ઓરડીમાં ગોંધી દેજે—કેમ ગમ પડે છે

'પણ તો મંદિરના બધા દ્વારો કોણ વાસશે ?'

'તે ગોઠવણ મે કયારની કરી છે.—પછી કૈ ?'

'વારૂ, તો આ દર્શન ઘેલા લોકને જલ્દી કાઢ ને મહારાજને બોલાવી લાવ. અમારે માટે કૈ પૂછે તો કહેજે કે અમે તો પાટણમાં જ નથી—ટાઢે પાણીએ ખસ કાઢજે—શુ સમજ્યો ?'

'વારૂ વારૂ,' કહી પૂજારી બ્હાર ગયો.

'ચલો ચલો.—મહારાજ દર્શન માટે ખોટી થાય છે, ઝાખી કરતાં તે કેટલા પહોર વીતે વારૂ ?' આમ સટપટ બોલી નાખી તીડા પૂજારીએ દર્શન કરનારાઓને જલ્દી જલ્દી દર્શનથી પરવારી, મંદિરનો ચોક ખાલી કરવાની બેઠી ચીમકી આપી દીધી.

એક દોઢડાહી ડોસલી બોલી ઊઠી 'તે ત્યારે મહારાજ, આજે માજીને નૈવેદ્યબૈવેદ્ય ધરાવવાનુ નથી ત્યારે ?'

નૈવેદ્ય મોડેથી ધરવાનુ છે.'

'તે પેલા જૂના પૂજારી તો પાડાનો ભોગ આપી માજીને ખમ્મા ખમ્મા કહી, લોહીની અંજલિ ધરાવતા'તા અને પછી લોકોને ચાંલ્લા ફરી જતા'–તે આજે તમે તો કે જાણે નવી જ જાતની પૂજા કરી હોય એમ લાગે છે ત્યારે નૈવેદ્ય મોડેથી મળશે કની?

પૂજારીને ચીઢ ચઢી એટલે તેણે એ ચિબાવલી ડોસલીને બોલતી વચમાથીજ અટકાવી અને ઘૂરકિયુ કર્યું, 'જા ને હવે જતી હોય તો; આજે માજીને નૈવેદ્યજ ધરાવવાનુ નથી–માજીને આજે ભૂખ જ નથી લાગી–ચાલ ચાલ, જલ્દી કર–જાય છે; કે ધક્કો મારી બ્હાર કાઢું ?'

'એ ના, બાપજી, ડોસી છુ–જોજો એવુ કરતા !–હુ ઘરડુ મનીષ' ઊથલી પડુ જે તેનો પણ તમને વિચાર નહિ આવતો–જે ધક્કો મારવાની વાત કરો છો ?' ડોસીએ રંગ બદલ્યો અને કંઈક સાંભરી આવ્યુ હોય તેમ ફરી બોલવા મંડી 'મહારાજ બ્હાર બેઠા છે તે ભૂલી ગયા? તેમને જઈને કહી દેઈશ જો આગળી સરખો અડાડી તો ! ચાલો આઘા જાવ–બૈરા માણસને ધમકાવતાં શરમ નથી આવતી ? એક ચોડી દઈશને ચૂડો, તો માથુ જ ફોડી નાખીશ.' કહી ડોશીએ તો તીડા મહારાજને એક ડાબા હાથનો ચૂડો ચોડી પણ દીધો. પણ સાવચેત પૂજારીએ તે ચૂકવી હાથ પર ઝીલી લીધો અને હસતો હસતો ચાલી ગયો.

મંદિરનો ચોક લોકોથી ખાલી થયો છે જોઈ, તીડો બ્હાર બેઠેલા ગજરસાલાને તેડી લાવવા ગયો જતાં જતા કૃષ્ણદેવને બૂમ મારી કહેતો ગયો.' કૃષ્ણદેવ, પેલા રંગને તૈયાર કરજો !'

કૃષ્ણદેવે જવાબ આપ્યો, 'તુ હવે લવારી કર્યા વિના જા–તેડી લાવ ! અમારા તો બધાય રંગ તૈયાર જ છે–મહારાજ આવે એટલી વાર ?'

તીડો બહાર આવ્યો અને નમસ્કાર કરી કહ્યુ, 'પધારો મહારાજ, દર્શનાર્થે !'

'કેમ પ્રજાજનો—'

'પ્રજા તો ક્યારનીય દર્શન કરી વહી ગઈ! હવે તો દેવીના દરબારે આપની જ રાહ જોવાય છે!'

સર્વે ઊઠયા સર્વાગ્રે સમ્રાટ અને સૂરીશ્વર તત્પશ્ચાત ગજમંડળી.

મંદિરગર્ભમા સર્વે આવી ગયા જાણી, તીડાએ આરતી લીધી અને ઘોઘરાસાદે 'જયો! જયો! મા જગતમ્બે!' ગાતાં ગાતાં આરતી ઉતારવા માંડી આરતી પૂર્ણ થઈ

સર્વેને આજ્ઞા આપી અને માજીના નૈવેદ્યની તૈયારી કરી. બાજૂમા બાંધી રાખેલો એક માતેલો મહિષ, માજીની સેવામા રજૂ કરવામા આવ્યો અને સમ્રાટથી ન રહેવાયુ એટલે તે બોલી ઊઠયા, 'પૂજારી'! પણ સમ્રાટની બાજૂમાં જ ઊભેલા સૂરીશ્વરે સમ્રાટનો હાથ દાબી શાંત રહેવા અને જે થાય તે મૂંગે મોઢે જોયા કરવા મૂક સૂચન કરી દીધુ.

'જી! પૂજારીએ સમ્રાટને પ્રત્યુત્તર આપ્યો'

'કે નહીં—આપનું કાર્ય કર્યે જાવ—બહુ મોડું ન કરશો'

'હવે નૈવેદ્ય થાય એટલી જ વાર!' એમ કહી માજીની બાજૂમા—પડખે પડેલુ ખાંડુ પૂજારીએ હસ્તમાં ધારણ કર્યું અને ચારેતરફ દૃષ્ટિ ફેરવી તેને અજાયબી તો એ જ લાગી કે અહિંસાનો પક્કો પૂજારી સૂરિ—પાડાનો વધ થવાની તૈયારી થઈ રહી છે ને કેમ કે બોલતો નથી એને ખબર તો હતી જ કે સૂરિના પેટનુ પાણી ઊંડું છે અર્થાત એનુ માપ નીકળી શકનાર નથી—છતાં તેનાથી ચબાવલાવેડા કર્યા સિવાય ન રહેવાયુ. એટલે તે જ બોલી ઊઠયો, 'સૂરીશ્વર, આ બધીય વિધિ શાસ્ત્રોક્ત થઈ રહી છે—એમા કશુ ય અમારા ઘરનુ નથી'

'વારૂ, પણ આ તમારે જ્યારે વધ કરવો પડે છે ત્યારે શું દેવી જ જાતે પ્રકટ થઈ સ્વયં પોતાનો ભોગ ન લઈ લે?'

'એ બાબતની—વધ કર્યા પછીની વિધિ જોયે આપની ખાત્રી

થશે કે મા કટકેશ્વરી, પાટણની કેટલી પ્રભાવશાલિની રક્ષિકા છે. લ્યો ત્યારે—હુ હવે મારૂ કાર્ય શરૂ કરી દઉ છુ—ક્ષમા કરજો બપ્પા, કે બોલવામા અવિનય થયો હોય તો' એમ કહી તીડાએ વિધિ આગળ ચલાવી અને મ ત્રોચ્ચાર કરવા માડયા, 'पशुस्त्वंबलिरूपेण-ममभाग्यादवस्थितः ॥ प्रणमामिततः सर्वरूपिणं बलि-रूपिणं ॥ चंडिकाप्रीतिदानेनदातुरापद्विनाशनं ॥ चामुडा-बलिरूपायबलेतुभ्यं नमोस्तुते ॥ यज्ञार्थं बलयः सृष्टः स्वयमेव स्वयं भुवा ॥ अतस्त्वांघातयाम्यद्ययस्याद्यज्ञे-मतोवध' ॥ જય કટકેશ્વરી'' એમ બોલી તીડાએ હાથમાંનુ ખડ્ગ ઊચકયુ અને ખડ્ગને સંબોધી બોલવા માંડયુ. તીડામાં અત્યારે વામનુ જોમ આવ્યુ હતુ—તેને પાડો જોઇ શૂર ચઢયુ હતુ. 'ॐ कालिकालिवज्रेश्वरिलोहदंडायैनमः ह्रां ह्रीं आं हुं फट्..' તરત જ વચમા પડી સૂરિએ તીડાનો ખડ્ગવાળો હસ્ત કાંડામાથી પકડી લીધો અને કહ્યુ, 'ભાઇ, ઊભો રહે—મહિષ ધ્રૂજે છે! એને જગ કળ વળવા દે—પછી વધેરજે.'

તીડાને શૂર ચઢયુ—તેણે કહ્યું, 'અરે, સૂરીશ્વર, દેવીના કાર્યમાં નકામુ વિઘ્ન ન નાંખો! એ તમને નહી સમજાય! એ તો એનામાં કટકેશ્વરીનો આવિર્ભાવ થઈ રહ્યો છે તેથી ધ્રૂજે છે!'

'રહેવા દે હવે–ખાડુ નીચુ મૂક! મને તો આ તારી તલ્વારમાંયે કૈં દમ નથી લાગતો–નથી તો આ પાડામાં દમ–કે નથી તો આ તારી કંટકે—'

આરસસોપાન વેદી પર ઊભેલી કટકેશ્વરી સહસા હાલી ઊઠી. તેની ભૂજાઓ ફરકી. તેણે તલ્વારવાળો પોતાનો એક હસ્ત ઊંચો કર્યો અને બોલી ઊઠી, 'સબૂર! કોણ છે એ પાપી–મારા ભોગને મારા પંજેથી પાછો ખેચનાર?'

સૂરિના આખા શરીરમાં વિદ્યુત્વેગે એક કંપ પસાર થઇ ગયો. તેને શરીરે શીત વળી ગયાં. આંખોએ અંધારા આવ્યાં સમ્રાટનુ માથુ સહજ હાલી ઊઠ્યુ અને જરાક મસ્તકમુકુટ પણ વાંકો થઈ ગયો. વાણિયામંત્રીની આંટીઓ સહજ ઢીલી પડી ગઇ અને કમરેથી–કંપારીથી સરી જતું ધોતિયુ તેણે બે હાથે પકડી રાખ્યુ અને ધ્રૂજતે હાથે પણ, ફરી પાછી આંટીઓને ડૂચોપૂચો કરી મખત કરી લીધી. ગજેન્દ્ર સામતને તો કે સમજ ન પડી એટલે તેણે તો બે હથેલી વચ્ચે બીકના માર્યા મોઢુ જ છુપાવી લીધુ અન્ય જનોની સ્થિતિએ પણ વિવિધ દૃશ્યપરિવર્તન કર્યું હતુ

બોલવાનુ બોલી પાછી મૂર્તિ–સ્થિર થઈ ગઈ.

તીડો તરતજ ચડભડી ઊઠ્યો. 'જોયુ–સૂરીશ્વર, કંટકેશ્વરીનુ પરિબળ? જોયો પ્રભાવ? એના પ્રતાપની આડે આવનાર ભલભલા રોળાઈ ગયા છે—માટે—એ તો—' એમ કહી ફરી ખાંડુ વધ કરવાને ઊંચુ કર્યું—ફરી સૂરિએ તેનુ કાડુ પકડી લીધુ અને કહ્યુ, 'સબૂર! મારે તારી કંટકેશ્વરીને બેચાર પ્રશ્નો પૂછવા છે તે પૂછી લેવા દે—પછી સુખેથી આ મહિષનો વધ કરજે!' એમ કહી સૂરિએ દેવી તરફ એકીટશે જોયુ અને પૂછવા માડ્યુ, 'જગજ્જનનિ! તારે તારો ભોગ જોઈએ છે?'

'સ્થિર મૂર્તિના કેવલ ઓષ્ઠ હાલ્યા અને જવાબ આવ્યો, 'હા!'

'તો મહિષ કરતા ઉત્તમ ભોગ મળે તો?'

'ક્યા છે?'

'આ રહ્યો! હાજર છે!' એમ કહી સૂરિ તરતજ દેવીની સમીપમાં પહોંચી ગયો અને ગરદન નમાવી કહ્યુ, 'લે ઉડાવ–માથું! તારો ભોગ લઇ લે!' ગરદન નમાવતા સૂરિની નજર મૂર્તિના ચરણ તરફ પડી અને તરતજ તેણે ગરદન ઊચી કરી લીધી. તેણે જોયું કે દેવી તેનો ભોગ લેવાને, પોતાના એક હસ્તનો પંઝો તેની ગરદન પકડવા આગળ–પસારી રહી છે અને બીજો શમશેરવાળો હસ્ત, તેની નત ગ્રીવા પર ઘા કરવા પસારી રહી છે.

પણ એમ કે સ્હેજે સૂરિ મરે–કે દેવીનુ કાર્ય સરે તેમ નહોતુ. સૂરિએ કૈંક કૌતુક જોયુ અને કપાવવાને ઝૂકાવેલી ગરદન પાછી ગર્વથી ઊંચકી લીધી

સૂરિના જે સામુદ્રિક જ્ઞાને, સ્તંભતીર્થમાં રખડતા રખડતા ભિક્ષુક જેવા આવેલા મુસાફર કુમારપાળને, સમ્રાટ થવાનુ ભવિષ્ય ભાખ્યુ હતુ, તેજ સામુદ્રિક વિદ્યાએ દેવીની તલ્વાર નીચેની સહસા પોતાની ઝૂકાવેલી ગર્દન ઊંચકી લેવાની મતિ આપી સગર્વ ગરદન ઊંચી કરી સૂરિએ તરતજ દેવીનો ખડ્ગવાળો હસ્ત કાંડામાંથી પકડી લીધો.

તેના જ્ઞાને તેને જણાવ્યુ કે આ સર્વાંગ મોહક અને સુંદર જણાતી પ્રતિમા–પ્રતિમાજ નહોય–અને તેય દેવીપ્રતિમા નહોય–મનુષ્ય શરીર એણે દેવી બનવાને રચ્યુ છે. એના ચરણોની અંગુલિયોની અવ્યવસ્થિત અને અકલાત્મક રચના, વચલી અંગુલિયોનુ ટચલી અંગુલિ જેવુ ટૂંકાપણું, અને જમણા પગની આંગલીઓના અંતરમાં દૃગ્ગોચર થતા છિદ્રો, આ સર્વે ચિન્હો એની અધમાકૃતિની સાક્ષી પૂરે છે સહસા સૂરિ ગંભીરનાદે ગરજી ઊઠયા, 'કોણ ? વેશ્યા ? અનંતા ?' એમ કહી હાથ ખેંચી, સૂરિએ તેને વેદી પરથી નીચે મંદિરની ફરસબંધી પર ફગોટી દીધી અને દાંત કચકચાવી બોલ્યો, 'પાપિણી ! છેવટે દેવીનો વેષ ભજવી, દેવીની પવિત્ર વેદી અને મંદિર પણ અપવિત્ર કર્યાં ?'

સૂરિના 'વેશ્યા–અનંતા' શબ્દોચ્ચારથી મંદિરસમવત રાજમંડળ ચોંક્યુ અને સમ્રાટ સહસા ગર્જી ઊઠયા, 'સૂરીશ્વરજી ! કોણ નગરનારી અનંતા ? શું દેવી કંટકેશ્વરી બની છે ?'

સમ્રાટનુ સંભાષણ અપૂર્ણ થયુ અને તરતજ મંદિરનાં ત્રણે બાજૂના બહાર નીકળવાનાં દ્વારો કોઇકે બહારથી ફટોફટ વાસી દીધા, જેના અવાજ મંદિરમાં ઊભેલી વ્યક્તિઓએ શ્રવણ કર્યાં અને સર્વે સહસા સચેત થઈ ગયા !

ઉદયન બોલી ઊઠયો, 'મહારાજ, દગો–દગો–' મંત્રી પોતાનું

સભાષણ સંપૂર્ણ કરે તે પહેલા તો વિશાળ મદિરના ખૂણેખૂણેથી અને પ્રતિદિશાઓમાથી સશસ્ત્ર બુકાની બાંધેલા સૈનિકો મદિરના ચોકમાં ઊભેલા ગજરસાલા પર ઓચિંતો હલ્લો કરવા ધસી આવ્યા.

જોતજોતમા તો મદિરની શ્વેત ભૂમિ રૂધિરરંજિત બની ગઇ અને એક નાનકડો સગ્રામ મચી રહ્યો

અચેત ઊભેલા ઉદયન મત્રીને એક ધસી આવતા સૈનિકનો ધક્કો વાગ્યો એટલે તે પહેલે દાવે તો ગબડી પડયા, પણ તરતજ ઊભા થતાંક મ્યાનમાથી તલ્વાર ખેચી ફેરવવા મંડી પડયા

પંડિતજી તલ્વાર ફેરવતા ફેરવતા એ એવા તો ખૂણમા ઘૂસી ગયા જ્યાં તેમણે હદજ કરી નાખી મદિરના એક ખૂણામા મદિરના સેવકોની બે છત્રીઓ પડેલી હતી—(એક પડી તી ખૂણામાં બરાબર ઊભી—બીજી ઢળી પડી'તી તેના પર ત્રાંસી ! ઊભી છત્રી પર લાલ ચુદડી જેવો કોઇકનો ઉકલી ગયેલો સાફો પડયો'તો અને ત્રાંસી ઢળી ગયેલી છત્રી પર—કોઈકે માથે બાંધેલો અને તેમને તેમ ઉતારી મૂકી દીધેલો સફેદ સાફો પડયો હતો ખૂણામા પ્રકાશ ઓછો હતો-એટલે કવીશ્વરની કલ્પનાએ કિલ્લા ચણ્યા) વિદ્યાવિલાસી વાગ્ભટ્ટની વિદ્વતાએ ઘડીભરને માટે તેનો સહારો છોડી દેઇ તેને ભ્રમમા નાખી મૂર્ખોજ બનાવ્યો તેના કલ્પનાશીલ મગજે ખૂણામા લાલ ચુદડીવાળી છત્રીને ધારી લીધી પ્રિયતમા—સોહાગિની અને આડી ઢળેલીને ધાર્યો કોઇ અત્યાચારી યોદ્ધો !—એટલે ઝટ તલ્લવાર વીંઝી !

ખૂણામાની છત્રીઓ જમીન પર પડી અને પડિત પોતાની મૂર્ખાઇ પર હસ્યો પણ યોગ્ય પળે યાદ આવેલી સોહાગિનીની શોધમાં ક્યાંક મદિરમાં ઘૂસ્યો

આપણુ સ્રીમડળ દર્શન કરી મહિષનો વધ થતા પહેલાજ મદિરની પ્રદક્ષિણા ફરવા, મદિરની પાછળના ભાગમા પહોચી ગયુ હતુ.

અને સમ્રાટ એકલે હાથે મદિરના સિંહદ્વાર આગળ દશદશ સશસ્ત્ર સનિકોની વચમાં અડગ ઊભા રહી—સોલંકીના નીરને અને

નૂરને દીપાવતો–પોતાના સમ્રાટપદને અક્ષરશઃ સોહાવતો – પોતાના વ્યૂહયુદ્ધકલાનૈપુણ્યથી ઘા પર ઘા કરી સામા ધસી આવતા શત્રુઓને હફાવતો તથા ઘા રૂપી ઘરેણાથી આખા અંગને શોભાવતો રાજાધિરાજ કુમારપાળ આજે રૌદ્રસૌંદર્ય ધારણ કરી રહ્યો હતો.

અને સામ્રાજ્ઞી, જ્યોતિ ને સોહાગિની મંદિર પાછળની એક ઓરડીમાં દગલબાજોથી બચવાને ભરાઇ ગયા હતા.

'જ્યોતિ–સોહાગિની, ગભરાશો નહિં ! હમણા હુ રસ્તો કાઢું છુ—પણ જૂઓ મારી પાછળ દોડયાં આવજો—જૂઓ હુ ઓચિંતા દ્વાર ખોલી નાખુ છુ—બ્હારથી દ્વાર ધકેલ્યા કરે છે તેમને જરા સ્વાદ ચખાડું !'

'એના કરતા કોઇ રક્ષણને માટે આવે ત્યાસુધી ઓરડીમાજ ભરાઈ બેસી રહીએ તો શુ ખોટૂ ? ઉં હું ! ભરાઈ બેસી રહે તું ! હુ તો આ સાબેલુ લઈ ફરી વળીશ. અને બા—તમે.'

'આ કડિયાળી ડાગ મળી છે–જો સોહાગિની તુ પેલા કપડાંના મસોટામા ભરાઈ બેસ. એ વાણિયણોનુ લઢવાંનુ કામ નહી — લઢે તો રાજપૂતાણીજ જો સાકળ ઉઘાડુ છુ. અરે, ઊભા રહો ઊભા રહો મહારાણી બા–આમ ઉતાવળ શી—' સોહાગિની પોતાનું વાકય પૂર્ણ કરે તે પહેલાં તો વીરાંગના–મહાગુજરાતના સામ્રાજ્યની શરસામ્રાજ્ઞીએ બારણાંની સાકળ ખોલી નાંખી ને દ્વાર ખુલ્લી જતાંજ બ્હારથી બારણાં ધકેલતા સૈનિકોમાંથી એક ઉમરામાં ધબ દેતો કે ઊંધો પડી ટીચાયો. રણચંડી ભૂપાળદેવી ઓરડીની બ્હાર ધસી અને સૈનિકોમાના એકને ખભાપર એક એવો તો ફટકો માર્યો કે તે જમીન પર પટકાઈ ઢળી પડયો. સહસા તેના હાથમાંની તલ્વાર ઝડપી લઈ રાણી તલ્વારબાજી ખેલવા મડી પડી

ઓરડીના ઉમરામા ઢળી પડેલો એક સૈનિક ઓરડીમાં ઘૂસ્યો અને પોતાના રક્ષણાર્થે ખભા પર સાબેલુ લઈ ઊભેલી જ્યોતિ તરફ તે ધસ્યો. જ્યોતિએ સાંબેલું સામા ધસી આવનાર પર ઝીકયુ પણ

તે તેણે ચૂકવી દીધુ અને ધસારો કરી જ્યોતિને કમ્મરમાંથી પકડી પોતાની બાથમા લેવાનો પ્રયાસ કર્યો.

જ્યોતિએ તેના નીચ આશયને અવરોધવાને ઘણો યત્ન કર્યો. પરતુ તેનો પ્રયત્ન સર્વ નિષ્ફળ નીવડે છે એવુ જ્યારે તેને ભાસ્યું ત્યારે તેણે ખૂબ ખીજાઈને સૈનિકના મોઢા પર પોતાનો હાથ તરછોડયો હાથમાનુ રત્નજડિત નક્કર કન્કુ સૈનિકના નાકમા વાગ્યુ અને તેના નાકમાથી લોહી તૂટી પડયુ–જેનાથી તેના તથા જ્યોતિ બન્નેના વસ્ત્રો લોહીયાળાં થયાં–તે જોઇ સૈનિક વધુ ખીજાયો અને બોલ્યો, 'માનતી નથી'

'કૃતગ ! કોને મનાવે છે?'

'કુમારપાળની દીકરીને–બીજા કોને વળી ?'

'મોત માગી રહ્યો છે કેમ ?–છોડ !'

'મને તારા ગુલાબી ગાલ પર..' સૈનિક પોતાની વિચિત્ર વાસનાનું દિગ્દર્શન કરાવતુ વાકય પરિપૂર્ણ કરે તે પહેલાં તો જ્યોતિએ ફરી એકવાર વધારે જોરથી હાથ વીઝયો–અને તેના વીઝેલા હસ્તની કોણીએ સૈનિકનું ડાચુ તોડી નાખ્યુ–તેના દાંતમાથી લોહી દદડવા માડ્યું એટલે તે વધારે ખીજાયો. અને અંતે જ્યોતિને કમ્મરમાંથી ઊચકી જમીન પર પછાડવાનો એક અતિમ જીવલેણ પ્રયત્ન આદર્યો

તે જ્યોતિને જમીન પર પટકી નાંખે તે પહેલા તો ઓરડીમા એક પટ્ટણી યોદ્ધાએ પ્રવેશ કર્યો અને તેણે પોતાની શમશેર બાલા ઉપર બલાત્કાર કરવાની તૈયારી કરતા સૈનિકની ગરદન પર ઝીકી. અને તે પિશાચની કાયાને જમીન પર પટકી પાડી

ભયત્રસ્ત જ્યોતિને બાથમાં દબાવી આગતુકે આશ્વાસનનું અમૃત સીંચવા માડ્યુ 'જ્યોતિ, મદિરના ચોકમા તો યાદવાસ્થળી જામી રહી છે–કોણ કોને કાપી નાંખશે તે ન કહેવાય ! સમ્રાટ–મંત્રીજી–પડિતજી બધા ય મારફાડમાં રોકાઇ ગયા છે.'

'પણ ગજેન્દ્ર, આ થયુ શુ તે કે સમજાતું નથી—પણ લાગે છે—મહારાજનો, મંત્રીનો અને પૂજ્ય સૂરીશ્વરનો એકી સાથે વધ કરી નાખવાનુ રાજદ્રોહીઓએ આ એક ભયંકર કાવત્રુ રચ્યુ છે, પણ મંદિર છોડી બધા નાસી કેમ છૂટતા નથી?'

'અગે ગાડી મંદિરના એકેએક જવા આવવાનાં દ્વાર બહારથી બંધ કરી દીધાં છે-બહારની સહાય મળે તોને?'

'તે કેટલાએક માણસો છે જે પહોચી વળાતુ નથી?'

'કાપીએ છીએ ને નવા ઉભેરાય છે—એટલે નાનકડું સૈન્ય જ પહેલેથી મંદિરમા છૂટું છવાયુ ગુપ્ત સ્થળે છૂપાઈ રહેલુ હોવુ જોઇએ.'

પણ તમને આમા કોનો હાથ લાગે છે.'

'મને તો કૃષ્ણદેવ લાગે છે.'

પણ કાન્હડમામાને પિતાજીની સામે આવુ ભયંકર કાવત્રુ રચવાનુ પ્રયોજન શું?'

'પ્રયોજન એક જ કે પદોન્નતિ નથી થઈ.'

'પદોન્નતિ શાની? મહારાજને ગાદી અપાવવામાં એણે આટલી બધી તનતોડ જહેમત ઉઠાવી છતાય એને કોઇ પણ અગ્રગણ્ય સત્તાધીશપણું ન મળ્યુ તેની આ બધી ચૂક છે!'

પણ સત્તાધીશ જ છે ને—મહારાજ ક્યાં એને પૂછ્યા વગર પાણી સરખુ ય પીએ છે જે આમ ત્રાસ વર્તાવી રહ્યો છે—અને નકામી જાનની ખુવારી કરી રહ્યો છે?'

'એવુ પોલું સત્તાધીશપણુ એને નથી જોઈતુ. ઉદયન મંત્રી બને તો એ ઉપમંત્રી પણ કેમ ન બને? અને વળી એના જેવાને બદલે વેદિયા વાગ્ભટ્ટને ઉપમંત્રી પદ પ્રાપ્ત થાય?—આ બધું એનાથી સહન નથી થતુ!'

'તો પણ—ત્યારે એ કરવા શું માગે છે?'

'એ મહીપાળ કે અજયપાળને ગાદી અપાવી ઉદયનના જેવો સત્તાધીશ થવા ઇચ્છે છે—અને એમ થવાને માટે પ્રથમ તો માર્ગમાં

આડે આવતા ને ખૂંચતા આ બધા મોટા મોટા કાંટા ભાંગી નાખવા જોઈએ. અર્થાત્ કાંટા ભાગવાની આજે કંટકેશ્વરીમાં રમત ચ્યાઇ છે–ચાલ ત્યારે આપણે મંદિરમાં પિતાજી વગેરેને બનતી મદદ કરવા જઈએ.'

'હા, ચાલો હું પણ મારૂં પાણી બતાવીશ.' એમ કહી જમીન પર ગજેન્દ્રની તલવારના ઘાએ કપાઈ ઢળી પડેલા યોદ્ધાની કમ્મરે લટકતી મ્યાનમાંથી જ્યોતિએ તલવાર ખેંચી લીધી પ્રેમી યુગલ સંકટમાં સપડાયલા સ્વીય જનને સાથ ને સહાય આપવા મંદિરના ચોક તરફ વળ્યું.

તે સમયે ગભરાયલી વેશ્યા અનંતા, મંદિરમાં પ્રાણરક્ષાને માટે છૂપાઇ જવાને કોઇક સુરક્ષિત સ્થળ શોધવાને મંદિરના થાંભલા ગણતી. અંધારે પડતી આખડતી આમતેમ દોડી રહી હતી. એટલામાં અને સૂરિએ ન્હાસભાગ કરતી અનંતાનું પાછળથી જઇ ફરફરતું કાંડું પકડયું, વેશ્યાએ પાછળ જોયું. એણે આછા પ્રકાશમાં તેણે આગંતુકની મુખાકૃતિ ઓળખી લીધી અને તે બોલી.

'કોણ સૂરીશ્વર! વેશ્યાની પાછળ પડયા છો? તો તો પૂંજી ગુમાવી બેસશો આખી જીંદગીની કમાઈ ડૂલ થઈ જશે,'

'વાંધો નથી તારે ખાતર તેમ થાય તો ભલે થતું.'

'મારે ખાતર મરનારા જીવતા મરી ગયા છે. મસાણમાં લાકડાં શીચ્યી આવ્યાં છો?'

'તારાં ને મારાં બન્નેના.'

'એ મને ન સમજાયું?'

'ત્યારે તને સમજાય છે શું?'

'તમને જોગજતિને જે નથી સમજાતું તે?'

'તે તારૂં આખું જીવન ઉજ્જવલ કર્યું છે!'

'ઉજ્જવલ? જીવન? મારૂં? આ શું બકો છો?'

'સિદ્ધવચન બોલું છું, આજે તું—તું નથી રહી.'

'કેમ કે ?'

'આજે સૂરિ તને સાથ આપે છે.'

'પણ સાથ ગ્રહણ કરવો કે સહન કરવો એ મારી મરજીની વાત છે.'

'દીકરી. આજે મહાવીર તને હાથ આપે છે !'

'દીકરી ? દીકરી—મને દીકરી કહી રહ્યા... ' પણ મારે બાપ નથી '

'હું આજે તારો બાપ બનુ છું.' અને તારી નવજીવનની પ્રતિપ્રદા શરૂ થાય છે.'

'સુરિ મને દીક્ષા આપવાની તો વાત નથી કરતા ને ?'

'એજ ! પણ હજુ હું જુવાન છું ! ને હું તને વૃદ્ધ બનાવી દઈશ !' પણ વાસનાઓની જુવાની નહીં આથમે !'

'જ્ઞાનયજ્ઞના અગ્નિની જ્વલન્ત શિખાઓમા તારી વાસનાઓને હોમી દઈશ—પછી જેનો પત્તો નહીં લાગે, જેનું નામનિશાન નહી જડે—તું જ કહેશે કે હું આજે સાચી અનંતા બની છું,' કહી સૂરિએ, વેશ્યાના શરીરને કેવલ પગના અંગુઠાનો સ્પર્શ કર્યો અને અનંતાને એક મૂર્છા આવી, તેનો જીવ ઊંડે ઊંડે ઊતરવા લાગ્યો. અને પણે મંદિર ગર્ભના ઉંડાણમા તો કેક કેકના જીવ ઊંડે ઊંડે તલ્વારના ઘાથી ને ઝટકાથી ઊતરી ગયા હતા,

અને મંદિરની બહારના એ મુસાફર, મંદિરમાં આવવાને આમતેમ આંટા મારી રહ્યા હતા. પરતુ તેમણે ફરી ફરીને જોયુ તો જણાયું કે કોઈકે મંદિરમાંથી બહાર નીકળવાના બધાય દ્વારો પર તાળાં વાગી દીધાં છે

એકે પ્રશ્ન કર્યો, 'બારણાની ફાટમાથી તે શું જોયું ?'

'મંદિરની સામે જ જંગ મચી રહ્યો છે.'

'ચાલો, તો પરકી લડાઈ આપણે વહોરવાની શી જરૂર ?'

'પણ કુમારપાળ મહારાજ અંદર છે.'

આજૂબાજૂ દશથી બાર સૈનિકો અને વચમાં એકલા મહારાજ ઘૂમી રહ્યા છે—આખુ શરીર લોહીથી દડદડતુ થઇ ગયુ છે. કપડા તળબોળ થઈ ગયા છે.'

'પણ તુ મહારાજને કેવી રીતે ઓળખે ?'

'અરે, હુ તો મહિનાઓ સુધી મહારાજની સાથે રખડયો છુ—સાથે ખાધુ પીધુ છે—એમની આકૃતિ મારા સ્મરણપટ પર કોતરાઇ ગઈ છે. હુ કહુ છુ કે ચોક્કસ મહારાજ જ છે—અને ખરેખરા સકટમા સપડાઈ ગયા હેય એમ લાગે છે—જાનને જોખમે પણ બચાવવા તો જોઈએ જ'

'બોલ તો શુ કરીએ? એક વિચાર સૂઝે છે કે મદિરની ઊચી ગચ્છી પર ચઢીએ અને માર્ગ મળે તો શોધીએ—કાં તો ચંદ્રમાના અજવાળામા દૂર કોઈ મદદનુ મથક નજરે પડે તો તે શોધી નાખીએ.'

'એ પણ ઠીક છે—કારણ તાળા તોડી જવુ મુશ્કેલ છે એમ કહી બન્ને મુસાફરો મદિરના થાંભલે થઇને ગચ્છી ઉપર ગયા. ગચ્છી પર આવી ચારે બાજૂ નજર નાખી એકજણ બોલ્યો, 'નગર ઘણું જ દૂર છે—અને મદિર કેવલ નિર્જનસ્થાનમા છે—એટલે મદદની આશા માડી વાળવી પડશે—પણ ચાલ, ગચ્છીમા જાળિયુ—બાળિયુ હોય તો શોધી વળીએ!' એમ કહી બોલનાર વ્યક્તિએ ગચ્છીમાં આમતેમ આંટા મારવા માડયા. બીજાએ પણ તેની પાછળ જ ઘૂમવા માડયુ શોધતા શોધતા બને ઘુમ્મટની પાસે આવી પહોચ્યા અને એક જણ સહસા બોલી ઊઠયો.

'ફાવ્યા રાજા! વિધિ સીધી લાગે છે. જોયુ, ઘુમ્મટને ફાટ પડી છે' એમ કહી ઘુમ્મટની આજૂબાજૂ પ્રદક્ષિણા ફરી વળ્યો અને ફરી બોલ્યો, 'અને મોટી આ બાજૂ પણ છે અને સામી બાજુ પણ છે—અર્ધ વર્તુલમા છે—બરોબર ઘુમ્મટના બે ભાગ જ થઇ ગયા છે.'

'એટલે હવે લાતમલાત! તુ આ બાજુથી દે ને હું પેલી સામી બાજૂથી અને પછી માગે વળી ભૂસ્કો.'

'મને તો તુ ગાંડો થયો લાગે છે.'

'તું ગાડો છુ કે હું તે પછી જણાશે ચાલ, લગાવવા માર લાત! ઉ–દે!' કહી વાત કરનારે ઘુમ્મટમા એક લાત ઠોકી, બીજી દીધી સામાએ. એમ બનેએ સામસામા ઊભા રહી લાત પર લાત દેવા માંડી. જૂનો ને દોદળો, પડું પડુ થઈ રહેલો ઘુમ્મટ, અવિરત થતા લતાપ્રહારથી નમ્યો અને કડડભૂસ કરી મદિરગર્ભમા તૂટી પડયો. છેલ્લી લાત મારનાર મદિરગર્ભમાં ઘુમ્મટની સાથે જ પડયો અને પડનારને હાથ ઝાલી બચાવવા જતા બીજો પડયો.

મદિરના ચોકમા ઘુમ્મટના છોબન્ધ ગચ્ચા પડયા ને ત્યા ચાલી રહેલા જગમાં ભંગ પડયો!

ઘુમ્મટની નીચેથી થઈ ને કુમારપાળ મહારાજ પર ઘા કરવા જનાર મહીપાળદેવ, ઓચિતા છોબધના મોટા ગચ્ચા પડતા–તેની નીચેજ દબાઈ ગયો અને પૂજારી તીડાનો તો ટાટિયો જ તૂટી ગયો.

ખૂણામા ઊભેલો કૃપ્ણદેવ, કુમારપાળ મહારાજની ઉપર આ ગડબડનો લાભ લઇ પાછળથી ઘા કરવા ધસ્યો, અને ઘુમ્મટના ધસવાની સાથે જ ધસી પડેલા મુસાફરે કૃપ્ણદેવની પાછળ દોટ મૂકી, તેને તલવારને એકકે ઝાટકે કાપી નાખ્યો મદિરનો ઘુમ્મટ ધસી પડતા જ તેના અવાજથી–ઓચિતી હેબકથી મહારાજની સાથે લઢી રહેલા સૈનિકો પલાયન કરી રહ્યા'તા. મદિરનો ઘુમ્મટ પડયો એ વસ્તુને તેઓ તો દેવીનો કોપ માની, જીવ લઈ જયા નસાય ત્યા નાસતા હતા અને ન્હાસભાગ કરતા સૈનિકોને, લાગ લઈ દેવદૂત જેવા અતરિક્ષમાથી ઊતરી આવેલા એ મુસાફરો, પોતાની તલ્વારનો સ્વાદ ચખાડતા'તા

લડવાનુ કાર્ય પૂરૂ થતા જ બન્નેએ આવી લોહિયાળા વસ્ત્રે રૂદ્રાવતાર શા ભાસતા કૂપાળને અભિવાદન કર્યું મહારાજે એમાથી એકને સહસા જ ઓળખ્યો અને પ્રશ્ન કર્યો, 'કોણ, વોસિરિ?–વોસિરિ! આવ, ભેટીએ–ભાઈ, આપણે ઘણે વર્ષે પાછા મળ્યા.'

'જી.' કહી વોસરિ, મહારાજે પસારેલા હસ્તયુગલમા સમાઈ

ગયો–પોતાના જૂના મિત્ર વોસરિને ભેટતાંમાંજ મહારાજની આંખો આંસુથી ભરાઈ ગઇ હતી. દડદડ ટપકતાં આંસુ મહારાજની છાતીપર માથું મેલી હૂંફ લઈ રહેલા વોસરિની ગર્દન પર પડયા ને તે ચમકયો.

તેણે માથુ છાતીમાંથી બ્હાર કાઢયું અને પ્રશ્ન કર્યો 'મહારાજ, કેમ રડો છો?'

'વોસરિ, હુ તને બીલ્કુલ ભૂલી ગયો તેમા તને મેં . . .'

'હશે ગમે તે-પણ ચાલો, આ અવ્યવસ્થાની વ્યવસ્થા કરીએ.'

'અમે તારા પૂર્વે કરેલા પ્રાણદાતા ઉપકારો વિસરી ગયા એ કૈં ઓછી અપકારિતા ન કહેવાય અમારી?'

'તો કયાં ન્હાસી ગયુ છે, હવે કરજો–હવે તો પાસે જ રહેવાના નિશ્ચયથી આવ્યો છુ.'

'ભલે–પણ આ સગાથે કોણ છે?'

'એ સાંભરપતિ મંત્રીશ્વર ગોવિંદરાજ છે. એ વાત બધી મહારાજને પછી નિરાંતે કહીશુ.'

એટલામાં મંદિરના દ્વાર કોઈકે ખોલ્યા.

'કોણ ભૂપાળદેવી, જ્યોતિ કયાં?'

'બધા છે ચાલો મહાલય તરફ જવાની તૈયારી કરો. આજે તો કંટકેશ્વરી ખરાં ફળ્યા.'

'આપનુ આખું શરીર રૂધિરથી ખરડાઈ ગયું છે.'

'હોય મુગટ પહેરનારે કાંટા સહન કરવા જોઈએ વારૂ, પણ સૂરીશ્વર કયાં?'

જોતજોતામાં તો બધાય એક સ્થળે ભેગા થઈ ગયા.

ઘાયલોને લઈ જવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. તીડા, મહીપાળને તથા કંટકેશ્વરીમાં મહાન કાવત્રું ગોઠવનાર કૃષ્ણદેવના શબને પણ સાથે લીધા!

---

## પ્રકરણ ૧૯ મું

## પ્રેમકોરનો ઠસ્સો ને ભૂતનું તૂત

લગડા બનેલા તીડાને બે સૈનિકો મહારાજના કહેવાથી રસ્તામાં જતાં, ઘર પહોંચાડતા ગયા હતા.

અને જોષીબુવાનો ટાંટિયો ઠીક થયે એમની ઠીકઠીક વલેહ કરવામાં આવશે એમ ઉદયન મંત્રીએ બ્હારોબ્હાર જોષીમહારાજને ધમકીનો રૈચ આપ્યો હતો અને વધુમાં કહ્યું હતું કે, આ પેલો કપર્દી પાછો ગુન્હામાં સપડાયો છે તેને તો ફાસીને લાકડે જ લટકાવવાનો છે અને તેની બાજુમા જ તમને.

ફાંસીનું નામ સાભળ્યું ત્યારથી જ તીડાને તો તાવ ચઢી ગયો હતો. પ્રેમકોર પોતાના શિરમોરની ચાકરી કરવા પથારી પાસે બેઠી હતી. મધરાત થઇ હશે, પણ તે ચાકરીને બદલે જોષીને ઉધડો લેઇ રહી હતી.

કલહનાટકનો ગર્ભાંક પહેલો શરૂ થયો, જેમાં પ્રેમકોર જોષણ લાંબા ટૂકા હાથ કરી, જોષીના ફૂટેલા તગદીર સુધી તે લઇ જઇ-બાટાંતૂરાં મેણાં ટોણાં મારતી દૃષ્ટિગોચર થાય છે.

'તમને લાખ્ખો વખત ગાઇ બજાવીને ના કહ્યું, તો ત્યાં શું કામ ટળ્યા'તા ?'

'તને એ વાત નહીં સમજાય—અને નકામી લવલવ ન કર.'

'એમ ?—ઉ.. ...હજૂ તમારી ચરબી નથી ઊતરી ?'

'તું બૈરી જાત અમારી મરદની વાતમા ન સમજે.'

'ના જોઇ હોય તો મોટી મરદની પૂંછડી! ઊભા રહો, હું તમને બતાવુ છું. હું' એમ બોલીને સડપ દેતીક જોષણ ઊઠી અને રસોડાની બાજૂમાં આવેલી ગજારમાંથી એક બાળવાના-લાકડાનુ ફાડચું લેઇ આવી અને પથારી કને ઊભા રહી, જોષીના ટાંટિયામાં મારવાને ઉગામ્યુ—અને હાં—હાં ખમ્મા, કરતાકને ઝટ જોષીબુવા ઊભા થઇ ગયા.

'કેમ ટાટિયો ભાંગ્યો'તો ને?'

'મે ના કહ્યુ જે, અમારી વાત તું ના સમજે. તુ હવે સમજી ગઈ ને?'

'શું ત્યારે ટાટિયો ભાગવાબાગવાની વાત હંબગ. ત્યારે ચાલો જોઈએ'

'અરે, લે આ હીંડયા-ચાલો-ચાલો શૂ કરે છે? કહે તો દોડી તને ભેટી ...' આમતેમ આટા મારતા જોષીમહારાજ સડપ દેતાં જોષણની કોટે ટીગઈ વળ્યા ને કોઇકે દ્વાર ઠોક્યું.

'કોણ હશે?' પ્રેમકારે પૂછ્યુ.

'બારણુ ખોલો, કોણ તે બારણું ખોલો, એટલે દેખાશે.'

'હું બાઈ માણુસ ઘરમાં એકલી છું.'

'પણ તો અમે બે ભાયડા છીએ'

'અડધી રાતે પારકાંના બારણા ઠોકો છો તે કાલે મહારાજને ફરિયાદ સંભળાવીશ—જાવ, અત્યારે બારણાં નહીં ખુલે!'

'પણ અમે ચોર નથી.'

'ચોર નહીં તો ચોરના ભાઈ ઘંટી ચોર હશો.'

'અરે, ઘંટીચોર તો તારો ધણી છે!'

પ્રેમકાર વાક્યનો વ્યંગાર્થ નહીં સમજી શકવાથી પતિને શબ્દાર્થ પૂછવા લાગી, 'હે—તમે કોઈની ઘંટીબંટી ચોરી લાવ્યાં છો?'

'અરે, રા......ઘંટી કેવી ને વાત કેવી!'

'તો આ બ્હાર આવેલા કહે છે ને.'

'કહ્યું એમના બાપનું કપાળ! કોઈ ભામટા ખાતર પાડવા આવ્યા લાગે છે. ખબર પડી હશે કે જોષી લંગડો થયો છે અને પ્રેમકોર તે શું કરશે!

બ્હારથી અવાજ આવ્યો, 'અરે, ઉઘાડો!' પણ પ્રેમકોરે તે તરફ કાન ન આપ્યા અને પતિ સાથેનો જ વાર્તાલાપ ચાલૂ રાખ્યો.

'કેમ કહોને-અટકી કેમ ગયા, કહોને જલ્દી!'

'કહીશ તો ખોટું લાગશે!'

'નહી લાગે-બોલો મારા સમ ન બોલે તેને!'

'લે સાંભળ ત્યારે-અને જોષણ જાડી જદ્દ-પોદળા જેવી છે એટલે એનાથી કૈં આપણી પાછળ દોડાવાનું નથી. મારા દીકરા ખરો લાગ જોઈ ઘર ફાડવાને આવ્યા છે-અને તે વળી દમદાટીથી-જીવતા જાગતા લૂંટી લેવા-ઉઘાડીશ ના! ચાલ, આમ આવતી રહે!'

'તો એમને કાઢયા વિના કૈં ચાલશે?'

'ધીમે બોલ-ધીમે બોલ'

બ્હારથી ફરી અવાજ આવ્યો. 'ઉઘાડો! ઉઘાડો છો કે બારણાં તોડી આવવું પડશે?-કોણ છે-કોણ છે શું કરો છો? કુમારપાળ મહારાજનો સવારમા સભામાં હાજર થવાનો હુકમ બજાવવા આવ્યા છીએ-ઉઘાડો ઝટ!'

જોષી તરતજ પ્રેમકોરની પાસે ગયા અને કહ્યું, જો, હવે ગરબડ ન કરીશ-હુ કહું તેમ કર નહીંતર માર્યા ઠાર!'

'કેમ-આપણે કૈ કોઈનો બાપ માર્યો છે?'

'અરે-ઓ ફુલ-! ધીમે ધીમે બોલ! આ તો કુમારપાળ મહારાજનું તેડું છે!'

'તે!'

'તે તે શું કરે છે?-કાલે સવારે ફાંસીને માંચડે ચઢવાનું તેડું!'

'હાય! હાય! મારૂં તો કરમ . . ' કહી જોષણે ઠૂઠવો મૂક્યો.

'અરે, ઓ હૈયાફૂટી ! આ રડવાનો અવસર નથી હું કહું તેમ જવાબ આપશે તો બચી જઈશું !

બચી જવાની વાત જોષણને ગળે તરતજ ઊતરી ગઇ અને તરતજ તેનાં આંસુ સૂકાઇ ગયા—જાણે રડી જ નથી.

'શુ–કહો ?'

'જો, એમ કહે કે જોષી મહારાજ તો મરી ગયા છે–અને હું બાઈ માણસ એકલી છું–હું ચાદર ઓઢી મરી જવાનો ઢોંગ કરૂં છુ–પછી તુ–પેલા બહુ જીદ્દ કરે તો બારણા ઉઘાડજે અને મારા નામની ખોટી પોક મૂકજે !'

'હાય ! હાય–તમારા નામની .....'

'અરે, પણ સાવ ખોટી। એમ નહી કરે તો પ્રેમલી ! આજે તું ને હુ બન્ને સાચેસાચ મસાણે પહોંચી જવાનાં–માટે મારૂં માની જા.'

બ્હારથી બારણાંપર કુહાડીના ફટકા પાડવાના અવાજ સંભળાવા લાગ્યા અને પ્રેમકોર બોલી ઊઠી, 'અરે, ભાઇ ! શુ કામ પજવો છો ?'

'તો ઉઘાડતા કેમ નથી ? ક્યારના કહીએ છીએ કે ઘાસ કાપીએ છીએ તમારે મન ?'

'પણ જોષી મહારાજ તો . .' કહી પ્રેમકોરે મોટા ભેકડો મૂકી છેડો વાળ્યો

'શુ–શુ ? જોષી મહારાજ ક્યાં છે ?'

'ઓ, મારી માડી રે.. ..' કહી જોષણે વધુ જોરથી રડવા માડયું અને તૂટક તૂટક સ્વરે, જોષી મહારાજ તો મરી–મરી ગ......યા!' સંભળાવી દીધુ.

'અરે, કુલટા ! ઓ, કુભારજા ! જરા રડવાનું બંધ રાખ ને બેચાર મુદ્દાની વાત કહું તે સાંભળી લે !'

'ઓ–મારા.. .હું–હું'અડધુ પડધું' રડતાં રડતાં જોષણે કહ્યું. 'કહોને કહેવુ હોય તે–નાહકની ગાળો શું ભાંડો છો ?'

'જો ત્યારે સાંભળ, હુ મારેજ હાથે ચોકો કરીને ચાદર ઓઢી સૂઇ જાઉં એટલી વાર તું તારો રડવાનો ઢોંગ મચાવ્યે જ રાખજે–અને સૂઈ જાઉં એટલે પેલા બ્હારના બહુ ચડભડ કરે તો બારણા ઉઘાડી મને મરેલો બતાવી એમની ખાત્રી કરાવજે !'

'વારૂ, ચાલોને પણ ત્યારે સૂઇ જાવ !'

'અરે, સાંભળ હજુ કહેવાનુ મુદ્દાનુ તો બાકી છે.'

'શું જલ્દી કહો, નહીંતર પેલા તમારા સગલાંઓ બારણાંનો ઠોકાઠોકી કરે છે તે હમણાં બારણા તોડી અંદર ઘૂસી આવશે !'

'જો, ત્યારે મારી ઠાઠડી બધાવજે !'

'હાય ! હાય.. ...'

'છાની મર–કહુ તેટલુ જ આજે તારે કરવાનું છે નહીંતર પછી તારી વલેહ !'

'તમારી વલેહ તે મારી વલેહ ! તમને રાજા ફાંસીએ ચઢાવશે તો હું ઝેર ખાઈ મરીશ–પણ મારા વ્હાલા !–મારી દાદીમાના લાડકડા જમાઈ !–મને એકલો મેલીને કયાંય ના જશો !'

'ઠીક–ઠીક–પણ જો સાભળ, મારી ઠાઠડી બાધવાને પેલા માલિયાને બોલાવજે–સાલો રોજ મામા–મામા કહી ઘી–ગોળ ચપાટી જાય છે, તે અગવડે ખપ ન લાગે તો ભાણિયો શાનો ? અને જો આ ઓરડાની પાછલી જાળિયેથી એને જઈ જગાડ–ને બધો આપણો ઢોંગ કહી બતાવ કે સાલો બાફો ન મારે !'

'શું કહું ?'

'કહેજે કે બ્હાર રાજાના માણસો આવ્યા છે તેમને સમજાવી પાછા કાઢ. ન માને તો હું બારણું ઉઘાડુ ત્યારે અંદર ઘૂસી આવજે અને જોષીના નામની ખોટી પોક મૂકજે–અને બીજું તુ મારી પાછળ સતી થજે !'

'હાય, હાય જીવતાં જોષ ?'

'અરે મુરખી ! એ પણ ઢોંગ જ કરવાનો છે !'

'પણ લોકો ઊંચકી આગમા હોમી દે તો મારો ઢોંગ તો અવળો નીકળી જાય!'

'અરે, પણ તે પહેલાં તો હુ જ જીવતો થઈ જઈશ—એટલે પછી મસાણુમાં ભાગાભાગ—મારો બેટો એક આમ નાસશે ને બીજો તેમ દોડશે—ડાહ્યુ કહેશે, 'અલ્યા, જોષકો ભૂત થયો—ભૂત થયો! જ્યાં આ બંદા ઊભા થઇ ગયા—ત્યાં એક ચલ્લું પણ ઊભુ રહેવાનું નથી—પછી તુ ને હું મુઠ્ઠીવાળીને પોબારા! પણ જો જેટલા કીમતી ઘરેણાં હોય તે બધા પહેરી લેજે—જાણે આપણી આખી મીલ્કત તારા શરીર પર!'

'અને લુગડાંનું કેમ કરવુ.'

'લુગડાં દ્રૌપદીની માફક એકસો નવ્વાણુ ન પહેરાય તો નવ-દસ તો પહેરી લેજે! એકની પર અનેક!'

'વારૂ. ત્યારે હું જલ્દી જલ્દી ભાણિયા માલિયાને તમે કહ્યું તે કહી આવુ—તમે બધી તૈયારી કરો!'

જોષણુ માલિયાને ભણાવવા ગઇ ને જોષીએ ઝટપટ છાણુ શોધી નાંખી, હાથે જ ચોકો તૈયાર કરી દીધો. અને ખાંખાખોળા કરીને ક્યાંકથી ડાંગર પણ શોધી લાવ્યો—તલ લાવ્યો—વગેરે વગેરે! અંતે ચત્રવત્ લાંબોચટ થઈ સૂઇ ગયો.

આપણા જોષીબુવાએ જીદગીમા આ ત્રીજી વાર મરવાનો ઢોંગ મચાવ્યો છે! એકવાર તો દેશમાંથી પાટણ તરફ જોષીપદુ કરવાને આવવા નીકળ્યા ત્યારે જંગલમાં વાઘનો ભેટો થતાં મરવાનો ઢોંગ કર્યો હતો—અને બીજી વખત કર્યો'તો રસ્તામાં લૂંટારા મળ્યા ત્યારે અને તે પણ નિષ્કની—નગદ નાણાંની થેલી કાછડીને છેડે બાંધી—સંતાડીને, અને ત્રીજી વખત પાટણપતિના પંઝામાથી છટકી જવાને આજે મરવાનો જોષીએ ઢોંગ મચાવ્યો છે.

જોષીનો બોધ પાઠ માલિયાને ભણાવી જોષણુ પાછી ફરી.

'કેમ ત્યારે શું હવે'

'કંઇ નહી—પાર ના આવે ત્યાસુધી પોક મૂકે જ રાખ ! માલિયાને ભણાવ્યો.'

'બરોબર ! હમણા બૂમ પાડશે !'

'માલિયો બૂમ પાડે તેમ તેમ વધારે રડજે ! લે, ત્યારે હું તો આ નિરાત કરી સૂતો—જો ભૂલ ન થાય !'

'નહીં થાય !'

'વિધી વખત છે ને ભુલાવે ! જો કે આજે મારો પ્રાણ તારે હાથ છે !'

'અને મારો પ્રાણ તમારી સાથ છે !'

'અલિ, મકુ ! જરા પાસે તો આવ '

'અત્યારે શું કામ છે ?'

'કે નહીં—એ તો આ તારા . તારા ગાલ આજે રોજ કરતાં બહુ ચળકે છે.

'તે, એમ કહી જોષણ, જોષીની પાસે તેમના મોઢા આગળ બેસી ગઈ.'

'આ તો જરા ગુલાબની પાખડીઓ પર હાથ ફેરવવાનુ...' કહી જોષીએ પ્રેમકારને ચાદરમાથી હાથ કાઢી બાથમાં દબાવીને એક વેગભર્યું ચુંબન કર્યું.

જોષણ બબડી, 'બળ્યુ, માથે કાળ ભમતો હોય ત્યારેયે તમને જપ નથી વળતો.'

'તે કાળ ભમે શત્રુને માથે !'

એટલામા બહારથી બૂમ સંભળાઈ

'મામા ! મામા ! ઉઘાડો !'

જોષીએ કહ્યુ, 'રડવા માંડ, રડવા માંડ—મૂક પોક !'

જોષણે જવાબ આપવાને બદલે પોક મૂકી

બ્હારની વ્યક્તિએ સંબોધન ફેરવ્યું, 'મામી ! મામી ! ઉઘાડો—ગભરાવ ના—હું આવ્યો છુ......રડો ના—રડવાથી કૈં ગયા માણસ પાછા આવશે ?

કોણુ–દીકરા માલુ ? હાય હાય રે તારા મામા તો મને મેલીને ચાલી ગયા રે.....બા .....આ .આ...પ !...ઓ, મારી ...મા ..આ...આ...ડી...રે ! હાય ! હાય ! હાય !' એમ બોલતાં બોલતા જોષણે બારણાનો આગલો ઉઘાડી નાખ્યો.

અને બે સૈનિકો તથા માલુ અંદર પેઠા માલુ બોલ્યો. 'અરે, નંકામા ગરીબને શુ કામ સતાવો છો ?'

'અરે, ભાઇ અમે તો ચીઠ્ઠીના ચાકર !'

'અરે રે, બચારો બામણ જીવથી ગિયો !' બીજો સૈનિક બોલ્યો. પણ બાપા, એમા કાંઈ રાજાને લેવાદેવા છે ?

'રાજાએ માર્યો નથી બામણ એના કરમે મૂવો છે–ભાઇ જૂઠું મા બોલશો !'-લ્યો, ત્યારે અમો તો જઇએ છીએ !'

'ના, રે–ભાઈ, રહેો તો સામુ સારૂ–અમને ડાઘુમાં ખપ લાગશો. બામણની સદ્દગતિ કરવામાં મદદગાર બનશો. આશરવાદ મળશે–એમ અણીને અવસરે ક્યા ભાગી જાવ છો ભા ?' માલુએ વળી માલ્લી કોરથી બીજું જ કાંક કાઢ્યુ–એટલે તો વળી સૈનિકોએ જવાની વધારે ઉતાવળ કરવા માંડી

'એ ચાલો, ત્યારે અમે તો જઇશુ ભાઇ !'

'ના ભા, રે'હ્ય જાવ–બચારો પરદેશી માણસ પરદેશમાં મૂવો એટલે એના તો ભોગજ લાગ્યા–મારા સમ–તમને તીડામામાના સમ–ડાઘુમા તાણુ પડશે અને તમે રે'ઈ જશો તો ભા ખપમાં આવી જશો !'

'અરે, ગાંડો થિયો છે કે શુ ?'

'નહીં ભા, મારી મામીના સમ !'

'એ ભાઈ, સમબમ રે'વા દિયે–અમારે રાજાને જવાબ આપવો ભારી થઈ પડે !'

બીજો મૂર્ખ સૈનિક જરાક બોલી ઊઠયો, 'ચાલ, સમ ને સોગંદ !–પણુ લે આ આજ્ઞાપત્ર ગાખ !'

'આજ્ઞાપત્ર શાનો ?' માલુએ પ્રશ્ન કર્યો.

'તારા મામાને ફાંસીએ ચઢાવવાનુ છે-મહારાજે મોકલાવ્યું છે !'

'પણ તો માગ મામાની કોટે બાંધતા જાવ !'

'વખત છે તારા મામા પાછા બેઠા થઈ જાય તો.'

'અરે, મરી ગયા પછી બેઠા કેવા થવાના વળી-મને તો તમારી અક્કલ બેર મારી ગઇ લાગે છે !'

'અક્કલ તો તારા મામાની બેર મારી ગઇ હતી કે ફાંસીનું નામ સાંભળ્યું ને ટપ મરી ગયા !'

'ભા, ફાંસીને બદલે હવે પાલખી પર ચઢી જવાનું—પણ જવાનું તો કાયમજ રહ્યું !'

'આહા—પણ જતા પહેલાં વખત છે જીવતા થઈ જાય તો આ આજ્ઞાપત્ર સુણાવી દેજો !'

બીજો સૈનિક તરતજ વચમાં બોલી ઊઠયો, 'અરે, મૂરખા ! તારી અક્કલની હરરાજી કરવી રહેવા દે—અને મૂગો મૂગો ચાલ—મડદાં તે વળી બેઠા થતા હશે !-ચાલો, ભાઈ અમે તો જઈએ છીએ !'

'રહી જાવ તો સારૂં !' માલુએ વળી પાછું એનું-એજ ઝીકયું.

'તમે તે કોઈ જંગલીજટ છો કે શું ? કેટલીવાર ના કહ્યું તે સાંભળતા નથી.'

'ભા, સાંભળુ છુ પણ આ તો ડાઘુની શોભામાં વૃદ્ધિ થાય એવા વિચારે—'

'રે'વા દો—રે'વા દો વળી ડાઘુની શોભા શી ?

'આ તો જાણે તમે બે બદુક લઇ મારા મામાની ઠાઠડીની આગળ ચાલો તો એમને રાજસન્માન મળે—શુ સમજ્યા ભા ?'

સૈનિક છેવટે જાતિસ્વભાવ પર ગયો ને ખીજાઈ ગયો, 'ચૂપ—સાલા મશ્કરી કરે છે અમારી ?' એમ કહી માલુને એક લપડાક ચોડી દીધી અને માલુએ ગાલ પંપાળતા પંપાળતા પણ જતા સૈનિકને

જવાબ આપ્યો, 'ત્યારે તમે શું ઠઠ્ઠો સમજ્યા'તા ? બામણના દીકરાને તમાચો મારીને કયે ભવે છૂટશો ?'

બીજાયલો સૈનિક સાંભળ્યું ન સાંભળ્યુ કરી ચાલવા માંડયો. તેની પાછળ બીજાએ પણ પગલાં માપવા માંડયા.

સૈનિકો ગયાની પક્કી ખાત્રી કર્યા બાદજ જોષીએ ચાદરમાંથી મોઢું બ્હાર કાઢયું અને માલુને કહ્યું, 'ભાણા, બારણા ઝટપટ વાસી દે.'

માલુ જાણતો'તો કે મામા નથી મરી ગયા પણ ઢોંગ મચાવ્યો છે—તે તરતજ જઇ બારણાં વાસી મામા પાસે આવ્યો અને કહ્યું, 'બોલો હવે શું કરવાનુ છે ?'

પૂરો રંગ ભરવાનો છે.'

ડાઢડી બાંધવાનો.

'કોને ?'

'તારે.'

'પણ કોની ડાડડી ?'

'—મારી.'

'જીવતાં જાગતાં ?'

'મુવે તો બધાયની બંધાય પણ જીવતે બંધાવીએ ત્યારે જ દીકરા, દુનિયાના ડોળા ફાટે તો!'

'એમ ?'

'અરે, એમ શું ? તુ હવે વાંસ–વળીને કફન લઈ આવ–તુ મને બાંધ–ને તે એવી કુનેહથી કે હું ગુંગળાઈ ન મરૂં–પછી મારા નામની પોક મુકજે–ડાઘુ ભેગાં કરજે ને શ્રીરામો–શ્રીરામો કરી મસાણે પહોંચાડજે. પછીની વાત પછી થઇ રહેશે ।'

'મામા, કામ બહુ વિકટ છે !'

'કામ વિકટ છે પણ અંતે તને તેમાં લાભ છે ! જો અમે તો પાટણમા હવે રહેવાનાંજ નથી—એટલે આ મકાન તારૂં થઇ ગયુ— અને આ–પ્રેમલી, પેલી થેલી લાવ તો—'

તરતજ પ્રેમલીએ થેલી લાવી જોષીના હાથમા મૂકી દીધી–થેલીનું મોઢું છોડી જોષીએ કહ્યું, 'ભાણા, આમ આવ'

માલુ મામા પાસે ગયો. મામાએ થેલીમાથી નિષ્કની એક મુઠ્ઠી ભરીને કહ્યુ, 'આ તારૂ ઠાઠડી બાંધવા બદલનુ દાપુ!-લે–ઊભો રહે–બીજી મુઠ્ઠી–કેમ હવે કૈં?–લે–લે ત્રીજી! લ્હેર કરો દીકરા! પણ જો, આજે તારી ઠાઠડી બાંધવાની કલા ઉપર મારૂં જીવન છે.'

સુવર્ણ નિષ્કની ત્રણ મુઠ્ઠીઓએ માલુને જાગૃત કરી દીધો અને માલુ ઠાઠડીના ઠઠારાની તૈયારી કરવા બહાર ઊપડી ગયો'

માલુ ગયો ને જોષીએ જોષણ સાથે વાર્તાલાપ શરૂ કર્યો, 'હે, ત્યારે પ્રેમકાર! હુ ખરેખાત મરી જાઉ તો તારી શી દશા થાય?'

'પાટણના લોકો પજવે–તમે છો, છતા જપવા નથી દેતા તો!'

'વારૂ ચાલ પહેલાં, કમાડ વાસી દે ને પછી પેલા ઓરડામાંની કોઠીમાંથી ઘરેણાની પેટી કાઢી લાવ!'

જોષણે બારણાં વાસ્યાં ને ઘરેણાંનો દાબડો કાઢવા કોઠી તરફ ગઈ.

જોષી બેઠો બેઠો બબડયો, દીકરા, તીડા! આજે જીવતા મરવું પડશે! બચ્ચા–સભાળજે–ઢોગ તો કર્યો છે–જો ફાવ્યો તો ઠીક નહીંતર જીવતા બળી મરવું પડશે!'

જોષણ ઘરેણાંનો દાબડો લઈને આવી.

જોષીએ કહ્યું, 'લાવ જો–હું કહું તે ધ્યાન રાખ' એમ કહી દાબડો ઉઘાડી એક પછી એક દાગીના જોષીએ જોષણને બતાવવા માડયા ને વિવેચન કરવા માંડયુ, 'જો, સાભળ આ ચંદનહાર પહેરવાનો ભૂલાય નહીં–એની કિંમત તુ જાણે છે? નવસો નિષ્ક છે. અને આ કડાં' 'પણ પહેરીજ લેવાના?–ટૂકામા બધા જેટલા છે તેટલા દાગીના શરીરે ચટકાવીજ દેવાના અને બને તો બેચાર—એકની ઉપર એક એમ લૂગડા પણ પટકાવીજ દેવાનાં—શું સમજી? અને આવાં લાવી પહેરજે,–મોટા નિષ્કના સિક્કા જેવડો કપાલમાં ચાલ્લો કરજે–દરદાગીના બધા પહેરી લેજે–પછી લેજે હાથમાં કંકુની થાળી–અને 'જે અંબે!

જે અમે !' કરતી કરતી–ચૌટામાં રમતી રમતી–સતી થવા નીકળજે–કોઇને આશીર્વાદ–તો કોઈ ને શાપ, તો કોઈને તાપ તો કોઈને ધાપ ને થાપ, એમ દરેક જણને જૂદૂ જૂદું આપજે ! ગભરાઇશ ના–તાણીથી 'હો–હો–જે ચાંમે ! જે અમે કરજે'

'એ તો બધુ કરીશ પણ ત્યા મસાણમા શુ ?'

'ના કહ્યું—જે હું બેઠો થઇ જાઇશ એટલે ભાગાભાગ.'

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં કોઇકે દ્વાર ઠોકયુ અને કોઈક બોલ્યું, 'મામી, મામી,'

'કોણ ભાણો ? માલુ ? હા ઉઘાડો.'

મામીએ ઊઠી દ્વાર ખોલ્યા ને ભાણો અંદર પેસતાં પાછાં વાસી દીધા.

'કેમ લાવ્યો ? ત્યારે તુ તારૂં કામ કર !'

'અને તમે ?'

'મારાથી તો એ નહિં જોવાય !'

'પણ ક્યા મામા મરી ગયા છે ?'

'ના–ના–તું બાંધ–હુ મારૂં કામ પરવારી લઉ.'

'તમારે શુ કામ છે વળી ?'

'મારે સતી થવાનું છે'

'વોય–વોય ! મામાએ તો એ ખરી જમાવી છે ? મામા, ધન છે તમારી બુદ્ધિને ! લ્યો, ત્યારે બાંધું ?'

'હા––પણ અલ્યા, બહુ કચકચાવીને નહીં'.'

'એ વારૂ ! તે બાબત તમે બેફીકર રહેજો–એવા બાંધીશ કે જો તમે ધારો તો ઠાઠડી પરથી કૂદીને પોબારા ગણી શકો.'

'વારૂ, અલ્યા કેટલા વાગ્યા ?'

'મળસ્કુ થવાની તૈયારી છે.'

'તો બાંધવા માડ કે અંધારે અંધારે પોલ ખુલી ન જાય ને વળી જલ્દી કારજ પતી જાય ! જો માલુદીકરા તારા ને મારા સિવાય આ કાવત્રાબાજી કોઇ ના‌ જાણે–ખબરદાર –'

'નચિંત રહો મામા! ગરદન જાય પણ જાણે નહીં!'

'પણ જો સાભળ—ઠાઠડી એવે માર્ગે થઈને લઈ જજો કે ઉદા મારવાડીને અને મહારાજને મારા મરણની ખબર પડે.'

'એ તો પાટણચોકમાં થઈને.'

'વારુ, બાધવા માંડ! બાંધી રહે એટલે પ્રાણપોક મૂકી અડોશી-પાડોશીને ભેગા કરજે!'

'એ વારુ' વાતચીત કરતાં કરતાં માલુ ઠાઠડી ગૂથવાનુ પોતાનુ કામ કરી રહ્યો હતો તે સપૂર્ણ થયુ એટલે કહ્યું, 'એ મામા—લ્યો, ત્યારે જરા ઠાઠડી પર—આવી સૂઈ જાવ.'

મામાએ શબવાહિની પર શયન કર્યું, અને માલુએ જીવતા મામાને બાંધવા માંડયા.

માલુ મામાને બાધી રહ્યો ને મામી પણ શણગાર સજી આવી પહોંચ્યાં.

છેવટે હૃદય તો સ્રીનુ જ ને? જોષીની ઠાઠડી જોતાં પ્રેમદોરનુ હૈયુ ભરાઈ આવ્યુ અને ધ્રૂસકે ધ્રૂસકે તે રોવા લાગી.'

ઠાઠડીમાથી જોષી બોલ્યોઃ 'અરે જીવુ છુ—જીવુ છું-રડે છે શું?'

'પણ તમારી ઠાઠડી મારાથી જોઈ જતી નથી!'

'એ તો હવે રંગ કર્યો તે પૂરોજ કરવાનો—હવે ગભરાવાનું નહી—સાચું રડવુ આવે તો સાચું રડજે! લે, ત્યારે ભાણા—મૂક પોક! પણ તુ હમણા અંદર જા—પછી જે અબે કરતી નીસરજે! અલ્યા, લોકને કહેજે મારી મામી તો સતી થવાના છે.'

'એ—હા મામા!—ઓ, તી...ડામા...મા રે—ઓ મારા મા. .મા ..રે!' માલુએ એવો તો એકધારો ઢોંગ મચાવ્યો કે જોત-જોતામાં આડોશીપાડોશી ભેગા થઇ ગયા.

એકે કહ્યુ, 'અલ્યા, અમને બોલાવવા'તા ને—ઠાઠડી બાધવામા આવડી શુ ઉતાવળ કરી?'

'આ તો ભાઈ—પાડોશીની ઊંઘ ખોટી થાય—ત્યારે મેં જાણ્યુ

કે લાવ—બધુ પૂરપાટુંજ કરી લઉં પછી પોક મૂકુ કે જલદી પાર આવી જાય!—ઓ —મામા રે...ઓ—મારા વ્હાલા મામા રે...'

ભાણાની પોકનું પોકળ પત્યું ન પત્યુ એટલામા તો સામા ઓરડામાંથી થાળીમાં દીવો પ્રકટાવી—કકુ ઉરાડતી 'જે અંબે! જે અંબે!' ના રૌદ્ર પોકારો કરતી જોષણ નીકળી.

માલુ બોલ્યો, 'અલ્યા, ખસો, ખસો—સતીમા આવે છે–અલ્યા હટો હટો રસ્તો છોડો—માજીને મારગ આપો! જે અંબે! જે અંબે!' કરતો માલુ રસોડા તરફ દોડયો ને એક બે વેલણ ને બે થાળી લઈ આવ્યો એક બાજુમાં ઊભેલા એક જુવાનિયાને આપી ને બીજી પોતે વગાડવા મંડી ગયો.

'ઝન— ઝન—ઝન!' 'જે અંબે! જે અંબે!' ના અવાજ થવા લાગ્યા અને જોષીનું ઘર લોકોથી ભરાઇ ગયુ. લોકો પણ અંબે માતકી જય! સતીમાની જય!' ના ચિત્કાર કરવા માડયા.

માલુએ કહ્યું, 'ભાઈ પાલખી ઉપાડો—સૂર્યોદય થયો છે—ગામ લોક બહુ ભેગુ થશે તો નાહકમાં હેરાન થઈ જઈશું!'

'હા—હા—બરાબર છે.'

'શિવશંકરભાઈ—એ ચાલો—આગળ આવો—અલ્યા બે જુવાનિયા આવી અડીઅપટીને વખતે ખપ નહિં લાગે તો જુવાનિયા શાના મારા ભાઈ?—અલ્યા, ચાલો—ઊચકો. ચાલો—શ્રીરામો—શ્રીરામો!' જોષીમહારાજ લોકોને ખભે ઊચકાયો અને પાટણચોકમા થઈ ડાઘુ પસાર થવા લાગ્યું. જોતજોતમા વસ્તી જાગી ઊઠી.

'અલ્યા, તીડો મરી ગયો! પ્રેમકાર સતી થાય છે.'

'કયા છે? કયા છે?'

'અરે, આ આવે—કકુ ઉરાડે—અલ્યા, મશ્કરી કરી તો મરી ગયો જાણજે.'

'ચાલ—ચાલ આશીર્વાદ લેવા.'

'ચાલો—ચાલો—સતીમાતાની જે—જે અંબે! ઓ મા! હું વાંઝણી છું—મને—'

'તને સો દીકરા થાવ,'

'હે !' એક રાહદારીએ સહેજ ઠઠ્ઠો કર્યો.

'જો અખે ! અલ્યા, હુંકાર ! મૂગો થા—સતીની મશ્કરી—?'

આમ વિવિધ પ્રકારની સતીલીલા દાખવતી પ્રેમકોર શબની પાછળ રમતી—ઘૂમતી જઈ રહી છે.

જોતજોતામાં તો શબવાહિની રાજમહાલયની આગળ આવી પહોંચી અને ઝરૂખામા ઊભેલા મહારાજે જોયુ. બાજુમાં ઊભેલા હજુરિયાને પૂછ્યુ.

'ગંગાસિંહ, કોણ ગયુ ?'

'મહારાજ, તીડો જોષી મરી ગયો'

'અને આ કંકુ—'

'પ્રેમકોર જોષણ એની પાછળ સતી થાય છે!'

'અડધેથી પાછી ફરવાની કે ચિતા પર ચઢવાની ?'

'મહારાજ, સતીમાની મશ્કરીનાં બહુ બૂરાં ફળ આવે છે.'

'વારૂ—પછી ?'

'સતીમાએ માર્ગમા આવતા આવતા ઘણાંને આશીર્વાદ આપ્યા છે !'

'અને કોઇને શાપ બાપ દીધા છે કે નહી ?'

'મહારાજ, મશ્કરી કરનારને ફાવે તો શાપ આપે ! એમનુ કહેવાય ના—સતીમાનુ પારખું કરવામા ઘણાના પ્રાણ ગયા છે !'

'અલ્યા, શુ કહ્યુ ? કોના પ્રાણ ગયા ?'

'મશ્કરી કરનારના સ્તો મહારાજ.'

'ક્યાંયે તેં નજરે જોયુ'તુ કે ફેંકે જ રાખે છે ?'

'જયસિંહ મહારાજની મરણશય્યા વખતે હુ પાસે હતો. એમને રાણકમાએ મરતાં મરતાં બહુ હેરાન કર્યાં'તા ! જ્યાં જુઓ ત્યાં રાણકસતી—માફી માગે ને રડે—ને ગાંડાઘેલા લવારા કરે—રાણકસતીનો પ્રભાવ તો પ્રભાવ ? સાક્ષાત જૂનાગઢની જીવતીજોધ જગદંબા અને ગંખેંગાર—બીજો ઇન્દ્ર.'

'અલ્યા, ગગાસિંહ! ખેંગાર બહાદૂર કે જયસિંહ મહારાજ? એમાં શૂરો કોણ?'

'મહારાજ, જવા દોને હવે એ વાત.'

'ના, મારે સાંભળવું છે.'

'મહારાજને નહીં ગમે.'

'સાચું બોલશે તો બહુ જ ગમશે! લબાડવિદ્યા ન કરીશ.'

'મહારાજને રીસ ચઢશે!'

'મારે મારી હજૂરમાં રીસ ચઢે એવું જ કહેનારાની જરૂર છે. મીઠું બોલનારા ને મારકણી મીઠી આંખવાળા ધૂતારાઓની જરૂર નથી! સાચું કહેજે!'

'તો કહું મહારાજ? સાચેસાચ શૂરો સિંહ તો રા' !'

'અલ્યા, જોઈ વિચારીને બોલે છે?'

'મહારાજને કહું છું કે માથું હાથમાં રાખી બોલું છું!'

'રા'ને તું શૂરવીર કહે છે?'

'હું કોણ માત્ર? આખું ગુજરાત કહે છે.'

'શું કહે છે? કે જયસિંહ બાયલો હતો!'

'અને ખેંગાર સિંહ હતો?'

'જી, આખા ગુજરાતમાં એના જીવતાં એનો બીજો જોટો નહોતો,'

'તો જયસિંહ મહારાજે એને હરાવ્યો–જીત્યો તેનું શું?'

'હાર–જીત એ નસીબના નખરા છે મહારાજ?'

'પણ તો–જીતે એ શૂરો નહિ?'

'પણ દગલબાજીથી–પાછળથી–પીઠે ઘા કરી વિજય મેળવે તે બાયલો.' 'રા'ના ભાણેજા ફૂટે નહી ને જયસિંહરાજ જીતે નહીં!'

'અલ્યા, ગગાસિંહ કાઠી બોલે છે?'

'સૌરાષ્ટ્ર ને જૂનાગઢના પાણી ઉછળે છે આ ઉમરમાં.'

'શાબાશ–ગંગાસિંહ–શાબાશ! તારૂ બોલવું બરાબર છે.'

'મહારાજ, ખોટું હોય તો સેવકનું શિર ઉડાવી દો!'

'નહી-નહી ! રા' જૂનાગઢનો તે એક અને ગઢની ગરવી રાણી રાણકસતી તેય એકો આજે તો શું પણ જમાનાઓ સુધી એ રા'-રાણકનો ગુજરાતમાં જોટો નહી મળે.'

'અને જયસિંહ જેવા બાયલાનો પણ જોટો-'

'ગંગાસિંહ, ચૂપ. ચાલ્યો જા! નાને મોઢે વાત ન શોભે!'

'મહારાજ !' કહી ગંગાસિંહ મહારાજની પ્રકૃતિ વર્તી ગયો હતો એટલે ત્યાંથી સહસા એક પણ શુકન આગળ બોલ્યા સિવાય રવાના થઇ ગયો-અને સતી પ્રેમકોરનું સરઘસ પણ સ્મશાનભૂમિ તરફ ક્યારનુંય રવાના થઈ ગયુ હતું.

ડાઘુએ ઠાઠડી જમીન પર મૂકી અને લાકડાં સીંચી ચેહ તૈયાર કરવા માંડી.

ચિતા તૈયાર થઈ ગઇ અને જમણ-મરણમાં પહેલા ને સહૂથી વ્હેલા, એવા અધીરા શિવશંકરભાઇએ તીડાની ઠાઠડી છોડવા માંડી.

બીજો એક શિવાભાઈ કરતાં વધારે ડાહ્યાભાઈએ આગળ આવી તીડાના શબને ચિતા પર પધરાવવાને શબના ટાંટિયા પકડયા-અને શિવાભાઇએ પકડી બોચી ત્રીજા ભાઇએ આવી શબનો ભાર હલકો કરવાને કમ્મરમાંથી ટેકો દીધો-તીડાનું શરીર કોઠી હતું-એમ કે સ્હેજે ઉંચકાય એવું હલકુ ન્હોતુ.

ત્રિપુટીએ મળી શબ ચિતા પર ચઢાવ્યું, પણ સડપ દેતુંકને શબ બેઠું થઈ ગયું.

અને 'ઓ, મારા બાપ રે ! ભૂત !' હૃદયભેદક ચિત્કાર સાથે ડાઘુમા નાસભાગ શરૂ થઇ. એક બે ફાટેલા મગજના જુવાનિયાએ હીમત કરી-ચિતા પર બેઠેલા શબની પાસે આવવા માંડયું.

તે જોઇ ટીખળી તીડાએ રંગ બદલ્યો. બેઠેલો તીડો પેલા જુવાનિયા જોદ્ધા પોતાની પાસે આવે તે પહેલાં પાછો ચિતા પર સૂઈ ગયો અને પાસે આવ્યા કે હડપ દેતો ખાઉ! હ્રા...ઉ!' કહી પાછો બેઠો થઈ ગયો.

અને જુવાનીનું જોમ બતાવવાને આવેલા યોધ્ધાઓએ પડાપડી કરી મુઠ્ઠી વાળી ઊભે શ્વાસે નાસવા માંડયું. એટલે તીડાને તાન ચઢયું. તેણે ભડકેલી ચિતામાથી બે ફાડચા લીધા અને ખાઉ–ફ્રાઉ! ખાઉં ધ્રાઉ ! ના સુતાલ બદ્ધ ભૂતગીત સાથે વિચિત્ર પ્રકૃતિનુ નૃત્ય શરૂ કર્યું–જેમાં પ્રેમકોર હાથમા કંકુની થાળી લઈ ઝાંઝરના ઝમકાર સાથે ,જે અંબે જે અબે ના'પોકાર સાથે ટહૂકો પૂરતી હતી.

'અલ્યા, તીડો ભૂત થયો–ભૂત થયો !' કહેતા–કકળતા ડાધુઓ –તીડાના ને પ્રેમકોરના વર્તનથી ડધાઈ જઈ પલાયન કરી ગયા અને તીડાએ–પ્રેમકોરને કહ્યું 'કેમ કૈસી થઇ' બધાને બનાવ્યા–બધાને આબાદ બનાવ્યા !'

'તાળી—તાળી' પ્રેમકોરની પ્રેમતાળી ઝીલતાં તીડાએ કહ્યુ, 'જો, હવે એક ઘડી પણ અહી થોભ્યા તો મરી ગયા જાણજે–ચાલ,– જલ્દી ઘરેણાગાંઠાની પોટલી બાંધી–સમેટી લે કે પલાયન કરીએ.'

જોષણ ઘરેણાની ગઠડી બાધે તે પહેલાં તો જોષીને કાને લોકોના આવવાનો પગરવ સભળાયો અને બોલ્યો, 'પછી—ચાલ ન્હાસ ! લોકોનુ ટોળુ આવતુ હોય એમ લાગે છે !'

બન્ને શ્મશાનપ્રાંતેથી સહીસલામત પલાયન કરી ગયા. અને આખુ પાટણ તીડાના ભૂતને સતી પ્રેમકોર સગે રંગ રેલતુ ને ખેલતુ જોવાને શ્મશાનભૂમિ પર ઊલટયુ !

---

# પ્રકરણ ૨૦ મું

## દિગ્વિજય અને શત્રુક્ષય

તીડની ભુતકથાને મહિનાઓ વીતી ગયા.

જ્યોતિ અને ગજેન્દ્રની પ્રેમલીલાને પ્રોષતાં પ્રસંગો વધુને વધુ પ્રત્યક્ષ જોતાં સમ્રાટે બન્નેને ગાન્ધર્વવિધિ અનુસાર સંલગ્ન કરી દીધાં.

યોગ્યને યોગ્ય શિક્ષા અને યોગ્ય પુરસ્કાર આપી નવતંત્રની અચૂક ન્યાયનીતિથી પ્રજાનાં હ્રદય પર ઘેરી છાપ બેસાડી; કે કુમારપાળ એટલે ન્યાય–કુમારપાળ એટલે–શૌર્યમૂર્તિ–કુમારપાળ એટલે પ્રેમ-મૂર્તિ–પિતા !

કોઈ પૂછે કે હેમસૂરિજી એટલે ? શ્રી હેમસૂરિ એટલે કુમારપાળ અને કુમારપાળ એટલે કુમારપાળજ !

અને પાંદડીનો પતિ બાહુશ્રી એટલે–કુમારપાળ મહારાજનો જમણો હાથ–વીરશ્રી ! બાહુશ્રીને જોતાં પાટણની ઠરેલ રાતી પાઘડીઓ ભૃગુકચ્છના રાષ્ટ્રપતિ–સંધિવિગ્રહકને યાદ કરતી ને કહેતી પણ ખરી કે બાપ તેવા બેટા ! કેટલાક એના બાપની આકૃતિ સંભારી કહેતા, ‘નાક તો જાણે એજ–આંખ એવીજ મારકણી–મોઢું કપાળ એવાજ ખુણિયા—અને ચાલ પણ એવી જ ઝડપી–સ્વભાવમાં પણ શુદ્ધો જાણે એજ–અને વાક્છટા તો કે એની માની ઊતરી છે એનામાં–બોલવે બહાદૂર છે–બુદ્ધિમત્તા એની માની—અને શરીરમત્તા એના બાપની લાવ્યો છે !’

એ આપણા ખ્યાત બાહુશ્રીની સાથે સમ્રાટ કુમારપાળ શાકંભરીના અરણ્યમાં—શરાવતી સરિતાના કાંઠાઓથી દૂરદૂર પોતાની સૈન્યસમૂહની છાવણીમાં એક ગહન પ્રશ્ન પર વાર્તાલાપ કરી રહ્યો છે.

'બાહુશ્રી તને ગમ્યુ કે નહીં ?'

'મને કોઈનું વીરત્વ જોઈ કદિ પણ ઈર્ષ્યા નથી થતી !'

'તો પછી આજ તું આમ નારાજ કેમ લાગે છે?'

'મારી નારાજીનું કારણ આપને જણાવીશ તો આપને કદાચ હસવુ આવશે !'

'બાહુશ્રી, અમે અત્યારે ગંભીર છીએ–અત્યારે તલ્વાર ફેરવવા નીકળ્યા છીએ–તારી નારાજીનું કારણ જણાવ.'

'વ્યાઘ્રરાજ વીર પુરૂષ છે !'

'તેથીજ અમે તેને યોગ્ય અધિકારે સ્થાપિત કર્યો છે–છતા તે વાત તને રૂચતી નથી !'

'ના, મહારાજ, મને એની માણસાઈમાં વિશ્વાસ નથી !'

'શું કહ્યુ ?'

'એનામાં મીણું મનુષ્યત્વ નથી !'

'તો તારી ઈચ્છા હોય તો એને ઊંચા અધિકારથી ખેંચી અમે નીચે પટકી દઈએ !'

'કોઈપણ નવી વ્યક્તિને પરીક્ષા ક્ર્યા સિવાય એકદમ ઉચ્ચ જોખમદાર સ્થાને સ્થાપિત કરવો એ સાહસ છે !'

'તો એની પરીક્ષા કેવી રીતે કરીએ !'

'અત્યારે જ એને આપ સમક્ષ બોલાવી મંગાવો અને આજ્ઞા કરો કે અર્ણોરાજની સૈન્ય હીલચાલથી કાલે પ્રભાતમા આપને એ વાકેફ કરી દે !'

'દૂતનું કામ સોંપવું છે ?'

'એ હરામખોર સપાદલક્ષના સાંભરપતિનો દૂતજ છે.'

'નથી !—એનું વીરત્વ—એનું ઓજસ્—એનું તેજ કોઈનાથી

નથી ખમાતુ—તુ કે એ, કેટલા પાટણપતિને ખપના છો તે અમો સારી રીતે જાણીએ છીએ વ્યાઘ્રરાજ જેવા વીરની હાંસી કરે છે ?'

'જી-ફાંસી !

'અમે હાસી કહ્યું ત્યારે બાહુશ્રી તમે વાગ્ભટ્ટ બની ફાંસી કહી પ્રાસ મેળવ્યો !'

'જી આ કલમ ચલાવવાનો સમય નથી એ હું સમજું છું—અને મેં ફાસી-હાસીનો પ્રાસ મેળવ્યો નથી !'

'પણ વ્યાઘ્રરાજને માટે હુ—'

'હું હુ—શુ ? ઝટપટ કહી નાખો—રાતની મધરાત થઈ પણ આપણી વાત હજુ પૂરી ન થઈ !'

હુ વ્યાઘ્રરાજને માટે ફાસી તૈયાર કરું છું !'

'તુ ગાંડો થયો છું !'

'સમ્રાટને જેવો લાગુ તેવો—પણ મારો અંતરાત્મા મને અંદર અંદર બોલાવી વારંવાર કહે છે કે ફાંસી તૈયાર કર—દગલબાજ દ્રોહીઓને માટે મોતનો માચડો ઊભો કરી રાખ. હમણાં પ્રભાત થતા જ જરૂર પડશે !'

'બાહુશ્રી, તમે કોઈ પણ દિવસ અમારી સાથે આવી ડહાપણ સૂની વાતચીત કરી નથી—આજે અમારા વિચારોના વ્હેણ તમારા દરેકેદરેક વિચારોથી વિપથે વહન કરી રહ્યા છે !—મને સમજાતું નથી કે આપણે બે આજે કયાં જઈ રહ્યા છીએ ?'

'એક જણ ખોટે માર્ગે અને એક જણ ખરે માર્ગે !'

'સવાર થતાં આપણી અત્યારની અણઊકલી સમસ્યાની પણ સવાર થશે—અત્યારે તો આરામ લઈએ.'

'જય જય !' કહી બાહુશ્રી મહારાજની છાવણીમાંથી ઊઠયો અને પોતાની છાવણી તરફ ગયો. એને ગવાને એકાદ કલાક થયો. અને તંબુની બહાર બે ચાર વ્યક્તિઓનો વાર્તાલાપ શરૂ થયો.

'તમે બંને એના તરફ જાવ. અને તું અહિં મારી સાથે રહે —જો અલ્યા, બંને! ભૂલ ન થાય!'

'થાવ તો માથાં લેજો!'

'ઠીક,—જાવ!'

બંને ગયા ને ત્રીજો તેના સરદાર સાથે તણુ આગળ ઊભો રહ્યો.

'સાંભળ, ત્યારે—હું છાવણીમાં જાઉં છું અને તું મારી મદદની બુમ પડે કે અંદર ધસી આવજે—વિલંબ ન થવો જોઇએ —હાથ તલ્વારની મૂઠ પર રાખી મૂક!'

'જી.'

'જી—સાંભળવાનો અને શોખ નથી.'

'તો શું કહું?'

'હજુ પણ મૂર્ખ જ રહ્યો.'

'સનિક નામે મૂર્ખા, કેમ?'

'કેમ ને તેમ નથી સાંભળવુ મારે—અત્યારે તારી વાણીના નુપૂરઝંકાર સાંભળવા—મારે તો તીરના ટંકાર સાંભળવા છે!'

'તો તો હુ ક્યારનો તેયાર જ છું.'

'તો ઊભો રહે પત્થરના પૂતળાની માફક મૂગો-મૂંગો!' એમ કહી મૂર્ખ સૈનિકના સરદારે સમ્રાટના શિબિરમાં પ્રવેશ કર્યો.

અને પર્યંકશાયી સમ્રાટ સૂતેથી બેઠો થઇ ગયો અને ગરજ્યો, 'કોણ?'

'વ્યાઘ્રરાજ!' વ્યાઘ્રરાજ નામ કાને પડતા જ સમ્રાટને બાહુશ્રી યાદ આવ્યો ને બોલ્યો 'જાગો છો?'

'સમ્રાટની સેવા સેવકે સ્વીકારી છે ત્યારનો સુખે ઊંઘતોજ નથી!'

અનુભવી સમ્રાટને વ્યાઘ્રરાજના વધુ પડતા વિનયી વર્તને, વધુ શંકાશીલ બનાવ્યો અને ધીમી ગતિએ પર્યંક પરથી તે ઊભો થયો ને મંથરગતિએ વ્યાઘ્રરાજ તરફ વળ્યો તરત પોતાની તલ્લવારની મૂઠ પર તેણે હાથ નાંખ્યો.

સમ્રાટ બોલ્યા. 'ઊભો રહે!'

'એ મારાથી નહી બને!' એમ કહી વ્યાઘ્રરાજે સહસા ઘુંટણીએ પડી સમ્રાટની સમક્ષ પોતાની ગરદન ઝૂકાવી દીધી અને કહ્યું, 'મહારાજ, સેવકનો શિરચ્છેદ કરો.'

મહારાજે તલ્વાર અડધી મ્યાનમુક્ત કરી અને ફરી પાછી મ્યાનમાં ધકેલીને કહ્યું, 'કાલે પ્રભાતમાં તારો શિરચ્છેદ થશે!'

'તેથીજ હું અત્યારમા આવ્યો છું.'

'માફી માગવા?'

'ગુન્હા વિના માફી શી?'

'તો માથું કપાવવા નાહક કેમ ઝૂકી રહ્યો છે?'

'સવારમાં બેઆબરૂ થાય.'

'બેઆબરૂ શાની?'

'બેગુન્હા ગરદન કપાય તેની.'

'તારો ગુન્હો સાબીત થયો છે?'

'તુ સમ્રાટની સેવા નથી કરતો?'

'સર્વસ્વ સમર્પણ કરવા છતાંય સેવક પર આવો મિથ્યા આરોપ?'

'સર્વસ્વ સમર્પણની વાત ખોટી છે–તું ગુજરાતનું સર્વસ્વ હરવા આવ્યો છુ એમ તારી મ્લાન મુખચ્છવિ કહે છે?'

'સમ્રાટ નિરીક્ષણ કરવામા ભૂલા પડયા છે.'

'હરામજાદા! આ કાચા કાનનો–મંત્રીઓનીજ બુદ્ધિ પર કેવલ સ્વચ્છંદવિહાર કરનાર જયસિંહ નથી!'

'સમ્રાટને હુ ઓળખું છુ.'

'ના–અમારી દયાનો દુરૂપયોગ કરે છે.'

સાંભરપતિ અર્ણોરાજનો પક્ષ પ્રબલ કરવાની દૃઢ ગાંઠ વાળી આવેલા વ્યાઘ્રરાજના હૃદયમાં વિચિત્ર વિચાર મંથન શરૂ થયું. સમ્રાટનો પ્રત્યક્ષ વાર્તાપરિચય થતાંજ અત્યારે તેને અર્ણોરાજ અને કુમારના

વ્યક્તિત્વમા રહેલા ભેદો સમજાયા. કુમારપાળનુ સિંહત્વ, વ્યાઘ્રરાજને પોતાની પ્રતિજ્ઞામાંથી ચળાવવાને તેના હૃદયમંદિરના ઘુમ્મટમા ગર્જના કરવા લાગ્યું અને અન્નારાજ–પૂરણરાયનુ શિયાળત્વ કુમારપાળના સિંહત્વમાં જરૂર ઘડી બેઘડીમા ગળી જશે એમ તેને લાગ્યું.

'બોલતો કેમ નથી ? બેશરમ–માયલા !—વ્યાઘ્રરાજ નામ તને કોણે આપ્યુ ?'

'મહારાજ.'

'અમે નાહકમાં અમારી તલવારને કોઈના રૂધિરથી નહી રંગવાની દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે. આજે મને સમજાય છે કે તું દગાખોર છે.'

'હા, મેં શિયાળનો પક્ષ કર્યો છે.'

'જંગલમાં જન્મ ધારણ કરી, સીમના શિયાળવાં સાથે મૈત્રી કરવા જતાં તને—તારા જેવા વ્યાઘ્રરાજ નામધારીને શરમ નથી આવતી ?'

'શરમાઉં છુ.'

'જા તને જીવતો છોડી દઉં છું !'

'શિયાળવાંનો સગ નહીં કરવાના અને પ્રાણાર્પણના પણથી પ્રતિજ્ઞ છું'

'અન્નારાજની સેવામાં પાછો ફર ને પ્રાણ આપ કે તારૂ ભલું થાય–કારણ જન્મ્યો છુ ગુજરાતને ખોળે પરંતુ લુણ તારા પેટમાં સપાદલક્ષનુ પડયુ છે–નિમકહરામ ન થઇશ–લુણહરામ ન બનીશ–જા–જા નીકળ મારે તારા પ્રાણ નથી લેવા !'

'આપે મને જીવતદાન આપ્યુ છે ! હુ આપને અન્નારાજની હીલચાલ કહેવા માગુ છું.'

'અમારા હજારો દૂતો એ કાર્ય માટે યોજવામાં આવ્યા છે–તું ચાલતો થા–તારે નાહકમાં સ્વામિદ્રોહ કરી પાતકમાં પડવાની જરૂર નથી દૂતોને આવવાનો સમય થયો છે–ચાલતો થા.'

'મહારાજ, અન્નારાજનો પક્ષ ઘણો જ મજબૂત છે.'

'વ્યાઘ્રરાજ, અમારે તારે મુખે એક પણ શબ્દ સાંભળવો નથી– જા–નીકળ!' એમ કહી કુમારપાળે ધુંટણીએ પડેલા વ્યાઘ્રરાજને એક લાત મારી દૂર ગબડાવી દીધો.

શિબિરના એક ખૂણામાં આવ્રે ગબડી પડવાથી અને પોતાની જ તલ્વારથી ઘાયલ થયેલો વ્યાઘ્રરાજ બોલવા લાગ્યો, 'બરાબર છે દ્રોહનો બદલો આથી પણ વિકટ મળવો જોઈએ !'

એટલામા એક દ્વારપાળે પ્રવેશ કર્યો અને કહ્યુ, 'મહારાજ, ગઢવી કરણદાનજી આપને મળવા બહાર આજ્ઞાની રાહ જુએ છે.'

'જા–તેમને જલદી તેડી લાવ'

દ્વારપાળ ગયો ને ગઢવીજીને લઈ પાછો ફર્યો.

કેમ, આવો ગઢવીજી!'

'જય ગુજરાત'

'વિપક્ષના શા સમાચાર ?'

'અન્નારાજનુ' અત્યારની ઘડીએ એકઠુ' થયેલુ પરિબળ જરા પણ અવગણવા જેવુ નથી, મહારાજ!'

'એના પક્ષમાં કયાં કયાં બળો ભળ્યા છે ?'

'ઉત્તર દેશના રાજાઓએ એનો પક્ષ લીધો છે.'

'અને અમે સાભળ્યુ છે કે શિવહાર નદીના આજુબાજુના ભૂપાળોએ પણ એને સ્હાય કરવાને કમ્મર કસી છે.'

'જી. હા–અને સત્યાસત્ય સંભાષણ કરવામા પ્રવીણ એવા આમયેકના યોદ્ધાઓ પણ એની સાથે ભળ્યા છે—સાથે સાથે ધર્મ અર્થ અને કામ એ ત્રણે જેમા કુત્સિત છે એવા કાન્ત્રેયક દેશના દાંભિકો એના પ્રભાવમાં વટળ્યાં છે. તદુપરાંત કુંડયા–કુણ્યાના કિનારે વસનારી પ્રજા પણ વિદ્રોહી બની ચૂકી છે'

'ઠીક–ઠીક–જોઈ લેવાશે' પણ એના સૈન્યવ્યૂહની રચના કેવી છે ?'

'સૈન્યના મોરસ્ર કહેતાં અગ્રભાગે વલ્હિદેશના વાલ્હાયનરાજને

સેનાપતિ નીમ્યો છે અને સૈન્યના પશ્ચાત વિભાગે ઉર્દ્દિદેશના ઉર્દા-યનરાજને સંસ્થાપિત કર્યો છે—સૈન્યના મધ્યભાગે સ્વયં સપાદલક્ષપતિને જોશો અને તેની આગળની હારમાં પર્દિરાજ પોતાના યોદ્ધાઓ સાથે ગોઠવાઈ ગયો છે.'

'ગઢવીજી, પર્દિરાજ તો ઠીક પણ વાલ્કાયન અને ઉર્દાયન બન્ને શૂરા છે.'

'વારૂ, બીજુ કોઈ બળ બાકી?'

'જી, બીજા પાંચ-સાત ખરા.'

'કોણ, કોણ?'

'પૂર્વમદ્રનો ગજ—પછી અપરેષુકામશમીનો બીજો—ત્રીજો ગોમતીપતિ—ચોથો જાણે કે ગોષ્ટ્રયા અને તૈક્યાનો ઠાકરડો-પાચ-છ પૂર્વ ભણીના વાહિક ને ગોમકના ખડિયા ભૂસ્વામી—ઉત્તર તરફના યકૃલ્લોમનો રાજવી—પટ્ટચર, શૂરસેન—હવે મહારાજ, યાદ નથી આવતુ પણ આ કૈં એતુ ઓછું બળ ન કહેવાય'

'ગઢવીજી, તમે અન્નાના સૈન્યબળથી ગભરાઈ ગયા લાગો છો?'

'જી, ગભરાયો નથી પણ આપણું શુ? એમ પ્રશ્ન થાય છે ને જાણવાની જરાક જીજ્ઞાસા રહે છે ખરી!—કારણ અન્નારાજના વિપુલ દલબલને હુ નજરોનજર જોઈ આવ્યો છું—એટલે તેને અવગણી હસી કાઢીએ તો આપણે ફાવીએ નહિં એમ મને ભાસે છે.'

તરતજ સમ્રાટે ગરદન ફેરવી, 'બહાર કોણ હશે!'

'જી' કહી દ્વારપાળે પ્રવેશ કર્યો.

'જા—મહાશક્તિને બોલાવી લાવ.'

'જી' કહી દ્વારપાળ ચાલતો થયો

'ગઢવીજી, પરાયા બળથી ગભરાઈ જવાની જરૂર નથી અને આપણા અજેય બળથી ફુલાઈ જવાની પણ જરૂર નથી.'

'જી, હુ સમજુ છું કે સમ્રાટના દલબલમાં ખામી નહીંજ હોય!'

'ગઢવીજી, યુગધરનું ત્વરિત ગતિએ પંથ કાપનારૂં પાયદળ

આપણી સ્હાયમાં આવી ગયુ છે અને કુરૂના અજેય અસ્વારો પણ આપણી મદદે—માથા આપવા આવી પહોંચ્યા છે.'

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાંજ એક નવીન પ્રભાવ-શાળી વ્યક્તિએ સમ્રાટના શિબિરમાં પગ મૂકયો.

'જય ગુજરાત–રાષ્ટ્રપતિજી!'

'જય ગુજરાત, બાહુશ્રી! ગઢવીજી ખબર લાવ્યા છે કે અન્નારાજના શક્તિસંઘબલની ખબર નથી એટલેજ અન્નારાજથી અંજાઈ ગયા લાગે છે.'

'તો આપણુ સંઘબલ જાણુવા આતુર છું'

'ગઢવીજી, આપણુ સંઘબલ પણ અતુલ છે. લ્યો આ વાંચો.' કહી બાહુશ્રીએ એ સૈન્ય–તાલિકા ગઢવીજીના હાથમાં મૂકી દીધી.

ગઢવીજીએ અધીરાઈથી આખી તાલિકા પર નજર ફેરવી લીધી અને પછી ક્રમાનુસાર વાંચવા માંડયુ, 'આ તો બહુ લાંબી તાલિકા છે. એ બધાય આપણા પક્ષમાં છે? આ તો સાલ્વ, નાદ્રહ, રાષ્ટ્રીય, નાન્દીપુર, સાંકાશ્યપુર, ફાલ્ગુ નીવહ, વલ્લાલ, વાતાનુ પ્રસ્થપુર, દર્ભસ્થલી, ધૂમ, ત્રિગર્ત સૌવીર, ચક્રવર્ત્ત, કચ્છ, સિન્ધ, ઇક્ષ્વાકુ, શ્રૃગાલગર્ત, આશ્વત્થિક, કટકર્તક, દાક્ષિ, કંથા આયમુખ અને અર્બુદ–. બાહુશ્રી! મારી બુદ્ધિ અત્યાર સુધી ભ્રમમાં ભચકાતી હતી હવે મારી આંખ ખુલી છે.'

'હવે શું કહો છો? સમ્રાટનો સૈન્યસંચય અને સાધનસમૂહ ખરેખર એમના દિગ્વિજયને વિભૂષિત કરે એવો છે!'

'અને કરણદાનજી, હજુ તો બીજી કેટલીય મૃગચર્મધારી અને કંબલધારી–આદિમનિવાસી જંગલી જાતિયો આજુબાજુથી સમ્રાટનું સંગ્રામ-શીગડૂં સાંભળી મરણિયા થવાને ઊતરી આવશે એ વધારાનું પ્રબલબલ!'

'રાષ્ટ્રપતિજી હવે મને શાંતિ છે!'

'પણ મને એક વાતની શાંતિ નથી ને? ગઢવી! અમે એટલું

જાણીએ છીએ કે બાહુશ્રી જેવા મહાશક્તિ—રાષ્ટ્રપતિના વિના પાટણના કંઠમાં વિજય-વૈજયન્તી ન હોય.'

'તો મને ભૃગુકચ્છ કાઢી દંડનાયક બનાવ્યો કેમ?'

'એમાં મહારાજે ખોટું શું કર્યું?' ગઢવીએ પ્રશ્ન કર્યો.

'બાપ દીકરાને નકામા ભેગા કરી આપ્યા!'

બાહુશ્રી, ઉદયન અમારી સામ્રાજ્યસિદ્ધિ જોવાનેજ જીવે છે—નહિતર એનામાં પહેલા જેવી હવે હાય નથી—એની છેલ્લી અવસ્થામાં એના દીકરાઓ એની પાસે રહે એજ ઇચ્છાએ આમ્રભટ્ટ ને વાગ્ભટ્ટને પાટણમાં રાખ્યા છે—અને તારા યૌવનના જેમને અજમાવવાને ભૃગુકચ્છ સિવાય બીજું એકે નગર નથી—રેવાજીના પાણીદાર પાણીમાં તને વ્હેતો મૂકવો અમને ઠીક લાગ્યો—બાહુશ્રી, અમારા પ્રત્યેક કાર્યમાં અર્થ હોય છે!'

'અણીને અવસરે મને મહારાજે વિસાર્યો નહિં એજ મારૂ મહદ્‌ભાગ્ય હું માનું છું—પણ અત્યારે એક શમશેરશોખીની ખરેખરી ખોટ જણાય છે.'

'હા, ગઢવીજી એના વિના જંગ ઝાંખો જણાય છે'

'પણ એ ગયોજ કયાં તેની ખબરજ નથી પડતી.'

'મને તો લાગે છે કે—'

'મને પણ લાગે છે કે—'

'અમને પણ લાગે છે કે—'

બિચારો કમોતે—'

'બાહુશ્રી, આગળ ન બોલીશ.'

'તમે બન્ને ખોટા છો 'સમરાઙ્ગણની સુખર્ક્ષિતિજ ચીરીને વિજયસૂર્ય ઊગશે ને વિચિત્ર લલિતના વિચિત્ર વેશમા આપણે દર્શન થશે.'

'અમારા કરતાં મહારાજનું વચન કદાચ વિશદ અને વિજયી નીવડે—ના, ન કહેવાય.'

વાર્તાલાપ ચાલો રહ્યો હતો એટલામાં એક દૂતે પ્રવેશ કર્યો અને નમસ્કાર કરી કહ્યુ, "જય ગુજરાત.'

'કોણ ?'

'સમ્રાટના રાજ્યાભિષેક વખતે સ્તંભતીર્થના બળવાની બાતમી આપનાર.'

'સમ્રાટે આપને ન પિછાન્યા ?' ગઢવી બોલ્યો.

'ગઢવી ! અમારી પરિચિત વ્યક્તિ છે–એમણે છદ્મવેશે અમારા સામ્રાજ્ય પર મહદ્ ઉપકાર કર્યો છે—પધારો સાધુજન.'

'મને બેસવાનો અવસર નથી.'

'તો આપનો શો સત્કાર કરીએ ?'

'હું સત્કાર લેવા નથી આવ્યો પરંતુ મારા આદિમનિવાસી સિંહબલથી સમ્રાટને સંગ્રામમાં સાથ આપવા આવ્યો છું.'

બાહુશ્રી તરતજ બોલી ઊઠ્યો, 'કોણ શૂરસિંહ ?'

'તે મને ઓળખી કાઢ્યો '

'જો તને યાદ હોય તો આપણે ખંભાતના બળવા પહેલાં ભરૂચ ભેગા થયા'તા ! અરે, પણ આ યોગિની કોણ છે ?'

'સમ્રાટ, અવિનય ક્ષમા કરશે–યોગી ને યોગીની.'

'યોગી ને યોગિનીની શી જરૂર ?'

'પણ હુ તો યુદ્ધયોગી છુ.'

'તો આ કોઈ યોદ્ધો છે ?'

'ના શૂરસિંહમા અને તેના સિંહબલમાં શક્તિના ચેતન પૂરનાર મહાશક્તિ ભૈરવી છે.' સમ્રાટ સહસા બોલી ઊઠયા, 'કાપાલિક કન્યા ભૈરવી ? બેટા, તમારે જંગમાં ઝઝૂમવાનાં ન હોય! તમે અમારી છાવણીમાં વસો.'

'મહારાજ, ક્ષમા કરજો—એ સિંહણુ છે—મને મરતાં એણે શીખવાડ્યુ છે—બ્હાર છાવણીની પાસે ઊભેલી અમારી ટૂકડીને જરા પૂછો કે 'મા' યુદ્ધમા નહી આવે—તમે જાવ.'

'શું કહો છો ?'

'યથાર્થ કહું છું—એ બધા કહેશે 'મા' ને આશરે અમે જીવીએ છીએ અને 'મા'ની આજ્ઞાથી એમનાજ ચરણમા અમે ખપી જઈએ છીએ.'

બાહુશ્રીએ કહ્યું 'શૂરસિંહ, ગુજરાતની યુવતીઓએ ગુજરાતને મહાગુજરાત બનાવવાને હસ્તે મુખડે જ્યારથી પોતાના યૌવનધનને રાષ્ટ્રયજ્ઞમા હોમી દીધુ છે, ત્યારથી કવિયોએ ગુજરાતની ગૌરવગાથાઓ કાવ્યરૂપે ગૂંથવા માંડી છે—ખમીરવાળા યુવાન યોદ્ધાઓ યુદ્ધના ખપ્પરમાં શિર આપવાને અધીર બની રહ્યા છે—પ્રેમાળ માતાઓએ સોડમા સૂતેલા પોતાના દૂધમૂહાઓનો મોહ છોડી દીધો છે અને પોતાના જુવાન—કાળજાની કોર જેવા લાડકવાયા દીકરાઓને–માનવતાના મહાયજ્ઞમાં હોમાવાને આનન્દાશ્રુ સહિત પાઠવી દીધા છે—અત્યારના મહાગુજરાતની આ સંપત્તિ છે—મહારાજ, અત્યારે યુદ્ધ કરવાને પ્રેરાયલી મહાશક્તિઓમાથી એકેયને પાછી ખેંચવાની જરૂર નથી.'

'વારુ, શૂરસિંહજી, આપને કૈં કહેવુ છે ?'

'હું સંદેશ લાવ્યો છું.'

'શો સંદેશ છે ?'

'આપણે અત્યારેજ કૂચ કરવી જોઇએ. કારણ કે અજારાજ આપણી પાસે આવી રહ્યો છે–એટલે આપણને વ્યૂહ રચી આજુબાજુથી ઘેરી ન લે તેટલા માટે.'

'મહારાજ, શૂરસિંહનું કહેવુ બરાબર છે.' બાહુશ્રીએ કહ્યું, 'વારૂ, તો ગઢવીજી, ચાલો—મહારાજ, અમો સૈન્યને કૂચ કરાવીએ છીએ—તંબુ ડેરા ઉઠાવી લેવડાવીએ છીએ.'

'બાહુશ્રી, તું અને શૂરસિંહ કૈં ઓછા યુદ્ધકુશળ નથી !—તમારી વ્યવસ્થા યથાર્થજ હોય—પણ વ્યૂહરચનામા જ્યા જ્યા તમારી મતિ ન ચાલે ત્યા અમને પૂછજો—અમે વિકટમાંથી સરલ કરી આપીશું—ચાલો તૈયાર થાઓ–ગઢવીજી, પેલું 'યુદ્ધગીત' યાદ છે ને ?'

'મહારાજ, ગુજરાતની ગૌરવગાથા મરતાં મરતાં પણ ગૂંજીશ. ભૂલવું એ ગાથાગર્જકનો ધર્મ નથી.'

સર્વ યોદ્ધાઓ છાવણીમાં વિદાય થયા. અને જોતજોતામાં તો સૈન્ય-સાધનની સર્વ તૈયારીઓ થઈ ગઇ. સમ્રાટે પણ યુદ્ધોચિત અભેદ્ય બખ્તર પરિધાન કર્યું હતું.

જ્યા સમ્રાટે 'સ્વસ્તિક' હસ્તિ પર ગોઠવેલી મંગલ અંબાડી પર આરોહણ કર્યું કે સમગ્ર સૈન્યદલે કૂચ શરૂ કરી. વિપુલ સૈન્યને મોખરે ગઢવી કરણદાન એક ખ્યાત સમરગીત લલકારી ગુજરાતી યોદ્ધાઓમાં શૌર્યચેતનની ચિનગારીઓ સ્ફુરાવી રહ્યો હતો—તે રોમાચ-કારિણી શૈલીથી રણકારતો હતો કે,—

[સમરગીત]

(૧)

વીર! આવ, વીર! આવ!
શિર પર ઝીલ ઘાવ!—વીર આવ.
ઘન રણતૂરીનાદ સિન્ધુપારે સભળાય,
'કુકકુટ-નિશાન' સહ વિષાન-'તૂ'-સ્વર થાય;
સમ્મિત મર્દ થાય! ભીરૂ ઝટ ભાગી જાય,
રણતૂરાએ નવરૂધિરે સ્પન્દન થાય,
વીર! આવ, ખેલ દાવ!
આવશે ન ફરી લ્હાવ!

(૨)

વ્યજનાને યુગની યત્રણાનું ગજન થાય!
ખણનન ઝણનન સમર—સગીત થાય!
કર જાય! સર જાય! પણ પણ ન મૂકાય!
રણદુન્દુભિનિનાદ થાય, પદ ન ચૂકાય!
ઉર ઉર જુદ્ધભાવ!
વીર! આવ, વીર! આવ!

(૩)

જીવનભવને ઉડે વિજય—ઉલ્લાસધ્વજ !
શૌર્ય—સુરાપાનથી પ્રમત્ત મસ્ત મનગજ !
લોચનના કુંડદ્વયમાં જ્વલિત રણયાગ !
યજ્ઞકુંડમા મનુજમુંડ આહુતિ—વિભાગ !
યજ્ઞ—પુરોહિત ! આવ !
વીર ! આવ, વીર ! આવ !

(૪)

ગગનઘુમ્મટમા ઘેરાય ઘન ઘનઘોર !
જીવનગગન ઘોર જોઈ, બોલે કાલમોર !
તવ શિર પર ‘પંખીગજ’ જ્યાં પસાર થાય !
કાન્તિ, કાલ, વિજયના વિક્રમ સંગીત ગાય !
સુરસેનાપતિ ! આવ !
વીર ! આવ, વીર ! આવ !

(૫)

આરત ભારત એક ટેક પરિપૂર્ણ થાય !
સ્વતન્ત્ર ભારત થાય ! પછી ભલે સર જાય !
માડીને નયને ગંગા યમુના આંસુની ધાર—
—વહે છે; કમર કસ ! તરણી ઉતાર પાર !
મહદ્ નૈયા બનાવ !
વીર ! આવ વીર ! આવ !

(૬)

ચોર ને નઠોર આ નાસ્તિક તાણે માતચીર !
જાગો ! જાગો ! સાધુ, સન્ત, યતિ, રણપતિ વીર !
જાગો ! મહાવીરહીર ! જાગો ! નભ ! નગ ! નીર !
ભારત–સંસ્કૃતિ આજ ઉન્નત કરે છે શિર !
કર ધર ! દેશ—નાવ !
વીર ! આવ, વીર ! આવ !

(૭)

દાઝ દિલ ધરી, વરી માતતાતની આશિષ,
મહાશૂર સ્હાય કરે, મૂકો જો અલગ શિષ!
અસર કરી ન શકે મહાવાસુકીનું વિષ!
ઘરમાં છુપાઈ જાય બાયલા બતાવી મિષ!
તેનો કો પૂછે ન ભાવ!
વીર! આવ, વીર! આવ!

(૮)

ચેતન-ચિરાગ જો પ્રજવલિત છે ચિત્ત ચિત્ત!
મુક્તિનુ મીઠુ મીઠુ છે મુખ મુખ નવનીત!
નરમ ગરમ થાય! એકેની ન નાડ શીત!
જાતે કાલ પાશ ધરી, કાલ કર્યો ભયભીત!
જીતનો ખચિત દાવ!
વીર! આવ, વીર! આવ!

(૯)

શયન—અશન જેને મન જંગ નિર્ભર!
જીવન—ચોપાટ તે બિછાવી છે બેઠેલ નર!
તેને નવ શકે કોઈ ડરાવી દુનિયા—ડર!
ફેંકે યમ કાલપાસા ગમે તે ચોપાટ પર!
મોંઘા છે સમરહ્હાવ!
વીર! આવ, વીર! આવ!

(૧૦)

ગુજરાત મહાગુજરાત બને એ પ્રભાત!
એક છત્રછાંય ધરે એજ મહાગુજરાત!
માનવતા કાજ મરી ફીટનાર ગુજરાત!
દાનવતા આજ દલી ફરનાર ગુજરાત!

ભૂવનમોહિની માત!
હેમાદ્‌ગિની ગુજરાત!
કર્ણરાજે સિદ્ધરાજે—
—કર્યા વિભૂષિત ગાત!
ભૂવનવિજયી માત!
જય જય ગુજરાત!

ગઢવી કરણદાનના સમરસંગીતે ધસમસતી સમ્રાટની વિપુલ સેના અન્નારાજના ધસારાનો યોગ્ય પ્રત્યુત્તર આપવા રણભૂમિ પર આવી પહોંચી

અને સમ્રાટનું દલબલ જોઈ અન્નારાજની ચળિત મતિ વધુ બ્હાવરી બની ગઈ!

તેની આંખો પરના પડળ ઊતરી ગયાં.

---

## પ્રકરણ ૨૧ મું

### સિદ્ધાશ્રમે

સમ્રાટ અને સપાદલક્ષના દલબલ વચ્ચે તુમુલયુદ્ધ મચ્યું જેમાં ભાગ્યદેવીએ વિજયવૈજયંતી સમ્રાટની ગ્રીવામાં આરોપી અને પૂરણ-રાય-અન્નારાજ પરાજિત બની બંદી બન્યો-યુદ્ધમા ઉદયનનો દીકરો ચારુભટ્ટ મરાયો. તેણે તો સમ્રાટના પ્રાણહરણની બાજી પાથરી'તી. પરંતુ તેના પ્રથમથી ફોડી રાખેલા મહાવતને બદલે નવીન મહાવત હાથીપર આરુઢ થતાં જ તેની ચોપાટના પાસા પલટાઈ ગયા.

સમ્રાટ યુદ્ધથી પરવારી દલબલ સહિત પાછા પોતાને સ્વસ્થાને ફરવાની તૈયારીની સેનાધ્યક્ષોને સૂચના આપી રહ્યા હતા એટલામાં શૂરસિંહે આવી સામરિક અભિવાદન કરી કહ્યું, 'સમ્રાટને સિદ્ધાશ્રમમાં નિમંત્રણ આપ્યુ છે.'

'સિદ્ધાશ્રમ ક્યાં આવ્યો શૂરસિંહ ?'

'આ સામે દષ્ટિગોચર થતી શરાવતીની કેડીએ શોભેલી શૈલ-માલાઓ પર.'

'ખરેખર, સામેની શૈલમાલાઓનુ સૌંદર્ય તો સિદ્ધપુરુષોને જ વસવા સરખુ છે-બાહુશ્રી, ત્યારે સિદ્ધાશ્રમમાં જઈશું ?'

જી, આપણે કૈ જ વાંધો નથી-કારણ આપણે તો શમશેરસિદ્ધ અને યોગસિદ્ધ પુરુષોને મળવાનો મૂળથી જ શોખ છે.'

'તો ચાલો, દલબલ ઉપાડો, 'ઉપાડો'ની આજ્ઞા થતાં જ સમગ્ર

દલબલે આશ્રમ તરફના માર્ગે કૂચ કરવા માંડી. જોતજોતામાં તો સમ્રાટ, દલબલ સહિત ગિરિશૃંગસ્થિત સિદ્ધાશ્રમમાં આવી પહોંચ્યા.

આશ્રમના દ્વાર આગળ એક પાગલ પોતાના એક હાથમાની ફરસીથી પોતાના બીજા હાથના કાંડાને ધીમે ધીમે વાઢી રહ્યો હતો અને અસ્પષ્ટ ભાષામા તે કૈંક બડબડતો હતો, 'લ......' એમ કહી 'લે-લેતો જા' બોલી પોતાના કાંડા પર તેણે ધીમેથી ફરશીનો એક લસરકો માર્યો. 'વ' કહી બીજો લસરકો માર્યો. 'ગિ-ગિ-ગિ' કહી ત્રીજો લસરકો કર્યો. 'કા-કા-કા' કહી ચોથો લસરકો માર્યો અને કાંડુ વધારે કપાતા તેમાથી રૂધિરની ફુવારી ફૂટવા માડી એટલે-'ઓ, બાપ રે .. ..!' કહી ઊભો થઈ નાઠો.

સમ્રાટ, બાહુશ્રી, ગઢવી, રાજસિંહ અને બંદી અર્ણોરાજ વિગેરે સિદ્ધની પાસે આવી પહોંચ્યા તેમણે જોયુ કે દયાની મૂર્તિસમા સાક્ષાત મહાવીર, પેલા પાગલને કાંડે પાટો બાધી રહ્યા છે અને પાગલ રડવાને બદલે અટ્ટહાસ્ય કરી રહ્યો છે.

સામેથી આશ્રમમાં મહામંડલને પ્રવેશતું જોઈ સિદ્ધપુરુષે, 'આવો, બેસો' કહી સામાન્ય ભાષાથી સત્કાર કર્યો.

આસન લેતાં લેતાં કુમારપાળે પ્રશ્ન કર્યો, 'કોણ-લલિત?'

'કુમારપાળરાજ! ક્યા લલિતને સંબોધો છો?'

બાહુશ્રીએ આગળ જઈ સિદ્ધના ચરણમાં વંદન કર્યું અને દૃષ્ટોદૃષ્ટ મળી

'કોણ? બાહુશ્રી! બેસ-બેસ-જોઈ તારા મિત્રની દશા?'

'જોઈ નથી શકાતી-ચક્કર આવે છે-ક્યા કર્મવીર લલિત ને ક્યાં અત્યારનો આ પાગલ લલિત! મહારાજ, એના જીવન પર કૃપા કરો.'

'એનુ સંચિત ભોગવ્યે જ છૂટકો'

'એના પિતાશ્રીના ખૂનને માટે હુ ગુન્હેગાર છુ.'

'ના-નિમિત્તને ગુન્હેગાર ન ગણાય'

'મહારાજ! દિગ્વિજય પછીનુ આ દશ્ય ?' સમ્રાટે ખિન્ન હૃદયે પ્રશ્ન કર્યો.

'તેં એ બધુ માનવતાના મહાસમુહના સંરક્ષણાર્થે કર્યું છે. અનેકના પાલનહાર પિતા—સમ્રાટનો વધ કરવાનો પ્રયત્ન કરનાર કૃષ્ણદેવ મરવો જ જોઇએ.'

'પણ મહાત્મન ! આ સમ્રાટના હસ્તે અસંખ્ય માનવહિંસા કરી છે.'

'હિંસા ?' કહી સિધ્ધે હાસ્ય કર્યું.

'તો શુ મહાવીરનો મહાઆદેશ અહિંસા ?'

'હા, અહિંસા ! અહિંસા'

'કેમ મનાય ?'

'હજારોના પાલનહાર પિતાથી શાંત કેમ સૂવાય ? સમ્રાટ પદવી ધારણ કરનાર અવંતીનાથથી ક્ષાત્રધર્મ ભૂલાય જ કેમ ? તેં તારો રાજધર્મ આદર્યો છે-ક્ષત્રિયને શોભે તેવું શુધ્ધ ક્ષાત્રત્વ બતાવ્યુ છે—મહાગુજરાતની મહાપ્રજાનુ આવા નાસ્તિકોના કરકમલમાંથી સરંક્ષણ કર્યું છે કોણ કહે છે કે ધર્મવિરૂદ્ધ તે આચારણ કર્યું છે-કોણ કહે છે કે તેં અકર્મ કે અધર્મ કર્યો છે ?'

'મહારાજ, લવંગિકા કેમ જણાતી નથી ?' બાહુશ્રીએ પૂછ્યું.

'લવંગિકાને યમના તેડાં આવ્યા—તે ગઈ અને તારા મિત્રની પાગલદશા કરતી ગઇ'

'મહારાજ, પ્રેમલદેવી જો અહી આવે અને એના લલિતની આ દશા જૂએ તો......'

'સમ્રાટ, આજે મિલનઘટિકા છે-બધાય તમને મળશે અને...'

'અને શું મહારાજ ?'

'અને દીકરા દેવુ, આમ આવ—પતિના ચરણમા વંદન કર.'

બાજૂના ખંડમાંથી સપાદલક્ષની માની દેવુરાણી શાણી બની આવી અને પૂરણરાયના ચરણમાં મસ્તક નમાવ્યુ.

અને આશ્રમમા એક યોગિનીએ પ્રવેશ કર્યો તેના હાથમા એકતારો તંબૂરો હતો અને તે એક ગીત ગૂંજતી હતી કે,—

( માલકૌંશ–ત્રિતાલ )

પ્રિયજનનું સ્મરણ સુખ આપે !
પ્રિયજનનુ મરણુ અનુતાપે !.. પ્રિયજનનું
પ્રિયજન સ્વીયજન સ્નેહ કરીને—
પાગલ કરતા હૃદય હરીને—
નિજર્જન મન–મન્દિર સ્થાપે !...પ્રિયજનનુ.

સમ્રાટ આસનેથી ઊભો થયો અને યોગિની તરફ વળ્યો અને સાનંદાશ્ચાર્ય બોલી ઊઠયો, કોણુ, બ્હેન ? પ્રેમલદેવી ? યોગિની બની છે ? મારે ત્યાં શું ઓછું આવ્યુ ?'

'ભાઈ, તારૂં ત્રિલોકનુ રાજ્ય મારે ન જોઈએ'

'બહેન, પ્રેમલ ! એથી બીજું હું શું આપુ ?'

'મારો કૃષ્ણ લાવ.'

'બ્હેન, પ્રેમલ–પ્રેમલ–તારો કૃષ્ણ . ...' કહી ભાઈની આંખો અશ્રુથી ભરાઈ ગઈ તે વધુ આગળ ન બોલી શકયો.

'મારો લાડકો લલિત બતાવ.'

પાગલ લલિત સામેથી દોડતો આવ્યો–કાંડા પર બાંધેલો પાટો છોડી નાંખ્યો હતો અને લોહી દદડી રહ્યુ હતુ.

'દીકરા !' કહી પુત્રઘેલી પ્રેમલદેવીએ લલિતનુ માથું છાતીમાં છુપાવી દીધુ અને બા–કહેતો કહેતો એની માનો એકનો એક–આંખોનો સિતારો–પ્રાણથી ય પ્યારો–લાડકવાયો લલિત–માતાની છાતીમાં સદાને માટે સમાઈ ગયો, લપાઈ ગયો ! અને પ્રેમલદેવીએ પણ 'બેટા ! મારા લાડકા !' કહી જિનેન્દ્રસૂરિના સિદ્ધાશ્રમમાં પોતાના પ્યારા લલિતને છાતી પર રાખી અમરશાંતિભરી અમરસોડ તાણી.

સિદ્ધ સૂરિએ સહજ સ્મિત કર્યું.

અને સમ્રાટે ?—

ॐ शान्तिः ॥ शान्तिः ॥ शान्तिः ॥

# ઉપસંહાર

દિગ્વિજય કરવા નીકળેલા મહાગુજરાતના મહાસમ્રાટે સપાદ-લક્ષેશ્વર જેવા અનેકાનેક રાજવીઓનો પરાભવ કરી, તેઓની પાસે મહાગુજરાતનુ સાર્વભૌમત્વ કબુલાવી જ્યારે પાટનગર અણહિલપુર પાટણ તરફ પુનરાગમન કર્યું ત્યારે તેઓશ્રીના સંબલ અને સંપત્તિ નીચે મુજબના હતા —

અનેક કોટિ દ્રવ્ય, ૧૧ લાખ અશ્વો, ૧૧૦૦ હાથી, ૫૦૦૦૦ રથ, ૭૨ સામંત, ૧૮ લાખ પાયદલ

અને બિરૂદ પ્રાપ્ત કર્યું,—

સમસ્ત રાજાવલિ વિરાજિત મહારાજાધિરાજ પરમભટ્ટારક-પરમેશ્વર નિજભુજવિક્રમ રણાંગણવિનિર્જિત પ્રૌઢપ્રતાપી શ્રી કુમાર-પાળદેવ.

સમ્રાટે દિગ્વિજય કર્યા બાદ પોતાના સુવિસ્તૃત સામ્રાજ્યના પૂર્ણ શાંતિના દિવસોમાં સાહિત્ય અને શિલ્પ બન્નેને સંપૂર્ણ ઉત્તેજન આપ્યું હતું

સમ્રાટે ૨૧ જ્ઞાનભંડાર, તથા એક વિશાળ લેખનશાળા સ્થાપન કરી હતી જેમા-વિદ્વાન સૂરિ શ્રી હેમચન્દ્રજીના રચેલા પુસ્તકોની નકલો કરવાને માટે ૩૦૦ લહિયાઓ રોકવામા આવ્યા હતા. ઘણું ખરૂં તે સમયના ગ્રંથો તાલપત્રો પરજ લખાતાં હતાં.

મહાગુજરાતના મહાયુગના પ્રતિભાપૂર્ણ ઇતિહાસ અને સાહિત્યને સજીવત રાખનાર વિદ્વાન સૂરિના ગ્રથની તાલિકા નીચે મુજબની છેઃ–

(૧) અનેકાર્થસંગ્રહ (૨) અનેકાર્થશેષ (૩) અભિધાનચિન્તા-મણિ (હેમીનામમાળા) (૪) અભિમાન ચિન્તામણિ પરિશિષ્ટ (૫) અલંકારચૂડામણિ કાવ્યાનુશાસનવૃત્તિ (૬) ઉણાદિસૂત્રવૃત્તિ (૭) ઉણાદિસૂત્રવિવરણ (૮) છંદોનુશાસન અને વૃત્તિ (૯) દેશીનામમાલા રત્નાવલી (૧૦) ધાતુપાઠ અને વૃત્તિ (૧૧) ધાતુપારાયણ અને વૃત્તિ (૧૨) ધાતુમાલા (૧૩) નિઘંટશેષ (૧૪) બલાબલ સૂત્ર બૃહદવૃત્તિ (૧૫) સિદ્ધહેમ શબ્દાનુશાસન બૃહદવૃત્તિ અને લઘુવૃત્તિ (૧૬) શેષ-સંગ્રહ નામમાલા અને શેષસંગ્રહ સારોધ્ધાર (૧૭) લિંગાનુશાસન (૧૮) લિંગાનુશાન વૃત્તિ–લિંગાનુશાસન વિવરણ (૧૯) ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર (૨૦) પરિશિષ્ટ પર્વ (૨) હેમન્યાયાર્થમંજૂષિકા (૨૧) સ. દ્વયાશ્રય અને વૃત્તિ પ્રા દ્વયાશ્રય અને વૃત્તિ (ઇતિહાસ વ્યાકરણનો એકત્ર ગ્રન્થ વ્યાકરણ મારફત ઇતિહાસ) (૨૨) હેમવાદાનુશાસન (૨૩) મહાવીર દ્વાત્રિંશિકા-વીર દ્વાત્રિંશિકા. આ ઉપરાન્ત બીજા પચ્ચીસેક ગ્રન્થો સૂરિજીએ લખ્યા છે.

સમ્રાટે પોતાની સત્તા નીચેના અરાઢે દેશોમા ઠેર ઠેર વિહારો અને ચૈત્યો બંધાવ્યા હતા તેમણે આશરે ૧૪૪૪ નવા વિહાર (દેરા) બંધાવ્યા હતો અને આશરે ૧૬૦૦૦નો જીર્ણોદ્ધાર કરાવ્યો કહેવાય છે

આજે પણ વસ્તુપાલ–તેજપાલના દેરાઓનુ શિલ્પકામ જોનારને તાજનુ શિલ્પ સરખાવતા સમજ પડે છે કે કયુ શિલ્પ ઉત્તમ છે? શિલ્પના મૂળતત્ત્વો જાણનાર શિલ્પીને જ સાચા ઝવેરી બનવાનો અધિકાર છે–લેખક કે કવિ એમા માથુ મારે તો એનું માથુ ન ચાલે, પણ નકામુ દોઢ ડહાપણનું ગોથુ જ ખાય.

ભરૂચમા જુમ્મા મસ્જિદના નામે અત્યારે જાણીતી એવી એક ઇમારત છે–એજ શ [illegible] ાર અંદરનું બધુંય શિલ્પ **જૈન–દેરા-**

સરનું—ફક્ત સામી ભીતમાં ચણી લીધેલો નમાઝ પઢાવાનો ગોખજ મસ્જિદ! આવી તો કેટલીય આપણી તયાર મિલ્કત એમણે પોતાને નામે ચઢાવી લીધી છે—જેમાં નવું કૈં જ કરવાની જરૂર ન પડે! આરસ સિવાયના સામાન્ય પત્થરોને વેલપત્તીથી અલંકૃત કરવાનું કુશળકાર્ય આપણો શિલ્પી જાણતો હતો. આપણા શિલ્પની સુન્દર ને ઉત્કૃષ્ટ સંસ્કૃતિ, જૈનોના પ્રાચીન અને અર્વાચીન દેરાસરોમાં હજુય જળવાઈ રહી છે અને આપણો ઇતિહાસ એ જૈનયુગના મહાવિદ્વાન શ્રી હેમસૂરિની સતત એકધારી સાહિત્યસેવાથી સચવાઈ રહ્યો છે આ વાતનો કયો ગુજરાતી ઇન્કાર કરી શકે એમ છે?

દ્વિતીય ખણ્ડ સમાપ્ત

ॐ शान्तिः ॥ शान्तिः ॥ शान्तिः ॥

# પરિપત્ર

ગયા પુસ્તકમા જાહેર કર્યા પ્રમાણે અમારી સંસ્થાએ ઉપાડવા-ની **નિધિ-ફંડની** યોજનાના કામચલાઉ નિયમો આ નીચે આપ્યા છે. એવી ઇચ્છાથી કે તા ૩૧-૩-૫૦ સુધીમા આમજનતા જે જે સલાહસૂચન અમને લખી મોકલે તે ઉપર વિચાર કરી પાકા નિર્ણય ઉપર આવી તેને વ્યવહારૂ રૂપ આપી શકાય

## નિધિ-ફંડ માટેના કામચલાઉ નિયમો

સવિનય જણાવવાનુ કે ત્રણેક વર્ષથી અમે જાહેર ટ્રસ્ટ કરી તેને રાજ્યના દફતરે રજીસ્ટર કરાવેલ છે. તેનો વહીવટ આ પરિપત્રને અંતે જણાવેલ નામાંકિત સદ્‌ગૃહસ્થોની સલાહ અને દેખરેખ નીચે ચાલે છે. તેમણે બજાવેલ કાર્યવાહીના પ્રથમનાં બે વર્ષના-વાર્ષિક રીપોર્ટ તથા હિસાબx પ્રગટ થઇ ગયા છે જેથી અમારી કામગિરિનો સંપૂર્ણ ખ્યાલ કોઈને પણ આવી શકશે.

અમારા ટ્રસ્ટે પાંચ કાર્યો હાથ ધરવાનુ ઠરાવ્યુ છે (૧) પુસ્તકો પ્રકાશિત કરવાં (૨) અનેક પુસ્તકાલયો ચારે તરફ ઊભા કરવા (૩) જ્ઞાન-મહોદધિ-એન્સાઇક્લોપિડિયા ઊભી કરવી (૪) જૈન યુનિવરસિટિનું સ્થાપન કરવુ (૫) તથા જૈન નિધિ-ફંડની રચના કરવી.

---

x જે મંગાવવાથી બુકપોસ્ટમા તદ્દન મફત મોકલવામા આવશે.

ઉપર નિર્દિષ્ટ કરેલ પાંચમાંના છેલ્લા ઉદ્દેશ–કાર્ય માટે આપને આ પત્ર લખવા રજા લઇએ છીએ. નિર્વિવાદ છે કે આપણા સામાજીક અને કૌટુંબિક જીવનમા અનેક સારા માઠા પ્રસગોએ સર્વ કોઇ પોતપોતાના ગજા પ્રમાણે નાની મોટી રકમો વાપરવા કે દાન દેવા માટે જુદી કાઢે છે. પરંતુ તે રકમનો સારામાં સારો અને ઓછામાં ઓછી મહેનતે કેમ ઉપયોગ કરવો તે સર્વ કોઇની જાણમાં હોતુ નથી. કોઇકને શારીરિક કારણોસર, તો કોઇકને સયોગના અજ્ઞાનપણાથી, તો કોઇકને તથાપ્રકારની અનેકવિધ પરિસ્થિતિની મુસ્કેલીઓ નડે છે. તો વળી કેટલાકને પોતાના વ્યવસાય આડે ફુરસદ ન આવવાથી લાચારી ભોગવવી પડે છે; પરિણામે દાનની રકમ વિના વપરાશે પડી રહે છે અથવા તો ઇચ્છિત ફળ મળે તેવો ઉપયોગ થઈ શકતો નથી. દાતાઓની આવા પ્રકારની મુસ્કેલીઓના ઉકેલ માટે અમે નીચે પ્રમાણે ગોઠવણ ઉતારી છે તો તેનો લાભ લેવા જરૂર પડે ત્યારે વિનંતિ છે.

(અ) જો એક જ વખતે દાનની સઘળી રકમ વાપરી નાખવાની હશે તો અમારૂ મહેનતાણુ રૂ. ૫૦૦] સુધીની રકમ માટે ઉચક રૂ. ૧૦] અને રૂ. ૨૦૦૦] સુધી માટે રૂ. ૨૫] લેવામા આવશે.

(આ) પરંતુ દાનની રકમના વ્યાજમાંથી કે અન્ય રીતે ઉત્પન્ન થતી રકમમાથી, વાર્ષિક અથવા સામાયિક વ્યય કરવાનો હશે તો, વાર્ષિક

| | | | |
|---|---|---|---|
| રૂ | ૨૦૦] સુધીના ઉત્પન્નના વ્યય પાછળ સેકડે | ૧૦%=રૂ. | ૨૦] |
| રૂ | ૫૦૦] ,, ,, ,, ,, ,, | ૭½%=,, | ૩૭॥ |
| રૂ. | ૧૦૦૦] ,, ,, ,, ,, ,, | ૬¼%=,, | ૬૨॥ |
| રૂ. | ૨૦૦૦] ,, ,, ,, ,, ,, | ૫%=,, | ૧૦૦] |
| રૂ | ૫૦૦૦] ,, ,, ,, ,, ,, | ૩½%=,, | ૧૭૫] |
| રૂ | તેથી વધારા માટે ,, | ૨½%=,, | |

ઉપરના મહેનતાણા સિવાય, દાતાની ઇચ્છાનો સ્વીકાર કરાય તો અમલ કરતાં, કોઇ જાહેરાત કરવી પડે કે હેંડબીલ છપાવવાં વહેંચવાની જરૂર પડે કે પત્રવ્યવહાર-કરવો પડે તો, તેનુ જે પ્રાથમિક ખર્ચ થશે તે ખરેખરી રકમ લેવી પડશે દાતાની ઇચ્છા પ્રમાણે અમે નૈતિક રીતે બંધાયલા છીએ અને તેનો સંતોષકારક વ્યય કરીને વારંવાર (અની બાબતમા કાર્ય પૂરૂં થયે અને આ બાબતમાં વાર્ષિક છાપેલા રીપોર્ટથી) ખબર આપતા રહેવામાં આવશે.

આ પ્રયાસ જેમના હિત માટે કરવા અમે પ્રેરાયા છીએ-તે પ્રયાસ સફ્રૂત થવા જેટલી રકમ જૈનનિધિમાં ભેગી નહિ થાય તો અમને યોગ્ય લાગે તે સમયે રકમ જેને તેને પરત કરવામાં આવશે.

દાનની રકમ અમને દાતાએ પોતાના ખર્ચે અને જોખમે અમારી ઓફીસે પહોંચાડવી પડશે. તે બાદ પહેલેથી આંખર સુધી સર્વ વ્યવસ્થા અમારે કરી આપવાની છે. દશ વર્ષના અનુભવ પછી સરતોમા ફેરફાર કરવાની અમોને છૂટ છે.

વિશેષ ખુલાસાની જરૂર હોય તો પુછાવવા મહેરબાની કરશો એજ વિનતિ.

રાવપુરા
વડોદરા
તા.

ટ્રસ્ટ બોર્ડની વતી વહિવટ કરનાર
મેનેજીંગ ટ્રસ્ટી
ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ. (મુંબઇ)
એમ એ. આર એસ. (લંડન)

તા. ક. જેને જેને આ પરિપત્ર ઉપયોગી થશે, એમ આપને લાગે, તેમને વંચાવશો તથા આપશો અથવા અમને તેવાં સરનામાં લખી જણાવશો.

# અરજી કરવાનો નમુનો

(ડૉ ત્રિભુવનદાસ લહેરચંદ શાહ સંસ્થાપિત ટ્રસ્ટના કાર્યાલયના)
મહેરબાન વ્યવસ્થાપક સાહેબ જોગ

રાવપુરા—મુ. વડોદરા

સવિનય વિનંતિ-કે આપના તરફથી ચારે તરફ બીન વપરાશી પડી રહેલા દાનનો ઉપયોગ કરવાની "જૈન નિધિ" યોજના તથા તેના નિયમો અમે વાચ્યા છે તે સર્વે અમોને માન્ય છે. તેને અનુલક્ષીને જણાવવાનું કે અમારી પાસે, સાથેના પત્રમાં લખ્યા પ્રમાણેની, દાનમાં દેવાયેલી રકમ પડી રહી છે. તેને સત્વર વપરાશમાં લેવા આપશ્રીને હવાલે કરવા અમારી ઇચ્છા થઈ છે તે માટેની અમારી શરતો તથા અન્ય હકીકત પણ આ સાથે જણાવી છે તો તે રકમ સંભાળી લેવાની આપશ્રીની અનુમતી મોકલશોજી કે જેથી અમે તે રકમ* અમારા ખર્ચે અને જોખમે આપને પહોંચતી કરી દઈએ. અમે છીએ આપના વિશ્વાસુ

---

* જો નાણાં ચેકથી મોકલવાનાં હોય તો "ડૉ ત્રિભુવનદાસ લહેરચંદ શાહ સાહિત્ય ટ્રસ્ટ"ના નામનો ચેક મોકલશોજી.